Komal Gandhar (A Collection of Gujarati Short Stories)
by Shivkumar Joshi □ 1970
Published by Vora & Co. : Ahmedabad.



મૂલ્ય : રૂા. ૮-૫૦ □ પ્રથમ આવૃત્તિ : ઓગણીસો સીત્તેર



□ પ્રત : બારસો પચાસ

આવરણ : રજની □ આવરણ છપાઈ :
ધી યશવંત પ્રિન્ટિંગ પ્રેસ-પ્રાંતિજ

મુદ્રક : નાનાલાલ શાહ □ પ્રકાશક : શિવજી આશર
સર્વોદય મુદ્રણાલય □ વોરા ઍન્ડ કંપની
સાદરા. □ ગાંધી માર્ગ, અમદાવાદ-એક

મારી સાહિત્ય પ્રવૃત્તિ તે મારી ધંધાકીય પ્રવૃત્તિ માટેનું Disqualification નથી. એમ સ્વીકારી લઈને જેમણે બન્ને મોરચા સાચવ્યે જવામાં મને પ્રોત્સાહન આપ્યું-આપ્યા કર્યું તે—

મુ. શ્રી. શાંતિલાલ મહેતાને સાદર

# શિવકુમાર જોષીની અન્ય રચનાઓ

**નવલકથા**

કંચુકીબંધ

અનંગરાગ

શ્રાવણી

એસ. એસ. રૂપનારાયણ

આભ રૂવે એની નવલખ ધારે

કેફ કસુંબલ

રજતરેખ

સોનલછાંય

દિયો અભયનાં દાન

એક કણ રે આપો

ના, નથી હું નારાયણી !

ઘન મધરાતે

કમલ કાનન કૉલોની

અયનાંશુ



□ □

**નવલિકા**

અભિસાર

રાત અંધારી

ત્રિશૂળ

રજનીગન્ધા

કનક કટોરો

# સાતમો સંગ્રહ

આ મારો સાતમો વાર્તા સંગ્રહ !

કલકત્તામાં રહું છું. વર્ષોથી, એટલે અહીંના લોકોની જ વાતો સૂઝે છે, એ મારી ક્ષતિ ગણાય તો નિરૂપાય છું. જે દુનિયા વચ્ચે હું છું તેનાં જ જૂદાજૂદા પાસાં નજરે પડે છે, એ લોકો જ આત્મીય લાગે છે. એટલે એમના આનંદ–પ્રમોદ ભાવના ભાવનાનો ભંગાર, એ બધું જ મારી વાર્તાનો માલ મસાલો બનીને આવે છે.

ક્યારેક - ક્યારેક વિષયનું પુનરાવર્તન થતું પણ લાગશે, તે પણ જાણી જોઈને થવા દીધું છે. એની એ વાત જૂદાજૂદા ઘાટ લઈને આવે છે. એ વસ્તુની એવી *Vitality* છે કે એને એક જ રીતે મૂલવ્યે ન ચાલે...... એ કારણે આટલો ખુલાસો.

"આધૂનિક" કે "નવી" કહેવાય એવી આ વાર્તાઓ નથી, અને છતાંયે આજની ને આજના માનવીની છે, આ વાર્તાઓ – હા વાર્તાઓ તો છે જ !

૧૧, આરમિનીયન સ્ટ્રીટ
કલકત્તા–૧
તા. ૨૮–૭–'૭૦

શિવકુમાર જોષી

## ક્રમ

૧

# કોમલ ગાન્ધાર

એક વાર સૂતો એટલે સૂતો, પછી સવાર વહેલું પડજો. મારી આવી ઊંઘ માટે ઊર્મિલાની અવારનવાર ફરિયાદ–'ઘરમાં કોઈ ચોર ઘૂસી જાય ને બધું સાફ કરી જાય તો પણ તમે તો...' એ અવારનવાર વ્યક્ત કરતી અને હું એકનો એક જવાબ આપતો,

'તું ઘરમાં હોય પછી તાકાત છે કોઇની કે—'

'પણ હું નહિ હોઉં ત્યારે?'

'તો પછી ઘરમાં કશું રહ્યું તોયે શું, ઊપડી ગયું તોયે શું?' એમ હું હસીને વાત આટોપી લેતો.

પણ એ રાતે ન બનવાનું બન્યું. કશાયે કારણ સિવાય લગભગ મધરાતે મારી ઊંઘ ઊડી ગઈ. અંધારાની મને બીક લાગે છે એવો ઊર્મિલાનો સતત આક્ષેપ સાંભળ્યા પછી એ વાત મેં લગભગ સ્વીકારી લીધી હતી.

બારી બહારનું ઘાડું અંધારું નજરે પડ્યું ને મેં આંખ મીંચી દઈ ફરી ઊંઘી જવા અથાગ પ્રયત્ન કર્યો પણ મને સરિયામ નિષ્ફળતા મળી. બંધઉઘાડ આંખે હું ક્યારેક બારીની બહાર જોઈ લેતો, ક્યારેક વિચારે ચઢી જતો. દુઃખદાયક વાતો યાદ કરું તો ઊંઘ આવે કે મીઠાં સ્મરણો સંકોરું તો? પણ એવા પ્રયત્નો પણ પડી ભાંગ્યા.

એકાએક મારા કાને સુબદ્ધ શાસ્ત્રીય સંગીતની સૂરાવલી પડી. આછી સિસોટીમાં કોઈ છાયાનટ ઘૂંટતું હતું. ના, એ બંસીનો સૂર ન હતો; મધરાતની નીરવતાને વીંધીને એ સૂરાવલી ક્યાંક આજુબાજુમાં જ પ્રગટતી હતી એમ મને અણસાર પહોંચ્યો.

ઘરની સામે એક ત્રિકોણિયો પાર્ક! ખૂણેખાંચરે બે–ચાર નાનાં વૃક્ષ, એક જૂનો લીમડો ત્યાંની ઉજ્જડતામાં પ્રાધાન્ય ભોગવે. થોડી તૂટેલી પાટલીઓ અને ઈંટોજડેલી બિસ્માર પગદંડી, વચમાં–વચમાં વળી આછું ઘાસ પણ ઊગી જતું. લત્તાના છોકરાઓ સાંજ પડ્યે ફૂટબોલ રમે, દુર્ગાપૂજા અને સરસ્વતીપૂજામાં મંડપો બંધાય ત્યારે વળી એ નિર્જીવ પાર્ક થોડા દિવસ માટે નવા વાઘા પહેરી લે,

સિસોટીનો અવાજ પાર્કમાંથી જ આવે છે એવો મેં અંદાજ કર્યો. હું પડ્યો પડ્યો સાંભળતો હતો. થોડી ક્ષણો પછી સિસોટીને બદલે નિઃશબ્દ આલાપ શરૂ થયો, છાયાનટનો આરોહ–અવરોહ કોઈના ગળામાંથી ઘૂંટાઈને પ્રગટવા માંડ્યો.

શો સૂરીલો કંઠ! કોણ હશે આટલી રાતે? બિછાનામાંથી હું ઊભો થયો. ઊર્મિ નિરાંતે સૂતી હતી. રસ્તા ઉપરની બત્તીનો પ્રકાશ એના અડધા શરીરને અજવાળતો હતો. એના મુખ ઉપર પ્રતિક્ષણ મધુર તેમજ રૌદ્રભાવ સ્થાનબદલી કરતા હતા. હું થોડી ક્ષણો

ઓરડાની વચમાં ઊભો રહ્યો. પેલો સૂર રહીરહીને જુદાજુદા વળાંકો લેતો સમ ઉપર આવતો હતો.

ધીરે પગલે હું વરંડામાં પહોંચ્યો. પેલા લીમડાનો પડછાયો ત્યાં પડતો હતો, એની છાયામાં ઢંકાઈને મેં પાર્કમાં નજર નાખી. કોર્પોરેશનની માંદલી રોશની અમારા લત્તાના અંધકારને વધુ ઘેરો અને ગૂઢ બનાવતી હતી.

આકાશમાં થોડાં નક્ષત્રો છૂટાંછવાયાં નજરે પડતાં હતાં. સાંજે પડેલા વરસાદ પછી હજી થોડાં વાદળ નહિ ખસવાનું વ્રત લઇને જાણે જ્યાંત્યાં ચોંટી રહ્યાં હતાં. વાતાવરણ શૂન્ય હતું–સ્તબ્ધ હતું, અને તે કારણે તો પેલી રાગિણી વધુ સ્પષ્ટ બનીને એ શૂન્યતાને ભરી દેતી હતી.

ધીરે પગલે એક પડછાયો પેલી પગદંડી ઉપર ચાલતો હતો. એ પુરુષની ઊંચાઈ સહેજે પોણા છ ફૂટની હશે, મેં અંદાજ બાંધ્યો. એણે પહોળો પાયજામો અને ઉપર નાઈટગાઉન પહેર્યાં હતાં. એ વ્યક્તિનું માત્ર છાયાચિત્ર નજરે પડતું હતું. તેની પાછળ–પાછળ એક ‘માસ્ટીફ’ લપાઈલપાઇને ચાલતો હતો. પુરુષ ઊભો રહેતો તે જ ક્ષણે તે પણ ઊભો રહે, એની ચાલ ઝડપી થાય તો તે કૂતરાની ચાલ પણ ઝડપી થાય.

ક્યાંય સુધી હું ત્યાં ઊભો જ રહ્યો.

છાયાનટ એણે સંકેલી લીધો. વાતાવરણમાં સોપો પડી ગયો. મારા વરંડાની નજીકમાં નજીક પાર્કમાંની એક પાટલી ઉપર એ બેઠો. પેલો માસ્ટીફ પાટલીના પાયા સાથે શરીર ઘસતો ઊભો રહ્યો.

માથું નીચું કરી કેટલીક ક્ષણ એ ત્યાં બેસી જ રહ્યો. અને એમ માથું નીચું રાખીને જ એણે અડાણાના સૂર ઘૂંટવા માંડ્યા.

માસ્ટીફ હાલતોચાલતો બંધ થઈ ગયો–ચૂપચાપ, જાણે સાંભળતો હોય તે રીતે નહિ, પણ માલિકને કશી ખલેલ ન પડે તેની અદબ રાખતો હોય તે રીતે.

કોણ હશે આ મહાનુભાવ ! આટલી રાત વીત્યે તે પાર્કમાં ટહેલવા નીકળાતું હશે ? ઊર્મિલા જેવી પત્ની હોય તો હાથ પકડીને પાછો ઘરમાં તાણી જાય એવી કલ્પના મને સૂઝી. બાલ્કનીમાંથી મેં શયનખંડમાં નજર કરી. ઊર્મિએ પાસું બદલ્યું હતું, એની વેણી પથારીમાં ત્રણ વળાંકે પથરાઈ હતી. રસ્તા ઉપરનું અજવાળું એની પીઠ ઉપર પડતું હતું. સવારે ચા પીતાં ઊર્મિને ચીઢવી શકાય તેવી સામગ્રી મળી આવી એનો આનંદ હું માણી રહ્યો.

અડાણાની તાલપરંપરા શરૂ થઇ ચૂકી હતી. આકાશ તરફ લગભગ પિસ્તાળીસ અંશે એની નજર ગોઠવાઇ હતી. વિના પ્રયાસે એના ગળામાંથી સૂર વહેતા હતા. અજબ સંગીતસાધક હશે આ નિશાચર ! એમ મને ફરીફરીને લાગવા માંડ્યું. પણ આવું તૈયાર ગળું છતાં માત્ર રાત્રીના ઘેરા અંધકારને, દૂરદૂરના નક્ષત્રોને કે પછી પેલાં હઠીલાં વાદળને જ એ સંગીત સંભળાવતો હતો શું ?

અડાણા પછી કયો રાગ શરૂ કરે છે તે સાંભળવા માટે હું હવે ઉત્સુક બની ચૂક્યો હતો. સંગીતની મારી સમજ લગભગ પ્રાથમિક ગણાય તેવી હતી. ઉત્તમ પારેખની લૉન્ગ પ્લેઇંગ રેકૉર્ડ અને રેડિયો ઉપરથી ઉતારી લીધેલી ટેઈપ ઉપરની ચીજો અવારનવાર સાંભળતાં થોડા રાગ સમજાવતા; તેટલી મૂડી ઉપર તો હું અવારનવાર મોટો વેપાર ખેડી લઉં છું એમ ઊર્મિ અને ઘણી વાર ઉત્તમ મારી મશ્કરી કરી લેતાં.

એ રાતે મને ઉત્તમ અને એની સંગીતજ્ઞ અર્ધાંગિની અરુણા યાદ આવ્યાં. મારી જગ્યાએ એ હોત તો આટલી રીતે પેલા

માસ્ટીફના માલિકને ઘેર આમંત્રી ગરમ કૉફી અને બિસ્કિટથી મહેમાનગતિ આરંભી એની થોડી ચીજો ટેઈપ કરી લેત.

મને ઊંઘ આવે એવો હવે બિલકુલ સંભવ ન હતો એની મને ખાતરી થવા માંડી. વરંડામાં પડેલી નેતરની ખુરશી ઉપર મેં આસન જમાવ્યું. મનોમન નક્કી કે આ મહેફિલ હવે છેક સુધી માણી લેવી. બનારસી કજરી અને છેવટે જાણે જલસો આટોપી લેતોહોય તેમ એણે ભૈરવીની ચીજ ઉપાડી. મૂળે કઠણ હૃદયનો હું, કશાયે વાત મને ભાગ્યે હલાવી શકે એમ હું મગરૂબીપૂર્વક જાહેર કરતો, પણ એ રીતે મને રડી પડવાનું મન થયું. નાનાલાલનું ' ઘૂમે ઘૂમે ને ઘેલી વહે—' યાદ આવી ગયું. જાહ્નવીનો અનંતપ્રવાહ કલ્પના સામે વહેવા માંડ્યો, ભૈરવી ગવાય ને મને એ ગીત યાદ આવે.

સંગીત શમી ગયું. વળી વાતાવરણમાં નિર્મમ શાન્તિ છવાઈ ગઈ. સારીયે કુદરત અમારા ત્રણ માટે પોતાની ઠંડી અવહેલના પાથરતી હોય એવો મને અનુભવ થયો—અમારા ત્રણમાં માલિકનું આજ્ઞાધારી પેલું મૂક પ્રાણી પણ ખરું હોં! એ રાત્રે મને પણ સમસંવેદન અનુભવતો એ માસ્ટીફ સાથીદાર સમો લાગ્યો.

બીજી દસપંદર મિનિટ વીતી અને અજાણ પુરુષ ઊભો થયો. તુરત જ માસ્ટીફ પણ 'હોશિયાર' ની અદામાં ઊભો થઈ ગયો. એકાદ ચક્કર પાર્કમાં મારીને બન્ને સામેની પૂર્વ તરફની ગલીના અંધકારમાં ગાયબ થઈ ગયા.

" એ અંધકારની ભીતરને ભેદવા મથતો હોઉં તેમ થોડી વધુ મિનિટ હું વરંડામાં બેસી રહ્યો. સંગીતની તૃપ્તિદાયક અસરની પકડ-માંથી, મધ્યરાત્રી પછીના એ ગૂઢ વાતાવરણની માદકતામાંથી હજી

હું મુક્ત થયો ન હતો. મારું ચાલે તો એવી મુક્તિને હું પાસે ફરકવા ન દઉં એવી મનની હાલત સાથે હું શયનખંડમાં પાછો ફર્યો.

ઊર્મિનો એક હાથ ઊંઘમાં જાણે શોધતો હોય તેમ મારા પલંગ સુધી લંબાયો હતો. વાંકા વળીને એની અધખૂલી હથેલીમાં મેં ધીરું ચુંબન ભર્યું. એણે મુઠ્ઠી વાળીને હાથ સંકોરી લીધો, ઊંઘમાં કશું બબડી પણ લીધું.

સવારે ચા–નાસ્તો કરતાં મેં રાતનો અનુભવ ઊર્મિને કહી સંભળાવ્યો. હંમેશની જેમ એ બધું કપોલકલ્પિત હોવાનું એમ પ્રમાણપત્ર આપતાં એણે પાદટિપ્પણ કર્યું, 'આવાં ગપ્પાં હાંકો છો તે કરતાં વાર્તાઓ લખોને? કોઈ હૈયાફૂટ્યો સંપાદક છાપશે તો આવી મોંઘવારીમાં એ પૈસા ઘરમાં આવશે ને ખપમાં લાગશે.'

બપોરે ફોન ઉપર ઉત્તમને મેં વાતનો સાર સંભળાવ્યો. એણે અરુણાને વાત પહોંચાડી. એ રાતે મારે ત્યાં બેઠક જામી ગઈ. મધરાતની રાહ જોતાં અમે સૌ પાર્ક સામે મીટ માંડીને બેઠાં.

બરાબર બાર વાગ્યા ઉપર ત્રીસ મિનિટે અમે સૌએ એને પાર્કમાં પ્રવેશતો જોયો. એ જ લેબાશ, એ જ ધીરી ચાલ, અને ધીરેધીરે કશી રાગિણીનો ગુંજારવ.

હજી તો એકાદ સૂરાવલિ જ કાને પડી હતી, ત્યાં ઉત્તમ અને અરુણા ચંચળ થઈ ઊઠ્યાં.

'કિશોર, અદ્‌ભુત ગળું છે! કોઈ રીતેય આપણે એને મળી એની બેઠક જમાવીએ. માગે તો સો–બસો ખર્ચી નાખવાની પણ મારી તૈયારી છે. અહીંના બધા જ ગાયકોનો મને પરિચય છે, પણ આ ગળું જુદું જ–જાણે કેયાઝખાનનું પ્રેત...'

'જીવતાજાગતા માણસ માટે આવી ઉપમા ન આપી હોય તો ન ચાલે?' ઊર્મિએ વિરોધ ઉઠાવ્યો.

'ઉત્તમની ઉત્સાહ બતાવવાની એ રીત છે, ઊર્મિ, તારે એ કારણે બગડવાની જરૂર નથી.' મેં મારા મિત્રનો પક્ષ લીધો.

અરુણાએ માર્ગ સૂચવ્યો.

'આપણે નીચે ઊતરીએ અને સીધા એની પાસે જ જઇને ઊભાં રહીએ. આ કલાકારોનું એવું છે કે તમે થોડાં આગળપડતાં વખાણ કરો એટલે પાણીપાણી! એમની કદર થાય એટલું એમને જોઈએ. આમ મધરાતે ઊઠીને બે યુગલો એને મુબારકબાદી આપે પછી જોજો તો ખરાં, એ ચાહીને...'

'મને તો થાય છે કે તમે એમને અહીં ઘરમાં બોલાવી લાવો. અત્યારે જ નાનીસરખી બેઠક ભલે થઇ જાય.' ઊર્મિએ સુધારો રજૂ કર્યો.

પેલાએ લગભગ એક ચક્કર પૂરું કર્યું. ગઇ કાલવાળી બેઠક ઉપર જ એ બેઠો. વળી પાછું માથું નીચું કરી વૃન્દાવની સારંગનો થાટ એણે ગણગણવા માડ્યો. એકાએક એ અટકી ગયો. પેલો માસ્ટીફ થોડો ચંચળ થઈ ઊઠ્યો હતો. એણે નજર ફેરવી. મારા મકાન પાસે ઉત્તમની સફેદ 'ઍમ્બેસેડર' ઊભી હતી તે તરફ એનું ધ્યાન ખેંચાયું હોય-એમ મને તુરત સમજાયું. આટલી રાતે અમારી કૉલોનીમાં ભાગ્યે કોઈ ગાડી આવજા કરતી. અને મોટરમાલિકો જે આ લત્તામાં વસતા હતા તેઓ કાળજીપૂર્વક રાત પડતાં પોતાની ગાડીઓ ગૅરેજમાં પૂરી લેતા. ચોરીનો ઉપદ્રવ એ અમારે ત્યાં ઠીકઠીક હતો.

એની નજર મારી બાલકની તરફ ઊંચકાઈ—હા, એણે અમને જોઈ લીધાં અને તુરત ઊભા થઇ ચાલવા માંડ્યું. હું વારું તે પહેલાં

તો ઉત્તમે બૂમ પાડી, ' અરે ઓ, મોશાય, જરા ઊભા રહેજો ! ' અને ઝડપથી નીચે ઊતરી ગયો; એની પાછળ ને પાછળ અરુણા પણ સીડી ઊતરી ગઈ.

પરંતુ પેલાએ તો પાર્કનું ચક્કર મારવાનું પડતું મૂકીને બાજુના ઝાંપેથી મુખ્ય સડક પર નીકળી જઈ પૂર્વ બાજુની ગલી તરફ ચાલવા માંડ્યું હતું.

મોટર ચલાવવાની ઉત્તમની આવડત ઉપર હું હમેશાં ફિદા હતો. ક્યારે એણે મોટર ખોલી, ક્યારે એન્જિન ચાલુ કર્યું ને ક્યારે એણે પેલાને આંતરી લીધો–બધું જ જાણે બેપાંચ-દસ ક્ષણમાં બની ગયું. ઉપરથી અરુણા અને ઉત્તમ સાથે પેલાની રકઝક અને માસ્ટીફનો ઉગ્ર વિરોધ અમને કળાયો. મને લાગ્યું કે એ લત્તાના રહીશ તરીકે મારે આ પરિસ્થિતિમાં રસ લેવો જરૂરી હતો.

. . . . . . . .

અમે બંને પણ નીચે ઊતર્યાં.

રસ્તા ઉપરની આછી રોશનીમાં મેં એનું મુખ જોયું–ઓહો, કેટલું બધું પરિચિત મુખ! એક મોટી કાળી શેવ્રોલેટ ગાડીમાં બરાબર પોણા દસ અને દસની વચમાં આ મહાનુભાવને મેં લગભગ રોજ અમારા ઘરની સામેથી પસાર થતા જોયાનું મને યાદ આવ્યું, અને ઊર્મિએ તો એને જોતાં વાર મારા કાનમાં ઉચ્ચારી પણ દીધું, ' અરે એય, આ તો શ્રી નિર્મલેન્દુ દત્તમજુમદાર મહાશય! બાજુવાળાં લીલા સેન કહેતાં હતાં કે, એ તો ખૂબ મોટા આંકડાશાસ્ત્રી છે, એટલે કે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ.'

શું એમનું વ્યક્તિત્વ !–નમણો ખૂબસૂરત ચહેરો, ઊંડી તેજસ્વી આંખો, મુખ હિસાબે સહેજ આગળપડતું પણ વ્યક્તિત્વના ગુણ વધારી મૂકતું નાક, પાતળા હોઠ અને સહેજ પાછળ હટી ગયેલી

હડપંચી—આવી વ્યક્તિને સંગીતની બેઠક માટે કઈ રીતે આમંત્રણ આપી શકાય?

છતાં, ઉત્તમની એ જ ખૂબી હતી; આવી અણધારી પરિસ્થિતિનો પણ એણે જ ઉકેલ કાઢ્યો. અરુણા પણ સાચો-સાચ એની અર્ધાંગના પુરવાર થતી—આવી બાબતમાં તો એ એની 'other half' નહિ પણ 'better half' નીવડતી.

'આવું સંગીત અમે ક્યાંય સાંભળ્યું નથી'—થી શરૂ કરીને નિઃસ્પૃહ અને થોડા અતડા લાગતા નિર્મલેન્દુની સાથે એમણે રસ્તાની વચ્ચોવચ વાતો આગળ લંબાવી, બેહદ વખાણ, ભારોભાર આગ્રહ અને અખૂટ મીઠાશ વેરી, એ પતિપત્નીએ એમનું મૌન તો તોડાવ્યું જ.

છૂટા પડતાં નિર્મલેન્દુએ તેમ છતાં એકની એક વાત સાતમી વાર ઉચ્ચારી: 'કોઈનીયે સામે હું ગાતો નથી. અને માફ કરશો, તમારી લાગણી માટે આભારી છું...અને મહેરબાની કરીને કોઈને પણ આ વાતની જાણ ન કરશો કે મધરાત વીત્યે હું આમ અહીં ઘેલાં કાઢું છું.'

ઉત્તમ-અરુણા નિરાશ થયાં. એમને લાગ્યું કે થોડી ઉતાવળ થઈ ગઈ. એકએ રાત એમ છૂપાંછૂપાં એમને સાંભળી લીધા હોત તો સારું હતું. મને માત્ર એટલું લાગ્યું કે આ મારી શોધ મેં મારી પાસે જ રાખી હોત તો સારું હતું. નિર્મલેન્દુના મુખ ઉપરથી મને લાગ્યું કે અમે એમને બેહદ હેરાન કર્યા હતા. જોકે ઊર્મિલાના મુખ ઉપરનો ભાવ મને ન સમજાયો. નિર્મલેન્દુની સામે એ નિષ્પલક દૃષ્ટિથી માત્ર જોયા જ કરતી હતી. ભાગ્યે કશું એ બોલી હશે. પૂર્વ તરફની ગલીમાં નિર્મલેન્દુ પ્રવેશ્યા ને અમે મોટર પાછી વાળી.

એ બંનેને વિદાય કર્યાં પછી અમે સૂવા ગયાં. સીલિંગ સામે

ખુલ્લી આંખ રાખીને ઊર્મિ ચની સૂતી હતી. રસ્તા ઉપરની બત્તીનું અજવાળું એના પ્રોફાઈલને ઊજળી ધાર આપતું હતું. ક્યાંય સુધી વિના બોલ્યે હું એની સામે જોઇ રહ્યો. કદાચ એમ જોતાંજોતાં જ મારી આંખ મીંચાઇ ગઈ હશે.

*

ત્રણ દિવસ પછી સાંજે ઑફિસેથી હું પાછો ફર્યો ત્યારે ઊર્મિલાના મુખ ઉપર પાર વિનાનો ઉશ્કેરાટ મને કળાયો. એ ઉશ્કેરાટમાં થોડી ગ્લાનિ, થોડી સહાનુભૂતિ પણ સેળભેળ થઇ ગઈ હતી.

'અહીં આવો, કિશોર, મારે તમને કશું કહેવાનું છે...' હજી તો હું બૂટની દોરી છોડતો હતો ત્યાં મારી સામે આવીને એ ઊભી રહી ગઈ.

'નિર્મલેન્દુની બાબતમાં?' મેં ઊંચું જોઈને પૂછ્યું. 'બે દિવસથી તું બેચેન છે એનું કારણ—'

'હા કિશોર, આ બે દિવસ બપોરે એ જ કામ કર્યું છે.' કહેતાં એણે ડાઇનિંગ ટેબલ ઉપર ચા સાથે થોડી ગરમગરમ નાસ્તાની કોઈ ચીજ રકાબીમાં ધરી. એકાદ બચકું હું ભરું છું ત્યાં એ બોલી ઊઠી, 'તમારાં મિત્ર ઉત્તમ-અરુણા સોબસો આપીને નિર્મલેન્દુનો જલસો ગોઠવવામાં માગતાં હતાં, પણ તમને ખબર છે કે—'

'એમને એ વ્યક્તિની બીજી વિગતોની માહિતી ન હોય તો એવી વાત બોલાઈ જાય, તેથી શું? નિર્મલેન્દુની ધીકતી આવક હશે, મહિને દહાડે પાંચદસ હજાર કમાતા હશે, એમ તારે કહેવું છે ને?'

'આવકનો જ પ્રશ્ન નથી. એક વાત જોકે તમારી સાચી છે. પેલી "છબિર મતન બાડી"—ચિત્ર સમાન આવાસ એમ કોઈ

નો'તું કહેતું ? એ ગલીને પેલે છેડે એક બેઠા ઘાટનું બંગલા' જેવું બગીચાવાળું મકાન નથી ? તે જ એમનું. એનું નામ રાખ્યું છે "કોમલ ગાન્ધાર." એ મકાનમાં બે જ જણ રહે છે, નિર્મલેન્દુબાબુ અને એમનાં મા જશોમતીદેવી.'

'કેમ, એ પરણ્યા નથી ?'



'એ જ વાત ઉપર આવું છું.'

'અને એમના પિતા ? એટલે કે—'

'ના, એ હયાત છે પણ એમની સાથે નથી રહેતા...મારી વાત સાંભળો. એમ મારી સામે જોયા કરશો તો ચા ટાઢી થઈ જશે. નાસ્તો પતાવતા જાઓ અને વાત પણ સાંભળતા જાઓ.'

ઊર્મિના સૂચનનું હું શિસ્તપૂર્વક પાલન કરવા માગતો હતો પણ એની વાત જેમજેમ આગળ ચાલી તેમતેમ...

'બાગબજારમાં એમનું ચાર પેઢીનું ઘર. સત્તરઅઢાર વિશાળ ઓરડા. મોટું કમ્પાઉન્ડ, ઊંચાઊંચા "પામ" નો એવન્યુ અને વચમાં આરસનો ફુવારો. ક્યારામાં મોસમમોસમનાં ફૂલ ખીલે. નિર્મલેન્દુના પિતામહ મોટા બેરિસ્ટર, એમના પિતા વળી મોટા શાહુકાર—કંપની સરકારને પણ પૈસા ધીરે. વડદાદા, દાદા, પિતા એક ચોક્કસ પ્રકારની ખાનદાનીમાંથી ફૂટતા જાતજાતના રિવાજોનું ચીવટથી પાલન કરે. એમાંનો એક રિવાજ હતો સંગીતની મહેફિલ. દર ત્રીજે દિવસે બેઠકઘરમાં ઝળાંઝળાં રોશનીની વચમાં જલસો જામે. મોડી રાત સુધી દત્તમજુમદારો પોતાના ખિદમતદારો સાથે મુંબઈ–ઈન્દોર–ગ્વાલિયર–લખનૌ–બનારસનાં ગાયક–ગાયિકાઓનું સંગીત માણે...

'જશોમતીએ એ ઘરમાં પગ મૂકતાં પહેલાં જ નિર્મલેન્દુના પિતા સાથે ચોખવટ કરી લીધી હતી કે, આ બધું મારી પાસે નહિ ચાલે, અને ઘરમાં બેઠકો બંધ થઈ. કલકત્તાની બહાર જવાનું થાય ત્યારે લાભ લઈ લેતા, પણ પછી તો લાભ લેવા માટે જ કલકત્તાની બહાર જવાનું થતું. જશોમતી મા બન્યા પછી પોતાનો પુત્ર નિર્મલેન્દુ કોઈ રીતે આ પેઢીગત ટેવનો ભોગ ન બને એવી અપેક્ષા એમનામાં ઘર કર્યે જતી હતી. પણ એમનું યૌવન વીતતું ચાલ્યું અને પતિ ઉપર એ કારણે જ પોતાનું શાસન ચાલતું હતું, એની પણ જાણ એમને થઈ જવા પામી. આ ભ્રમનિરાસ પછી પોતાના એકના એક પુત્રને એ વધુ ને વધુ વળગી રહેવા લાગ્યાં.'

ઊર્મિની નજરમાં ધીરેધીરે અકથ્ય વેદના ગોઠવાયે જતી હતી. સમગ્ર સ્ત્રીજાતિની વેદનાનો ઉદ્‌ગાર બનીને મારી સામે એ બેઠી હતી જાણે. ચા ઠરી ગઈ હતી, નાસ્તો પડી રહ્યો હતો. હું સ્તબ્ધ મુગ્ધ બનીને એની વાત સાંભળ્યે જતો હતો. જાણે પોતે જ જશોમતી હોય એ રીતે—એ પ્રસંગોમાંથી પોતે જ પસાર થઈ હોય એટલી આત્મીયતાથી એ વાતો કરતી હતી. મને ખાતરી થઈ કે દર વખતની જેમ એણે બધી માહિતી ક્યાંકથી મેળવી લીધી હશે અને એનું વારંવાર રટણ કર્યું હશે, ક્યાંક–ક્યાંક થોડી પોતાની કલ્પના પણ ભેળવી દીધી હશે.

'નિર્મલેન્દુ પછી બીજું બાળક ન થવું જોઈએ એવો જશોમતીએ સંકલ્પ કર્યો હોવાનું કહેવાય છે. જે પુરુષને મારે માટે માત્ર દેખાડવાનો જ સગવડિયો પ્રેમ હોય તે પુરુષ સાથે—સમજ્યાને, કિશોર? પણ કદાચ એ વાત સાચી ન પણ હોય. ગમે તેમ પણ પતિ–પત્ની વચ્ચે અંતર પડતું ગયું. જશોમતી પણ એવા ખાનદાન-માંથી આવ્યાં હતાં કે એમના પતિ પૂર્ણેન્દુબાબુ છેલ્લે પાટલે બેસે તો પણ એમને તકલીફ પડે એમ ન હતું. આ 'કોમલ ગાન્ધાર''

એમની પોતાની આગવી મિલકત છે. પણ હું એક અગત્યની વાત ઉપર આવું.

'જશોમતીને ખીજવવા માટે અને કુટુંબમાં પોતાનું જ ધાર્યું થઈ શકે એવો દાખલો બેસાડવા માટે પૂર્ણેન્દુબાબુએ નિર્મલેન્દુને એટલી નાનીસરખી વયે સંગીતના જલસાઓમાં ભેળવવા માંડ્યો. એ પોતે પણ અઠંગ સંગીતજ્ઞ હતા, ગાયક હતા, પણ પુત્રને તૈયાર કરવા માટે ભલભલા ઉસ્તાદ રોક્યા. ધ્રુપદ ધમારની તાલીમ આપવી કે ખ્યાલની સાધના કરાવવી એવી સંગીતની વાતો જશોમતીની હાજરીમાં એમને ડામવા માટે જ એ ઉચ્ચારતા. પરિણામે માતાપિતા વચ્ચે ઉગ્ર ચર્ચા થતી, નાનો નિર્મલેન્દુ એ બધું સાંભળતો. પિતા માટે એને આદર હતો–" અમે દત્તમજુમદારના કુળના" એવો ફાંકો. આવા ફાંકા સાથે બંધબેસતો થાય તેવો વૈભવ, રૂઆબ, રીતરસમ અને રાજા જેવું વ્યક્તિત્વ—'

'ઊર્મિ! હું રાજા જેવો નથી એનો વસવસો જાણે તારી નજરમાં આવીને બેસી ગયો લાગે છે. બંગાળી ખાનદાનોની વાતો કરતાંકરતાં તું જાણે એવું બધું માની-કલ્પી લે છે.'

'તમારે આવી ટીકાઓ કરવી હોય તો હું ચૂપ રહું.'

'મારે ટીકા નથી કરવી, બસ? જોકે હવે આ વાત કથા સિવાય તારાથી પણ—'

'એને સાંભળ્યા વિના તમારાથી રહેવાશે? હા, નિર્મલેન્દુના પિતા રાજા જેવા હતા તો મા પણ ક્યાં કમ હતી? સાચા અર્થમાં એ વિદુષી હતાં. એમના પિતાના ઘરમાં ધાર્મિક ક્રિયાઓ તરફ જરા વધુ ઝોક. પંડિતો-શાસ્ત્રીઓ અવારનવાર આવે. બંગાળી, સંસ્કૃત અને પાછળથી તો હિંદી, અંગ્રેજી પણ સારી રીતે એમણે જાણી

લેવા માંડયું. કોઇ "શોડાઉન" માટે ક્યારેક એમણે તૈયારી રાખવી જ પડશે એની પૂર્વતૈયારી એમણે વિચારવા માંડી. પુત્રની વ્યથા કેવી હશે, કિશોર? માતાપિતા બન્ને અભિમાની, પોતપોતાનો કક્કો પકડી રાખે, બન્ને અસામાન્ય. જશોમતી ઇચ્છતાં હતાં કે નિર્મલેન્દુએ જમીનદાર–શાહુકાર મટી જવાનું છે; એણે ફાંકડો ડોક્ટર અથવા તો એન્જિનિયર થવાનું છે. છેવટે ભલે પ્રોફેસર થાય, પણ કુટુંબની ચીલાચાલ રસમમાંથી તો એણે નીકળવું જ જોઈએ. બિચારો નિર્મલેન્દુ બન્નેને રાજી રાખવા પ્રયત્નમાં લાગી ગયો.'

'અને અંતે—' વાતમાં ખાસ કશો અણધાર્યો 'ટ્વિસ્ટ' આવતો નથી એમ મને લાગ્યું ને જાણે વાત આટોપાઈ જાય એ માટે અધીરો હોઉં તેમ હું બોલી બેઠો.

'અને અંતે શું? તમે માનો છો કે સંગીત પણ શીખી લીધું અને ભણવામાં પણ ધ્યાન આપ્યું, અને બંનેમાં હોશિયારી બતાવી?'

'એથીયે આગળ; પછી માના કંકાસને વશ થઈને સંગીત પડતું મૂક્યું—'

'સંગીત પડતું મુકાય કઈ રીતે? એને માટે એના દિલમાં પાર વિનાની લગન હતી. કહેનારા કહેતા કે પિતા એને એની મા પાસેથી ખેંચીને જલસાઓમાં તાણી જાય છે, બેઠકમાં પુત્ર પોતાની કળા બતાવે, લોકોની વાહવાહ પામે ત્યારે જ એમને સંતોષ થાય. ઘેરથી નીકળતાં માની પરેશાની એને પણ પજવી જતી હશે, નહિ, કિશોર? પણ કહે છે કે જ્યાં મહેફિલમાં પગ મૂકતો કે એનું ગળુ મુક્ત બની જતું, મસ્તીપૂર્વક એ ગાવા મંડી જતો. એનો અંદરનો વશ નહિ રહેતો હોય.'

'પછી, ઊર્મિ, શું થયું તે તને પૂછું તે પહેલાં એક બીજો પ્રશ્ન; આવી બધી માહિતી તને આપી કોણે?'

'એ જાણવું અગત્યનું છે? તમને કહેવા જેવું બધું જ હું મારી રીતે કહેવાની છું એટલી ધરપત રાખોને, મહેરબાન!......અને એ દિવસ નજીક આવ્યો જ્યારે નિર્મલેન્દુએ પોતાને માટે નિર્ણય લેવાનો હતો. શાળાંત પરીક્ષાનું પરિણામ આવ્યું. બંગાળમાંથી પરીક્ષા માટે બેઠેલા તેંતાલીસ હજાર વિદ્યાર્થીઓમાં એ ત્રીજો આવ્યો. માએ એને છાતી સરસો વળગાડ્યો—દરેક મા એવું જ કરે સમજ્યાને?—અને એની નજરમાં નજર પરોવતાં કહ્યું, "કોલેજની પરીક્ષાઓમાં તું ત્રીજો નંબર લાવે તે મને નહિ રુચે. હવે દરેક પરીક્ષામાં તું પહેલો જ આવે એ મારે જોવું છે." અને વિષય-વિષય માટે પ્રોફેસર એમણે રાખી લીધા. ઇન્ટર-કોમર્સમાં પહેલો, બૅન્કિંગ એકાઉન્ટ્ન્સ સાથે બી. કૉમ.માં પહેલો. પતિ સાથે ઝઘડો કરીને પુત્રને એમણે પરદેશ મોકલ્યો. બે વર્ષે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ થઈને એ પાછો ફર્યો તે દરમ્યાન પતિપત્ની વચ્ચે મોટી ખીણ સરજાઈ ચૂકી હતી. માત્ર સંગીતની મહેફિલો જ નહિ, આધેડ વયના સંપત્તિવાન પુરુષોને ફરીથી જુવાની ફૂટે ને જે રંગરાગ સૂઝે તેવા બધા પૂર્ણેન્દુબાબુને સૂઝવા માંડ્યા. પત્ની ઉપર વેર વાળતા હોય તે રીતે એમણે પોતાની દોડ વધારી મૂકી.'

મારી વયની ચકાસણી કરતી હોય તેવી દૃષ્ટિથી ઊર્મિલા મારી સામે એક દૃષ્ટિથી જોતી હતી એનો ખ્યાલ મને મોડો આવ્યો. એકાએક એણે મને પૂછ્યું, 'બધા જ પુરુષ આવા હોય, કિશોર?'

'આવા એટલે કેવા?'

'લગન વેળા, જુવાન વયે આશાભરી કોડીલી પત્નીને આપેલો ભરોસો પિસ્તાળીસ–પચાસે પહોંચતાં સુધીમાં ભૂલી જાય–'

'એવું જનરલ સ્ટેટમેન્ટ શી રીતે કરી શકાય, ઊર્મિ? તને ભય લાગે છે કે હું પણ જ્યારે પિસ્તાળીસે પહોંચીશ ત્યારે—'

'કદાચ; પુરુષની જાતમાંથી વિશ્વાસ જ ઊઠી જાય છે. જશોમતી જેવી બાજરમાન સ્ત્રી–આ ઉંમરે પણ શું ચપળતા છે એ બાઈમાં! એવી પત્નીને વહેતી મૂકીને પૂર્ણેન્દુબાબુ શું મેળવવા માટે—? ઓહ!'

'આ આડવાત ન થઈ? સારો વાર્તાકાર કોણ કહેવાય, તે જાણે છે, ઊર્મિ? ઓબ્જેક્ટિવલી, પોતાની જાતને સંડોવ્યા સિવાય, ગ્રરફ્ના ગચ્ચિયાથી વીંટળાયો હોય તેવી ઠંડકથી વાત કરી શકે ને, તે.'

'મારાથી એવાં નહિ થવાય...'

'એવાં થવામાં હું તને મદદ કરું...નિર્મલેન્દુ વિલાયતથી પાછો ફર્યો ત્યારે—'

'નિર્મલેન્દુ પાછા ફર્યા ત્યારે એમણે બે નિર્ણય લીધા—કદાચ લેવા પડ્યા હશે, કોને ખબર!–મા સાથે જ રહેવું, પિતાથી જુદા રહેવું તે એક; અને–અને પિતામાતાનો ક્લેશભર્યો સંસાર જોયા પછી લગ્ન ન કરવાં તે. લગ્ન ન કરવા પાછળનું કારણ કોઈ જાણતું નથી, મારી આ કલ્પના છે માત્ર. પણ મને એ જ કારણ લાગે છે.'

'ક્લેશ ન પણ હોઈ શકે. અને આ તબક્કે પુરુષ વાર્તામાં પ્રવેશ કરે તો વાંધો છે, ઊર્મિ? મને લાગે છે કે માનું વ્યક્તિત્વ એણે નજીકથી જોયું હશે. પોતાની રીતે જીવવા દેવા સામે રોજ વાંધો ઉઠાવે તેવી વ્યક્તિ કયો પુરુષ સહન કરી શકે? નિર્મલેન્દુને ભય લાગ્યો હશે કે એના જીવનમાં પણ પત્નીનું પદાર્પણ થયા પછી–'

પણ આ મુદ્દા ઉપર અમારી વચ્ચે મતભેદ ઊકલે તેમ ન હતો.

અમે ક્યાંક ચડભડી ઊઠીએ તે પહેલાં મેં એને પૂછ્યું, 'આ બધી વાત તને કહી કોણે?'

'ઘણાં જણે. લીલાદિ'એ, મિસિસ ગાંગુલી આ પેલા પીળા મકાનમાં ભોંયતળિયે રહે છે ને એમણે, અને અને......'

'અટકી કેમ ગઈ? જશોમતી પાસે પણ જઈ આવી હતી કે શું?'

"કોમલ ગાન્ધાર" તરફ બે વાર આંટા મારી આવી. હિમ્મત જ ન ચાલે. પછી લીલાદિ'એ સાથે આવીને મારી ઓળખાણ કરાવી. બેઠાંબેઠાં બીજીત્રીજી વાતોમાં હું સાવ મૂરખ તે મારાથી બોલી જવાયું, મધરાત વીત્યે નિર્મલેન્દુબાબુ પાર્કમાં આંટા મારે છે ને, એ વાત—'

'અરે રે, ઊર્મિ! બિલાડીના પેટમાં ખીર ટકે, તો તારી પાસે કોઈ વાત ટકે, એ વાત અહીં પણ સાચી ને?'

આવું કાંઈ બોલું ને ઊર્મિ સામે સણસણતો જવાબ ન આપે તો જ નવાઈ. પણ એને બદલે એની આંખમાં આંસુ જોયાં. ભીના અવાજે એ બોલી:

'જશોમતીએ કહ્યું, "હા, બેન, મને ખબર છે નિર્મલના હૈયામાં પારાવાર વેદનાનો મહાસાગર ઘૂઘવે છે; પરંતુ એ સંગીતે અમારી વચ્ચે આટલી મોટી ખાઈ ઊભી કરીને, એટલે મારે કાને પડે એ રીતે એ ક્યારેય કશું ગાતો નથી. ને હવે તો મારો વિરોધ પણ શમી ગયો છે છતાં યે મારી હાજરીમાં એ નથી જ ગાતો... એનું કારણ પણ હવે હું જાણું છું, અને તમે બન્ને પણ જુવાન માતાઓ છો એટલે તમે ય જાણી લો તો ખોટું નથી... એના પિતા માટે પણ એને અખૂટ પ્યાર છે; એ જ્યારે એને યાદ આવે છે ને ત્યારે એમની સ્મૃતિને એ આ રીતે સંકોરે

છે...એટલું તો હું પણ જાણું જ છું; કે આવું અસાધારણ ગુણ એને એના બાપ તરફથી મળ્યું છે. અને એ પણ કંઈ એની જેવી તેવી સંપત્તિ છે?!'

રમતોરમતો પ્રાર્થન પાર્કમાંથી ઘરમાં આવ્યો, 'પપ્પા! પપ્પા! કરતો મને બાઝી પડ્યો. ઉઠાવીને મેં એને છાતી સરસે ચાંપી દીધો–પિતાનાં આંસુ પુત્રની નજરે ન પડે એ રીતે.

## ૨

## બૌભાત

**મકાનના** દરવાજે આરસની તખતીમાં કાળા અક્ષરે નામ હતું–રાયબહાદુર કુંજબિહારી ચક્રવર્તી, આઈ. પી. એસ. । એમની બાજુમાં મકાનમાં અમે રહેવા ગયા તે દિવસથી રોજ આ તખતી મારી નજરે પડતી પણ રાયબહાદુર ચક્રવર્તીનાં ભાગ્યે દર્શન થતાં.

હું સાડાઆઠે તો બસની ક્યૂમાં ઊભો રહેતો—કલકત્તામાં માત્ર એક જ સ્થાને બસયાત્રીઓ શિસ્તપૂર્વક બસની ક્યૂમાં ઊભા રહેતા, અમારી કૉલોનીના બસ ડેપોની બાજુના બસસ્ટૉપ ઉપર—; અને પાછાં ફરતાં સહેજે સાત વાગી જતા. જ્યારે રાયબહાદુરનો એવો નિયમ હતો કે તે ઘરની બહાર લગભગ નવ વાગ્યે સવારે પગ મૂકે. આગળ પોતે અને પાછળ એમનો ચાકર બૌલ્લભ. બપોરની ઊંઘ તાણ્યા પછી બીજો એક નિયમ અમલમાં મૂકતા; ચાર સવાચાર વાગે રવીન્દ્ર સરોવરનું ચક્કર લગાવવા જતા. એક ચક્કર પૂરું

કરીને તળાવને ઉત્તર-પૂર્વ ખૂણે ત્રણેક બેન્ચ હતી ત્યાં એમના જેવા રિટાયર્ડ સરકારી અમલદારોનો અડ્ડો જામતો.

આવી બધી માહિતી મને ઊર્મિલાએ આપેલી અને પછી તો પ્રાર્થન મોટો થયો ને અવારનવાર એ પણ ઘરના નોકર સાથે તળાવની બાજુના ચિલ્ડ્રન્સ પાર્કમાં સાંજે જતો ત્યારે રાયબહાદુરની સાથે સાથે થઈ જતો ને એમની ઘણી બધી વાતો એની માને કહી સંભળાવતો— એમની ખોડંગાતી છતાં ટટ્ટાર થવા મથતી ચાલ, લાકડી પકડવાની એમની રીત, બોલ્લલભને લડતી વેળા ઊંચકાતો એમનો અવાજ અને ક્યારેક વળી પ્રાર્થન સામે નજર પડતીને એ પહેલાં અંગ્રેજીમાં પૂછતા, 'હાઉ ઈઝ યૉર ડેડી પ્રાર્થ્થન ?'—બધાના એ ચાળા પણ પાડતો.

સાંજ પડે ને ઘેર પાછો ફરું ને જો ઊર્મિ વધારે પડતી ખુશ હોય તો સમજી લેવાનું કે આજ રાયબહાદુર ચક્રવર્તી સાહેબે મિસિસ કિશોર દેસાઈ સાથે ખૂબ મોજથી વાતો કરી હોવી જોઈએ અથવા માસ્ટર પ્રાર્થન દેસાઈ સાથે એમના બેઠક ખંડની બારીમાંથી જે અમારા ડાઇનિંગરૂમ તરફ ઊઘડતી–પ્રાર્થન સાથે પાંચપંદર મિનિટ ગપસપ મારી હશે.

બ્રિટિશરોના વખતમાં કલકત્તાના પોલીસખાતાના થોડા અધિકારીઓ કે જેઓ વફાદાર સરકારી નોકરો ગણાતા તેમાંના રાયબહાદુર એક હતા. લાંચરુશ્વત માટે જગમશહૂર એવા એ ખાતામાં રહીને પણ ચોખ્ખા રહેનારા અમલદારોમાં રાયબહાદુર ચક્રવર્તીની ગણના થતી. એમણે રાજશાહી અને ચટગાંવ વિભાગોમાં પણ ભાગલા પહેલાં સેવા બજાવેલી. સાહેબો સિવાય ભાગ્યે જોવા મળે તેવું કુંજબિહારી ચક્રવર્તીનું સ્વાસ્થ્ય ધ્યાન ખેંચે એવું હતું. પૂરો પાંચ હાથ કસાયેલો સમપ્રમાણ દેહ, ગૌર વર્ણ અને દેખાવડો ચહેરો અને

સૌથી વધુ તો એમનો શાસન પ્રગટ કરનો ઘેરો અવાજ તો આજ સિત્તેર વર્ષની વયે પણ એ જે રીતે હરતા ફરતા, ઊર્મિને પોતાના વડીલ યાદ આવી જતા. વારંવાર રાયબહાદુર ચક્રવર્તી સાહેબના વખાણ કરતાં કરતાં એ પોતાના પિતાની વાત માંડી બેસતી. ‘ તમે ભલેને ફરિયાદ કરો, અંગ્રેજોના એ હાથપગ હતા ને એમના પડ્યા બોલ ઝીલતા હતા, એ બધું કોઈ પણ નોકરિયાત માણસે પાળવા જેવું શિસ્ત ગણાય જ. વળી અંગ્રેજો ગયા અને સ્વદેશી સરકાર આવી ત્યારે પણ એવા જ પોલીસ અફસરો પણ ખપમાં આવ્યા...’

ને એણે આજુબાજુમાંથી સાંભળેલી રાયબહાદુરે બજાવેલી કામગીરીની વાતો તે કરતી. લગભગ એકલે હાથે એમણે એક વાર વિપ્લવી દળનું આર્સેનલ પકડી પાડ્યું હતું. રિવોલ્વર લઈને સામનો કરવા આવેલા કોઈ અઢારવીસ વર્ષના છોકરાના હાથ ઉપર જ એમણે તાકીને ગોળી છોડી હતી. બીજે ક્યાંય એને ઈજા થઈ નહિ ને એને ઝબ્બે કરેલો. એના બીજા ત્રણ સાગરીતોને પણ એમણે રિવોલ્વરની અણીએ જ પકડ્યા. અને એ દિવસોમાં પણ પૂર્વ બંગના ધર્માંધ મૌલવીઓ અને ઉત્સાહી જુવાનો વટાળ પ્રવૃત્તિમાં કે પછી એકલદોકલ જુવાન છોકરીઓને ઉપાડી જવામાં મગરૂબી અનુભવતા – એમની સાન ઠેકાણે લાવવા પણ ચક્રવર્તી મોશાઈએ જીવનું જોખમ કંઈક વાર વ્હોરેલું. × × × × ×

આજ સવારથી રાયબહાદુરના મકાનમાં ધમાલ શરૂ થઈ હતી. લાલ સફેદ કપડાંનો માંડવો બંધાયો હતો. મુખ્ય પ્રવેશદ્વાર પાસે શરણાઈવાળો બેસી શકે તે માટે ખાસ ઊંચી બેઠક તૈયાર કરવામાં આવી હતી.

એમને ત્યાં મોટો અવસર હોવો જોઈએ, એમ સવારના પહોરમાં સગાંવહાલાંની દોડધામ, મોટરોની આવનજાવન ઉપરથી સ્પષ્ટ થતું હતું. શરણાઈના મીઠા સૂરથી વાતાવરણ ગૂંજી ઊઠ્યું હતું.

'આજ બોભાત* છે—' ઊર્મિએ વરંડામાં સહેજ ઝૂકી રાયબહાદુરના ઘર તરફ નજર માંડીને મને ખબર આપ્યા.'

'બોભાત?' છાપામાંથી નજર ખસેડ્યા સિવાય મેં ખાસ રસ લીધા વિના પૂછ્યું. ઊર્મિલાએ ફોડ પાડ્યો, 'તમને તે પાડોશી કોણ અને એમ જ ત્યાં શું થાય છે તે જાણવાની ક્યારેય ફુરસદ હોય છે ખરી? રાયબહાદુર કુંજબાબુના પૌત્રનાં લગ્ન છે. મોડી રાત સુધી મોટેમોટેથી એ વાંચતો ને તમારી ઊંઘ ઊડી જતી, પ્રાર્થનનો જન્મ થયો એવામાં સ્તો...યાદ છે? એ હવે એમ. ડી. થયો છે. પોતાની પ્રેક્ટિસ શરૂ કરી છે. આજ એ પરણીને આવે છે. સાંજે બોભાત છે.'

'તારા પ્રાર્થનના લગન લેવામાં આવ્યાં હોય ને એ વહુ લઈને આવવાનો હોય એટલો ઉત્સાહ તારા મુખ ઉપર વર્તાય છે,' મેં ઊર્મિની મશ્કરી કરીને છાપામાં ફરીથી મન પરોવ્યું.

'આપણને પણ આમંત્રણ છે, સમજ્યા? સાંજે વેળા છતાં આવી પહોંચજો...અને વહુ માટે સારી જોઈને, મોંઘામાંની એક સાડી પણ બરાબર શોભે તે રીતે પેક કરાવીને લેતા આવજો. ખાલી હાથે જઈશું તો —'

સાંજે હું ઘેર પાછો ફર્યો ત્યારે ઊર્મિ વરંડામાં જ ઊભી હતી. સાડીનું બંડલ એના હાથમાં મૂકતાં હું પણ વરંડામાંથી રાયબહાદુરના ઘર તરફ જોવા માંડ્યો. એક હાથે પૌત્ર, બીજે હાથે પૌત્રવધૂને દોરીને વયોવૃદ્ધ ચક્રવર્તી મોશાય બન્નેને મોટરમાંથી આંગણાં

* બોભાત: નવવધુ પહેલીવાર સાસરે આવે ત્યારે પતિના સગાંસંબંધી મિત્રોને જમવા માટેનું આમંત્રણ મળે. એ ભોજન–આમંત્રણને બોભાત કહે છે.

સુધી લઈ આવ્યા. ગુજરાતમાં તો વરની મા નવદંપતિને પોંખે, પણ અહીં તો વરરાજાના વૃદ્ધ દાદી સહેજ ધ્રૂજતે હાથે નવદંપતિને આવકારતાં ઊભાં હતાં.

મેં જોયું તો કુંજબિહારી બાબુની આંખોમાંથી હર્ષનાં આંસુ છલકાતાં હતાં. એમના મુખ ઉપર પરમ આહ્લાદ, અજબ કૃતકૃત્યતા અંકાયાં હતાં. મંડપના મુખ્ય પ્રવેશદ્વાર ઉપરની ઝળાંઝળાં બત્તીનો પ્રકાશ એમનાં મુખ ઉપર પડતો હતો ને મેં અનુમાન કર્યું કે લગભગ બધા જ મહેમાનોની દૃષ્ટિ એ વડીલ તરફ મંડાઈ હતી. એમના આવા સુખમાં જાણે સૌ પોતપોતાની રીતે ભાગ પડાવતા હતા.

'ડોસાને તો સોનાનો સૂરજ ઊગ્યો આજે, નહિ ઊર્મિ?' મેં ધીરા અવાજે ઊર્મિના કાનમાં કહ્યું ને વાત આગળ વધારી થોડી મજાક કરતો હોઉં તે રીતે 'આપણો પ્રાર્થન પરણીને આવશે ત્યારે–આઈ મીન એનો એ દીકરો પરણીને આવે ને ત્યાં સુધી આપણે જીવતાં હોઈશું તો તું જ નવદંપતિને પોંખજે–'

પણ મારી મજાકની ઊર્મિ ઉપર કશી જ અસર ન થઈ.

વરવધૂને આશીર્વાદ આપવા અમે સાથે નીકળ્યાં; ઊર્મિ બનીઠનીને નીકળી હતી. મને સહેજ નવાઈ પણ લાગી, 'આટલો ઠાઠ તો તું ક્યારેય કરતી નથી ઊર્મિ—?'

'તમે પણ ધોતી પંજાબીમાં સારા લાગો છો. અને આ શાલ બરાબર ઓઢો તો બંગાળી ભદ્રલોક જેવા લાગશો–' એણે હસીને સૂચવ્યું.

રાયબહાદુર ચક્રવર્તી મોશાયને અને એમના પરિવારને મેં નજીકથી જોયા જ કર્યો. એમનો વચેટ પુત્ર રાસબિહારી તો જાણે

પિતાની જ પ્રતિકૃતિ! એમનો જ એકનો એક પુત્ર આજ પરણીને આવ્યો હતો.

બનારસી ને બેંગ્લોરી રેશમી સાડીઓ, સોનાં-હીરાનાં આભૂષણો; ઠસ્સાદાર સ્ત્રીસમુદાયમાં ઊર્મિ પણ ભળી ગઈ. એક ખૂણે હું પણ બેસી ગયો. મારી આજુબાજુ પુરુષ સમુદાય ગપસપ મારતો બેઠો હતો. પાન–સિગારેટ અને ઠંડાં પીણાંની આપ–લે થતી હતી. મારી નજર માત્ર રાયબહાદુર તરફ હતી. મહેમાનોને એ આવકારતા હતા, હસીખુશીથી વાતો કરતા હતા, રહી રહીને પૌત્રવધૂ જ્યાં સ્ત્રીસમુદાયથી વીંટળાઈને બેઠી હતી ત્યાં આંટો મારી આવતા હતા.

મોડી રાતે અમે ઘેર પાછાં ફર્યાં.'

કપડાં બદલી મેં સૂવાની તૈયારી કરી. ઊર્મિલા સાડીની ગડી વાળી, ઘરેણાં ઉતારીને બોક્સમાં ગોઠવતી હતી.

'વરનું નામ ખબર છે? બ્રજબિહારી! અને વહુનું નામ છે ગોપા. આહા! વહુના બાપે કેટકેટલું આપ્યું છે તે જોયું? બે પલંગ, વૉર્ડરોબ, ડ્રેસિંગટેબલ, રેડિયોગ્રામ, રેફ્રિજરેટર–'

'એ તો સારું છે રાસબિહારી બાબુએ એટલેથી જ પતાવ્યું. એમણે આગ્રહ કર્યો હોત તો ગોપીની બાએ જમાઈને વિલાયત મોકલીને એફ. આર. સી. એસ. બનાવવાનું પણ સ્વીકાર્યું હોત. બંગાળમાં વળી એની નવાઈ શી? મારે પણ પ્રાર્થન માટે બંગાળી છોકરી જ શોધવી છે–'

'મશ્કરી મજાની આ વાત નથી, કહું છું. અત્યારે તો રાજી-ખુશીનો સોદો છે. ગોપાના બાપાને ત્યાં સૂતરની મિલ છે, એમને કોડ છે ને દીકરીને બધું વસાવી આપ્યું છે. પણ જ્યારે હક્કસર બધું મંગાતું હતું તે દિવસોમાં–'

'તે દિવસોમાં? તું કોની વાત કરે છે?'

'રાસબિહારી બાબુની, એટલે કે આ બ્રજબિહારીના બાબાનાં લગ્નની વાત કરું છું. લગ્નમાં આવેલી સ્ત્રીઓ આજ બસ એ જ વાત કરતી હતી–'

'પણ કઈ વાત?'

'વડીલ કુંજબાબુના જીવનનું સૌથી અગત્યનું પાનું–'

'તું આમ મમળાવી મમળાવીને જ વાત કરીશ?'

ઊર્મિ ઘરેણાંની પેટી કબાટમાં મૂકીને પલંગની ધાર ઉપર બેસી ગઈ.

'બહુ વર્ષો પહેલાંની વાત છે. કુંજબાબુ તે દિવસોમાં નારાયણગંજ હતા. બાજુના કોઈ ગામમાં એક બ્રાહ્મણ યુવાનનું નામ પણ વિપ્લવીઓમાં ગણાવા માંડ્યું હતું. લીગ સરકારનું રાજ્ય હતું. એ દિવસોની આ વાત. સહેજ પણ શંકા જાય ને કશીયે ઔપચારિક વિધિ સિવાય ધડ દઈને પકડીને દેઓલી કેમ્પ કે બીજી જેલમાં ધકેલી દે. કેસ જ નહિ કરવાનો, પૂરી દેવાના.

'નારાયણગંજના લીગના મળતિયા થોડા બાતમીદારોએ જ પોલીસને માહિતી આપી કે આ બારીન મુખર્જી એનાર્કિસ્ટ છે, ને એને પકડવો જોઈએ. કાગળિયાં કુંજબાબુના હાથમાં આવ્યાં. જ્યાં સુધી એમને ખાતરીબંધ પુરાવો ન મળે ત્યાં સુધી કુંજબાબુ એને ગિરફતાર કરવા માંગતા ન હતા. એ નાના ગામમાં અને એની બાજુના અંચલમાં બારીન મુખર્જી માથાભારે પણ સાચાબોલો લોકસેવક ગણાતો; ગુંડાતત્ત્વોને એ આંખના કણાની જેમ ખૂંચતો.

'ત્યાં બારીનના લગ્ન લેવાયાં. ને એ તોફાની તત્ત્વોને વેર વાળવાની જાણે એક તક મળી. માંહ્યરામાં પધરાવવા માટે તૈયાર થઈ બેઠેલી કન્યાને એ ઉઠાવી ગયા. બારીન અને બીજા વરજાત્રીઓએ સામનો કર્યો, મારામારી થઈ, પોલીસને ઘણી મોડી જાણ થઈ.

'જોકે તોફાનીઓને ખબર હતી કે સરકાર એમની જ છે. સાવ સિપાઈ સપરાંજ નહિ, પણ સબ-ઇન્સ્પેક્ટર, ઇન્સ્પેક્ટર પણ એમને પક્ષે જ છે એવી ખુમારી તો હતી જ. વળી સામે પક્ષે તો એક પ્રચ્છન્ન વિપ્લવી છે, એટલે એમને ઊની આંચ નથી આવવાની એવી ખાતરી. પરંતુ કુંજબાબુ! કુંજબિહારી ચક્રવર્તી જેનું નામ! પોલીસપાર્ટી સાથે તોફાનના સ્થળે પહોંચી ગયા. કડક હાથે તોફાન શમાવ્યું. કન્યાને ઉગારી લીધી અને લગ્નસ્થળે પાછી લઈ આવ્યા, પણ–'

ઊર્મિલા જાણે એ વાત આગળ કરી શકતી ન હતી, એટલે મેં અધીરાઈથી પૂછ્યું :

'પણ શું ?'

'તોફાનીઓએ બે રીતે વેર વાળ્યું – વરરાજાને જીવલેણ ઘાયલ કર્યો અને બીજી તરફ વાત ઉડાડી–કુંવારી કન્યાને તો અમે અભડાવી છે, એ કંઈ હવે કોઈને કામની નથી રહી. કોઈ હિંદુ બચ્ચો એનો હાથ નહિ પકડે–'

'શી વાત કરે છે ?'

'ને એ દિવસોમાં તો ગામેગામ રૂઢિચુસ્ત હિંદુઓ વસતા. આ દેશને રામાયણ કાળથી સીતાનો શાપ લાગ્યો છે–રાવણને ત્યાં

રહી આવેલી સીતાની અગ્નિપરીક્ષા રામે કરાવી ત્યારે કદાચ એ સતીએ જ શાપ આપ્યો હોવો જોઈએ–'

'ઊર્મિ તું આમ આડી આડી વાતો જ કર્યા કરીશ? તો પછી આ વાત તેં મને કહેવા માંડી શા માટે?'

બાજુમાં પડેલા ગ્લાસમાંથી પાણીનો એક ઘૂંટડો ગળે ઉતારીને ઊર્મિલાએ વાત આગળ માંડી.

'આપણે ત્યાં હોય છે તેમ માંહ્યરામાં બેઠેલી કન્યાને પરણાવવી જ જોઈએ એવો રિવાજ અહીં પણ ખરો. ચક્રવર્તી મોશાઈએ અવસાન પામેલા પેલા વરરાજાના દોસ્તો તરફ ફરીને આહ્‌વાન ફેંક્યું, જુવાનો તમારામાંથી એક પણ ભડવીર એવો નથી શું જે આ કન્યાનો હાથ પકડે?... પણ કોઈએ હા ન ભણી ને એમનું લોહી તપી આવ્યું... શાંતનૂ રાજાની તો આપણે વાતો સાંભળી છે, વાંચી છે માત્ર. પણ આ જમાનામાં પણ પિતાની આજ્ઞાનું–કંઈક જુદી જાતની આજ્ઞાનું પાલન કરનાર જુવાનિયા પણ હોય છે–' 'એટલે તું એમ કહેવા માંગે છે કે–?' એ પ્રશ્ન પૂછતાં પૂછતાં હું આશ્ચર્યથી જાણે અવાક્ થઈ ગયો. પ્રશ્ન મારો અધૂરો રહ્યો. છતાં ઊર્મિલાએ પોતાની રીતે જવાબ આપ્યો.

'અવારનવાર તમે શંકા નો'તા ઉઠાવતા? બાજુવાળા રાયબહાદુરનો વચેટ દીકરો રાસબિહારી કેવો કુટડો છે! પણ એની વહુ! સાવ ગામડેથી આણી ન હોય! રાયબહાદુરે નક્કી ખૂબ મોટી પેઠણ લઈને આ દીકરાને હોમી દીધો....યાદ છે ને તમારા શબ્દો? એ કુટડો રાસબિહારી તે દિવસોમાં શિવપુરની એંજિનિયરીંગ કૉલેજમાં છેલ્લા વર્ષમાં હતો. રાયબહાદુરના દીકરા માટે મોટા મોટા ઘરની કન્યાઓ સહેજે માથું હલાવે ને આવે એવી એમની બોલબાલા હતી. પણ

પોતાનું દુઃખ અને આશા બન્ને રાસબિહારીને વાજબી લાગ્યાં. ઉનાળાની રજાઓ માતાપિતા સાથે ગાળવા એ નારાયણગંજ ગયેલો એ દિવસોમાં આ બનાવ બન્યો હતો.

'બસ! પેલી કન્યાની સાથે લગ્ન કરીને એ કલકત્તા પાછો ફર્યો...' ઊર્મિલાએ વાત આટોપી લીધી અને મારો પ્રતિભાવ જોવાની પરવા કર્યા સિવાય વળી એ બાલ્કનીમાં જઈને ઊભી રહી. લગ્નમંડપની શરણાઈમાં ભૈરવીના સૂર ઘૂંટાવા માંડ્યા.

# ૩

## દક્ષિણકરનું દાન

આખા દિવસની ઘસડપટ્ટીને અંતે થાક એવો ચડ્યો હતો કે ઘેર પહોંચી જમી પરવારીને પલંગમાં પડવા સિવાય કશું સૂઝે તેમ ન હતું. પરંતુ સૂતાં પહેલાં રોજનો વાર્તા સાંભળવાનો લાગો પ્રાર્થન જતો કરે તેમ ન હતો.

'એકાદ નાની સરખી વાત કરીને પતાવોને. હમણાં એ ઊંઘી જશે, ધમાચકડી એણે પણ ઓછી નથી કરી આખો દિવસ.' વાર્તા શરૂ કરવાની મારી આનાકાનીનો અણસારો પહોંચી જતાં ઊર્મિલાએ દીકરાનો પક્ષ લીધો. બગાસાં સમારતાં. અંગ મરોડતાં મેં વાત વિચારવા માંડી. આવા હઠીલા પુત્રમાં થોડી વિવેકબુદ્ધિ પ્રગટે એવી મુરાદથી પુરાણોમાંથી કોઈ એવો વિષય શોધવામાં હું પડ્યો. રામચંદ્ર, શ્રવણકુમાર કે પછી ધ્રૂવ અથવા તો નચિકેતા, કોની વાત કઈ રીતે માંડું એની ગડમથલમાં હું હતો, ત્યાં રસોડામાંથી જ હુકમ છૂટ્યો: 'પાછી વેઠ ન ઉતારશો; તે દિવસની જેમ આખાં ને આખાં ગપ્પાં

હાંકશો તો પકડાઈ જશો...તમારો દીકરો તમારાથી ઓછો ચાલાક નથી.'

મારી ચાલાકીને બિરદાવવામાં આવી તેનું સુખ મમળાવતો હતો, ત્યાં પ્રાર્થને સળવળાટ શરૂ કર્યો: ' એ, બાપુ, મા પણ ક્યારેક ઓછાં ગપ્પાં નથી હાંકતી હોં. કહેતી'તી કે ભીષ્મદાદા હતા ને, તે બાણની પથારીમાં સૂતેલા, ને પાણીની તરશ લાગી એટલે એમને બાણોથી વીંધનાર અર્જુન પાસે જ બાણથી ટ્યૂબવેલ ખોદાવડાવ્યો, ને પછી પાણી પીધું...' પ્રાર્થનની તે પછીની ટીકાઓ મારે કાને ન પડી. ભીષ્મની પિતૃભક્તિ મને યાદ આવી. પ્રાર્થનને પાસે ખેંચીને, મહાભારતકારે હિમ્મત કરી હતી તે કરતાં વિશેષ રંગરોગાન સાથે, રાજા શાંતનુ અને ભીષ્મની વાત મેં વિસ્તારી વાર્તાના પ્રવાહમાં પ્રાર્થન બરાબર તણાયે જતો હતો, અને એક વાર ઊંઘનો હુમલો ખાળ્યા પછી તો હું પણ રંગમાં આવી ગએલો, એટલે કામકાજથી પરવારી ઊર્મિલા ક્યારે પલંગને છેડે આવીને બેસી ગઈ એનો મને ખ્યાલ ન રહ્યો.

વાર્તાને અંતે ભીષ્મની પ્રતિજ્ઞાની જાહેરાતની સાથેસાથે જ લગભગ પ્રાર્થનની આંખો મીંચાઈ ગઈ અને મેં પણ કૃતકૃત્યતાની લાગણી સાથે ઊંઘતાં પહેલાં છેલ્લીવાર આળોટતો હોઉં તેમ સાડા-પાંચ ઈંચનું બગાસું વિસ્તારવા માંડ્યું. ત્યાં ઊર્મિલાના મુખ ઉપર નજર પડતાં હું સ્તબ્ધ બની ગયો. એની આંખમાંથી આંસુ વહેતાં હતાં!

'અરે એય, શું થયું?' મેં પૂછ્યું. પણ એણે જવાબ ન આપ્યો. એની દૃષ્ટિ ભોંય ઉપર જડાએલી હતી. પ્રાર્થનને સરખો સુવાડીને હું એની નજીક સર્યો. માર્દવતાથી મેં એને ખભે હાથ મૂક્યો અને ફરી પૂછ્યું: 'શું થયું ઊર્મિ? અરે! આમ તો તું રડે

છે, છતાં હોઠ ઉપર તો સ્મિત અંકાયું છે! વાત શી છે? ભીષ્મની પ્રતિજ્ઞાએ હલાવી મૂકી?'

'હા, પ્રતિજ્ઞાએ હલાવી મૂકી...લગભગ ભીષ્મ જેવી જ કોઈની પ્રતિજ્ઞાએ...' નજર જ્યાં હતી ત્યાં જ ખોડેલી રાખીને છૂટા છૂટા શબ્દો વેરતી એ બોલી. પણ મને કશું સમજાયું નહિ. વર્ષો સુધીના સહજીવન પછી પણ ઊર્મિલા દુરારાધ્ય હતી, ગૂઢ હતી, એમ મને અવારનવાર પ્રતીતિ થતી. એની ચિબુક કુમાશથી ઊંચી કરીને એની નજરમાં નજર ગોઠવતાં મેં જોયું કે એની આંખોમાં પારદર્શક કરુણા તરતી હતી. ક્ષણો પછી સ્વસ્થ બનીને એણે પોતે જ લાગલો પ્રશ્ન કર્યો:

'પેલી કુરંગીને જોઈ છે ને?'

'કુરંગી? રે હા અરે...એક વાર એને જોયા પછી કેમ ભુલાય? કુરંગી નિયોગી, નહિ? સવારના પહોરમાં એનું એ રૂપાળું હસુંહસું મુખ જોવા મળે તો સમજવું કે દિવસ સારો જવાનો! હિંદની પ્રતિનિધિ તરીકે આંતરરાષ્ટ્રિય સમારંભમાં મારે કોઈને રજૂ કરવાનું હોય તો હું કુરંગીને જ આગળ ધરું. શું રૂપ! શી છટા! અને એની ચાલ! હમણાં વળી કોઈ બંગાળી છાપામાં એનો ફોટો પણ છપાયાનું તું કહેતી હતી ને?'

'આ વર્ષે ઈન્ટર આર્ટ્સમાં યુનિવર્સિટીમાં પહેલી આવી છે એ.'

'અરે વાહ! વિધાતાએ રૂપગુણ બધાં સાથે જ ઠાલવ્યાં લાગે છે! તે રાતે પૂજાપેન્ડલમાં એણે રવીન્દ્ર-સંગીત ગાએલું, ત્યારે થયું કે—'

'એ બધી વિદ્યા, એ કલાની જાણકારી પાછળ એક વ્યક્તિની તપશ્ચર્યા છે તે જાણો છો?'

'એટલે તું નિયોગી સાહેબની વાત કરે છે ને? એવી દીકરી આપણે હોય તો આપણે પણ પાછાં પડીએ?'

'ન પડીએ ધારો કે; પણ...' ઊર્મિલાએ 'પણ' ઉપર વાત અટકાવીને ઊંડો શ્વાસ લીધો; આજુબાજુ નજર ફેરવી લીધી; ફરીથી એની આંખમાં આંસુ ચમક્યાં; ને થોડી સ્વસ્થ થઈને એ બોલી: 'પણ કિશોર, કુરંગી નિયોગી સાહેબની દીકરી નથી.'

'શી વાત કરે છે? તને કોણે કહ્યું?'

'પેલાં મિસિસ ચૌધરીએ; અને—'

'મિસિસ ચૌધરીએ? સારા યે કૉલૉનીની ઉતાર છે એ તો! એની વાત મનાતી હશે? કોઈનું પણ સારું એ ખમી શકતી નથી. તે દિવસે પેલા બીચારા પાયલૉટ ઑફિસર માથુરની પત્નીની બાબતમાં—'

'પણ આ એક નિયોગી સાહેબની બાબતમાં એ પણ પોતાની રોજની નિંદાખોરી છોડીને ભારે અહોભાવથી જ વાત કરતાં હતાં... જોકે એમણે શરૂઆત તો એવી રીતે જ કરેલી...'

'કેવી રીતે?'

'સામેથી કુરંગી આવતી હતી, વહેલી સવારે મિલ્કડેપો ઉપરથી દૂધ લઈને. એનાં અસ્તવ્યસ્ત સોનેરી ઝુલ્ફાં હવામાં થનગનતાં હતાં. આંખોમાં હજી નિંદર આળોટતી હતી, અને છતાં યે એનું રોજનું સ્મિત મુખ ઉપર અંકાઈ રહ્યું હતું. એવી મીઠડી લાગતી હતી!

હું તો એની સામે જોતી ઊભી જ રહી. મને હોઠ અને

આંખોથી જ જાણે વંદન કરતી બાજુમાંથી એ પસાર થઈ ગઈ. એના ગયા પછી મિસિસ ચૌધરીએ પાછળથી મને ખભેથી પકડીને બોલવા માંડ્યું : ‘ મિસિસ દેસાઈ, આ કુરંગી છે ને, એની વાત જાણો છો ? ’

‘ હં હં, પછી ? ’

‘ તે સવારે મિસિસ ચૌધરી પાસેથી અને તે પછી તો જેમના ઘરમાં નિયોગી સાહેબ ભાડે રહે છે તે મિસિસ સન્યાલ પાસેથી મેં વિગત વાર બધું જાણ્યું...’ ઊર્મિએ વાત માંડી :

કુરંગી નિયોગીસાહેબની દીકરી નથી. વર્ષો પહેલાં એમના કૉલેજના દિવસોમાં જદુનાથ નિયોગી અને મન્મથ રાય કૉલેજ સ્ટ્રીટ પાસેની એક ગલીમાં આવેલી મેસમાં સાથે રહેતા. બન્ને નિકટના મિત્રો બની ગએલા. અભ્યાસમાં એકમેકથી ચડે. પ્રેસિડેન્સી કૉલેજમાં પહેલા નંબર માટે એ વર્ષોમાં જોકે ત્રણ જણ વચ્ચે હરિફાઈ થતી : જદુનાથ નિયોગી, મન્મથ રાય અને માધવી સરકાર વચ્ચે.

પણ બીજી એક બાબતમાં બે જ હરીફો હતા. માધવીની વરમાળ પામવા માટે જદુનાથ અને મન્મથ બે જ.

મન્મથ રાય સાચે જ મન્મથ સમા કાન્તિમાન હતા. રૂપ હતું, જૂની જમીનદારીની ઠીકઠીક આવક હતી, અને મેધાવી તો ખરા જ. જ્યારે જદુનાથ ઢાકાની કોઈ સરકારી કચેરીના સામાન્ય અફસરનો પુત્ર. અકાળે મૃત્યુ પામેલા એ પિતાએ પાછળ બહોળા કુટુંબની માત્ર જવાબદારી જ વારસામાં સોંપેલી; અને તે ઉપરાંત સળગતી દેશદાઝ.

મન્મથ રાય એમ. એ. થઈને ઍડવોકેટ થયા. પરંતુ બીજા વિશ્વયુદ્ધને કારણે વિલાયત જઈને બૅરિસ્ટર થવાનું ન બન્યું એનો

વસવસો એમને રહી ગયો. એ દરમ્યાન જદુનાથ જેલમાં હતા. એંતાળીસથી યે પહેલાંની ઍનાર્કિસ્ટ (વિપ્લવવાદી) પ્રવૃત્તિમાં કર્ણધાર સમા એ ગણાતા, તે હિસાબે.

બીજું વિશ્વયુદ્ધ સમેટાયું ત્યારે માધવીની નજર સામે મન્મથ અને જદુનાથ ઊભા હતા. સાવ સ્વાભાવિક ગણાય તે રીતે માધવીએ મન્મથ રાયના કંઠે વરમાળ આરોપી.

જદુનાથ કલકત્તા છોડીને દૂર નવી દિલ્હી ચાલ્યા ગયા. ત્યાં મળી એવી મધ્યસ્થ સરકારની કોઈ ચાકરી સ્વીકારી લીધી.

આ બાજુ મન્મથની પ્રેક્ટિસ જામતી ગઈ તેમ તેમ શરીર પ્રત્યેની બેદરકારી વધતી ચાલી. માધવી ચિંતાતુર બની બેસતી, પણ પોતાની કારકિર્દી જમાવવા પાછળ મન્મથ કશાની પરવા ન કરતા.

... ... ...

'અરે મન્મથ! તને થયું છે શું? તારી તબિયત સામે તો જો!'

રજા લઈને એક વાર જદુનાથ બે ત્રણ વર્ષે કલકત્તા આવ્યા હતા. મિત્રની કંગાળ તબિયત જોઈને એ ફફડી ઊઠ્યા, માધવીએ એમાં સૂર પુરાવ્યો: 'એ કોઈનુંયે સાંભળતા નથી. હજી તો કલકત્તા કૉર્પોરેશનના ઈલેક્શનમાં એમને ઊભા રહેવું છે! કહે છે કે આ બિસ્માર, રોગિષ્ટ શહેરનો ચહેરો પલટાવી નાખવો છે. એક વાર મેયર થાઉં, પછી ધારાસભા, પ્રધાનપદું, અને......અને પછી મધ્યસ્થ સરકાર! પાર્લમેન્ટ ગજાવવાના એમને કોડ છે.'

'તને હજી તો અઠ્ઠાવીસ થયાં છે મન્મથ; ઘણાં વર્ષો છે એ બધી મહત્ત્વાકાંક્ષાઓને પહોંચી વળવા માટે. પણ જ્યાં સુધી તબિયત બરાબર નહિ જાળવે—પોતે નરવા થયા સિવાય લોકોના રોગ ક્યાંથી દૂર કરી શકવાનો હતો તું?' બહુ સમજાવટ પછી પૂજાની લાંબી

રજાઓમાં જદુનાથ મન્મથ ને માધવીને હવાફેર માટે પહાડોમાં તાણી ગયો.

ભૂરા આકાશને અઢેલીને ઊભેલાં હિમશિખરોનું સૌંદર્ય નીરખતા મન્મથ રાય એક ટેકરીની ધારે બેસી ગયા. દોઢ બે માઈલ ચાલતાં શ્વાસ ચડી આવતો. માધવી અને જદુનાથ થોડાં આગળ નીકળી ગયાં હતાં. માધવી ધીરા અવાજે જદુનાથને પૂછતી હતી; 'નિયોગી! તમે હજી એકલા કેમ?' કશોક મનગમતો ઉત્તર સાંભળવાની તાલાવેલી એના મુખ ઉપર અંકાઈ હતી. તે તરફ જોયા સિવાય નિયોગી હસીને બોલ્યા : 'કોઈ સુપાત્ર મળે એની રાહ જોઉં છું.'

માધવી ફિક્કી પડી ગઈ: 'સાચે જ નિયોગી! કોઈ સુપાત્ર મળી જાય તો તમે...તમે લગ્ન કરો?'

જવાબમાં દૂર દૂર વિસ્તરેલી પહાડોથી અંકાએલી ચડઊતર ક્ષિતિજ તરફ નજર ઠેરવીને જદુનાથે ઘેરો નિસાસો નાખ્યો. માધવીને એ જ ઉત્તર ખપતો હતો.

... ... ...

મન્મથ રાયની બધી જ મહત્ત્વાકાંક્ષાઓ અધૂરી રહેવા સર્જાઈ હતી. બે મહિનાના પહાડોના વસવાટ દરમ્યાન, જદુનાથ અને માધવીની કાળજીભરી સંભાળને પરિણામે લાધેલી તંદુરસ્તી એમણે કલકત્તા પાછા વળીને જોતજોતામાં ખરચી નાખી.

માંદગીને બિછાને છેલ્લા શ્વાસ લેતાં ગર્ભવતી માધવીની નાજુક તબિયતની સંભાળ રાખવાનું કામ એમણે જદુનાથને સોંપ્યું : 'માધવીને મેં અન્યાય કર્યો છે, જદુ...અને...અને તને પણ... હિમાલયનાં ઉત્તુંગ અને દુર્ધર્ષ શિખરો સમી મારી મહત્ત્વાકાંક્ષાને આંબવા જતાં, સામાન્ય માનવી ગૌરવ લઈ શકે એવું સ્નેહછલોછલ

દામ્પત્ય-જીવન હું ઊભું ન કરી શક્યો...માધવી પણ જાણે મારે મન મહત્ત્વાકાંક્ષાઓને પહોંચવા માટેનું એક અદનું સોપાન માત્ર હતી... જો તો, એની મેં શી દશા કરી મૂકી છે! મારા અહમ્‌ના સામ્રાજ્યમાં રૂપવતી વિદુષી પત્નીનું એક ખૂણે નાનકડું સ્થાન માત્ર હતું... પ્રિયતમ કે પતિ હું ન બની શક્યો એનો રંજ આજે મને સતાવે છે...પિતાનું ગૌરવપદ પામવાની અનુકૂળતા વિધિએ સરજી ત્યાં તો તેડું આવ્યું!'

... ... ...

પોતાના રૂપના પૂર્ણ અંશો પામેલી બે વર્ષની પુત્રીનાં સોનેરી ઝુલ્ફામાં કૃશ આંગળાં પરોવતાં, પતિના મૃત્યુ પછી લગભગ સવા બે વર્ષ પછી માધવીએ પણ જદુનાથ પાસે આખરી વાત માંડી:

'રાય સિવાય જીવન અકારું હતું, નિયોગી!...આ લાડકી તરફના વાત્સલ્યનું પણ એવડું બળ ન નીપજ્યું કે એમની પાછળ જતાં હું રોકાઉં......એમની ડુંગર જેવી એષણાઓ છતાં અદ્ભુત પ્યારથી ભરપૂર એમનું હૈયું હતું. એની ખોટ કશાયથી નહિ પુરાય. તમારાથી? નાં; ખબર નથી. એવી અવેજી તમને ને મને મંજૂર પણ ક્યાંથી હોય? એટલે જીવન બોદું બનતું ચાલ્યું ને એ બોદો ભાર અસહ્ય બનવા લાગ્યો. મારું બાપડું મન ને શરીર હવે સાથ આપે તેમ નથી. પણ નિયોગી, થોડી ક્રૂર બનીને એક વિનંતી કરું છું: આ–આ મારી કુરંગીને તમારી છાતીથી અળગી ન કરશો. અને થોડો વધુ હક્ક કરું?'

માધવીની નિસ્તેજ બન્યે જતી આંખોમાં જદુનાથને નવું તેજ ઊભરાતું દેખાયું. માધવીના ત્રુટક શબ્દો કાંઈ એવી સુંદર ભોમકામાંથી એમને પ્રગટતા લાગ્યા કે એક એક શબ્દ જાણે વેદવાક્ય ન હોય તેમ એ ઝીલતા રહ્યા: પોતાના છેલ્લા પ્રશ્નોના હકારમાં જવાબ

મળ્યો એવી ખાતરી સાથે માધવી બોલતી હતી: 'તમારા જીવનમાં હવે પણ...હવે પણ બીજી કોઈ સ્ત્રીનું સ્થાન નથી હોં જદુનાથ... જો જો રે, અપરમાનો ભાર આ કૂમળી બાળકી નહિ સહન કરી શકે...મને ભરોસો આપો...કે...'

છેલ્લા શ્વાસ માટે મથામણ કરતી માધવીના રુગ્ણ હાથમાં જદુનાથે પોતાનો હાથ મૂક્યો. પેલી કૃપ આંગળીઓ એક વાર જોરજોરથી ભીંસાઈ અને પછી સુકાએલી પાંદડીઓ વજનો આધાર છોડી દે તેમ નિશ્ચેષ્ટ બનીને પથારીમાં પથરાઈ ગઈ...

હું સાંભળી રહ્યો હતો. મિસિસ સન્યાલની વાતોમાં ઊર્મિએ પોતાની લાગણીઓ બોઈ હતી. એ ઉપર એના અશ્રુનો અભિષેક ચાલુ જ હતો...મોં ધોવા એ બાથરૂમમાં ચાલી ગઈ ત્યારે મારી પોતાની પણ નજરે પડતાં ડરતું હોય તેમ આંખને ખૂણે આવીને બેસી પડેલું ઝળઝળિયું મેં ઝડપથી લૂછી નાખ્યું.

પછી તો જદુનાથ નિયોગી સાથેનો નાતો વધ્યો—મેં વધાર્યો: હું ઊર્મિલ નથી; છતાં નિયોગી માટે હમદર્દી વધવા માંડી: મરતાં મરતાં પણ માધવીએ એને બાંધી લીધો! અજબ હતી એ સ્ત્રી!

... ... ...

એ દિવસે શનિવાર હતો. સાડા સાત વાગ્યે નિયોગીને ત્યાં હું અકારણ પહોંચી ગયો હતો. અકારણ કહું છું, પણ ત્યાં જવાનું હમેશાં સકારણ જ રહેતું. મારે કશુંક જાણવું હતું, સમજવું હતું.

આ ઉંમરે પણ સ્વસ્થ સુદૃઢ શરીર! આછી સફેદ બાબરીની રોનક! મુખ ઉપરની થોડી કરચલીઓ ઊલટાની એમના વ્યક્તિત્વને ઓપ આપતી, અદબ જાળવીને બેસી રહેતી. કોઈક અવિરત સાધનાનું તેજ ત્યાં પથરાયું હતું. આડીઅવળી વાતો દરમ્યાન

દામ્પત્યજીવન હું ઊંચું ન કરી શક્યો...માધવી પણ જાણે મારે મન મહત્ત્વાકાંક્ષાઓને પહોંચવા માટેનું એક અદનું સોપાન માત્ર હતી... જો તો, એની મેં શી દશા કરી મૂકી છે! મારા અહમ્‌ના સામ્રાજ્યમાં રૂપવતી વિદુષી પત્નીનું એક ખૂણે નાનકડું સ્થાન માત્ર હતું... પ્રિયતમ કે પતિ હું ન બની શક્યો એનો રંજ આજે મને સતાવે છે...પિતાનું ગૌરવપદ પામવાની અનુકૂળતા વિધિએ સરજી ત્યાં તો તેડું આવ્યું!'

... ... ...

પોતાના રૂપના પૂર્ણ અંશો પામેલી બે વર્ષની પુત્રીનાં સોનેરી ઝુલ્ફાંમાં કૃશ આંગળાં પરોવતાં, પતિના મૃત્યુ પછી લગભગ સવા બે વર્ષ પછી માધવીએ પણ જદુનાથ પાસે આખરી વાત માંડી :

'રાય સિવાય જીવન અકારું હતું, નિયોગી!...આ લાડકી તરફના વાત્સલ્યનું પણ એવડું બળ ન નીપજ્યું કે એમની પાછળ જતાં હું રોકાઉં......એમની ડુંગર જેવી એપણાઓ છતાં અદ્‌ભુત પ્યારથી ભરપૂર એમનું હૈયું હતું. એની ખોટ કશાયથી નહિ પુરાય. તમારાથી? નાં; ખબર નથી. એવી અવેજી તમને ને મને મંજૂર પણ ક્યાંથી હોય? એટલે જીવન બોદું બનતું ચાલ્યું ને એ બોદો ભાર અસહ્ય બનવા લાગ્યો. મારું બાપડું મન ને શરીર હવે સાથ આપે તેમ નથી. પણ નિયોગી, થોડી ક્રૂર બનીને એક વિનંતી કરું છું: આ—આ મારી કુરંગીને તમારી છાતીથી અળગી ન કરશો. અને થોડો વધુ હક્ક કરું?'

માધવીની નિસ્તેજ બન્યે જતી આંખોમાં જદુનાથને નવું તેજ ઊભરાતું દેખાયું. માધવીના ત્રુટક શબ્દો કાંઈ એવી સંદૂર ભોમકામાંથી એમને પ્રગટતા લાગ્યા કે એક એક શબ્દ જાણે વેદવાક્ય ન હોય તેમ એ ઝીલતા રહ્યા. પોતાના છેલ્લા પ્રશ્નોના હકારમાં જવાબ

મળ્યો એવી ખાતરી સાથે માધવી બોલતી હતી: 'તમારા જીવનમાં હવે પણ...હવે પણ બીજી કોઈ સ્ત્રીનું સ્થાન નથી હોં જદુનાથ... જો જો રે, અપરમાનો ભાર આ કૂમળી બાળકી નહિ સહન કરી શકે...મને ભરોસો આપો...કે...'

છેલ્લા શ્વાસ માટે મથામણ કરતી માધવીના રુગ્ણ હાથમાં જદુનાથે પોતાનો હાથ મૂક્યો. પેલી કૃપ આંગળીઓ એક વાર જોરજોરથી ભીંસાઈ અને પછી સુકાએલી પાંદડીઓ વજનો આધાર છોડી દે તેમ નિશ્ચેષ્ટ બનીને પથારીમાં પથરાઈ ગઈ...

હું સાંભળી રહ્યો હતો. મિસિસ સન્યાલની વાતોમાં ઊર્મિએ પોતાની લાગણીઓ બોઈ હતી. એ ઉપર એના અશ્રુનો અભિષેક ચાલુ જ હતો...મોં ધોવા એ બાથરૂમમાં ચાલી ગઈ ત્યારે મારી પોતાની પણ નજરે પડતાં ડરતું હોય તેમ આંખને ખૂણે આવીને બેસી પડેલું ઝળઝળિયું મેં ઝડપથી લૂછી નાખ્યું.

પછી તો જદુનાથ નિયોગી સાથેનો નાતો વધ્યો—મેં વધાર્યો: હું ઊર્મિલ નથી; છતાં નિયોગી માટે હમદર્દી વધવા માંડી: મરતાં મરતાં પણ માધવીએ એને બાંધી લીધો! અજબ હતી એ સ્ત્રી!

... ... ...

એ દિવસે શનિવાર હતો. સાડા સાત વાગ્યે નિયોગીને ત્યાં હું અકારણ પહોંચી ગયો હતો. અકારણ કહું છું, પણ ત્યાં જવાનું હમેશાં સકારણ જ રહેતું. મારે કશુંક જાણવું હતું, સમજવું હતું.

આ ઉંમરે પણ સ્વસ્થ સુદૃઢ શરીર! આછી સફેદ બાબરીની રોનક! મુખ ઉપરની થોડી કરચલીઓ ઊલટાની એમના વ્યક્તિત્વને ઓપ આપતી, અદબ જાળવીને બેસી રહેતી. કોઈક અવિરત સાધનાનું તેજ ત્યાં પથરાયું હતું. આડીઅવળી વાતો દરમ્યાન

વારંવાર મારી નજર, ભીંત ઉપર લટકાવેલા ટેનીસ રૅકેટ અને ખૂણા ઉપરના કાવ્યપુસ્તકોના કબાટમાં—રિલ્કેથી મોરેઈસ અને રવીન્દ્રનાથથી માંડીને બંગાળના હંગ્રી પોએટસ સુધીના કવિઓના કાવ્યસંગ્રહોની વચમાં, પેલા છાપામાં પ્રગટ થએલા કુરંગીના ફોટાનો મોટો એન્લાર્જમેન્ટ મઢાવીને ગોઠવ્યો હતો ત્યાં પહોંચી જતી હતી. તે દિવસની મારી વાતચીતની ભંગિ ઉપરથી એમને જાણે ગંધ આવી ને એ અધૂરી વાતે ઊભા થયા :

'ચાલો ત્યારે મિસ્ટર દેસાઈ, શનિવાર છે; તમારે વળી ઑફિસનું મોડું થશે. આજે તો ટેનીસના ત્રણ સેટ ઝૂડ્યા એટલે જરા થાકી ગયો. હવે આગળની જેમ ત્રણત્રણ કલાક રમાતું નથી. તરત નાહવાધોવાનું નહિ પતાવું તો દીકરી મારી ગુસ્સો કરશે...'

પછી બારણાં સુધી મને વળાવીને એકદમ પાછા ફરીને પૂછ્યું: 'તમારે એક દીકરો જ છે, નહિ કિશોરબાબુ? પણ દીકરીની વાત જુદી છે હોં. મા, બેન, પત્ની કે પ્રિયતમા કરતાં પણ સ્ત્રીનું પુત્રી સ્વરૂપ!! આ હા, એની તોલે કંઈ ન આવે.' અને પછી પાછાં ફરતાં પેલા એન્લાર્જમેન્ટ સામે જોઈને કૃતકૃત્યતાપૂર્વક, પોતની જાતને જ કહેતા હોય તેમ એમનાથી બોલી જવાયું: 'અને એમાં યે બેટા કુરંગી, તું તો એના દક્ષિણકરનું દાન બનીને આવી...'

ઘેર પહોંચતાં સુધી મને આંખો લૂછવાનું યાદ જ ન આવ્યું, એ શનિવારની સવારે.

## ૪

## બંધુકૃત્ય

'ક્યા પ્રાઇવેટ ટેક્સી હૈ?' ગ્રાન્ડ હોટલના મુખ્ય પ્રવેશ-દ્વારનાં ત્રણ પગથિયાં ઝડપથી ઊતરીને મારી તરફ આવતા હોટલના એક બેરરે પૂછ્યું.

મોડી રાતે બજારમાં કામ પતાવી મારા સેલ્સ-મેનેજરને હોટલમાં ઉતારવા હું આવ્યો હતો. બે મિનિટ પહેલાં જ તે 'સી યુ ટુમોરો એટ ટેન થર્ટી' કહીને એ હોટલમાં પ્રવેશ્યા હતા. સારા દિવસની રખડપટ્ટી પછી અંગ મરોડી હું નવેસરથી મોટર ચાલુ કરવા જતો હતો ને પેલાએ મને પ્રશ્ન પૂછ્યો.

મારા મુખ ઉપર હોટલની બત્તીનો પ્રકાશ પડતો હતો. મેં સામે વિન્ડગ્લાસ ઉપરના સાંકડા અરીસામાં મારું પ્રતિબિંબ જોઈને મનોમન જાતને પૂછ્યું, 'સાચ્ચે જ હું કોઈ પ્રાઈવેટ ટેક્સીના ડ્રાઈવર જેવો લાગું છું શું?' એ પ્રશ્નનો જવાબ મળે તે પહેલાં તો પાછળની સીટ તરફનું બારણું ખોલતાં પેલા બેરરે ધીરા અવાજે

'ટીપ' આપી, 'દો ઘન્ટા ચાહે વહાં ઘૂમાકે લાઓ યાર, પચીસ-ત્રીસસે કમતી મત લેના...હાં... એમ્રીકન ટુરિસ્ટ હૈ...'

અને કશીયે આનાકાની કરું તે પહેલાં તો એક આધેડ વયનો અમેરિકન અને લગભગ વીસબાવીસ વર્ષની ભારતીય લાગતી એની સાથીદાર પાછળ બેસી ચૂકયાં હતાં.

કોણ જાણે મને શી મતિ સુઝી ને હું ચૂપ રહ્યો. એ રીતે ચૂપ રહ્યો કે એ સારી યે યોજના મને મંજૂર છે એવો તેનો અર્થ નીવડે.

પાછળથી સૂચના મળી, અણઘડ હિન્દુસ્તાનીમાં—'ડ્રાઈવર હેસ્ટિંગ્સ લે ચલો—' અને પછી પોતાના મહેમાનને એણે અંગ્રેજીમાં હેસ્ટિંગ્સની વિગત સમજાવી.

હુગલી નદીને કિનારે અત્યારે નરી શાંતિ હશે. ચકલું યે નહિ ફરકતું હોય. શાંતિ અને ઠંડક પણ, હોટલના એરકન્ડીશન્ડ રૂમની ઠંડક નહિ, કુદરતી શીતળ આબોહવા અને આપણને પૂરતું એકાંત મળી રહેશે.

અને મહેમાને માત્ર એટલો જ જવાબ આપ્યો, 'તમે કહો ત્યાં, તમને રુચે ત્યાં...'

રાજા વિક્રમાદિત્યના કાળથી કહે છે કે છદ્મવેશે નગર–ચર્ચા જોવા નીકળવાની રાજાઓએ ટેવ પાડી હતી. મારે માટે આવો આકસ્મિક સુયોગ પ્રાપ્ત થયો હતો. સેલ્સ-મેનેજર સાથે મોડે સુધી કામ પહોંચે છે. કદાચ નવ વાગ્યાના શૉમાં કે પછી કોઈ હોટલમાં કેબેરે ડેન્સ જોવા બેસી જવું પડે ને ઘેર પહોંચતાં બારએક વાગી પણ જાય એવો અણસારો તો મેં ઊર્મિને આપી જ દીધો હતો. અને આવા એડ્વેન્ચર્સ માટે તો જુવાનીના દિવસો શરૂ થયા ત્યારથી હું હંમેશાં

ઝંખતો જ હતો–તકલીફ એ હતી કે, એવાં પરાક્રમો એમ સામે ચાલીને માણવા મળ્યાં ન હતાં...! તો પછી આ તક શા માટે જતી કરવી ?

'અચ્છા મે'મસાબ' બોલતી વેળા મેં અવાજને મન્દ્ર સપ્તકમાં જ જમાવી રાખ્યો ને વળી તુરત જ એન્જિન ચાલુ કર્યું કે જેથી મારા અવાજમાં કદાચ કોઈ બિનટેક્સીડ્રાઈવરપણું છતું થઈ જાય તો પણ પાછળ બેઠેલી લલનાને તે કળાય નહિ.

મે'મસાબ, લલના, રૂપસી જેવા શબ્દો કંઈક ગુસ્સામાં બોલી બેસું છું, બાકી એવાં વિશેષણો સાથે બંધબેસતું થાય એવું ખાસ કશું પેલાં બાઈમાં ન હતું એમ, અવારનવાર રસ્તા ઉપરની બત્તીનું કે સામેથી પસાર થતી મોટરની હેડ-લાઈટનું અજવાળું એના ઉપર પડતું ને એનું મુખ એક ઝબકારની જેમ મને સામેના દર્પણમાં દેખાતું ત્યારે અંદાજ બાંધવાનું મન થતું.

ફૂટબોલ સ્ટેડિયમોની બાજુએ થઈને ઈડન ગાર્ડન્સ તરફ મેં મોટર વાળી. કિન્ગ જ્યોર્જ ફિફ્થનું નધણિયાતું લાગતું પૂતળું તે ઘડીએ જાણે કલકત્તાના એ પશ્ચિમ ક્ષેત્રની ચોકી કરતું ઊભું હતું.

'બાંયાસે ડ્રાઈવર...' પેલી લલનાએ સૂચના આપી.

ફોર્ટ વિલિયમની ખાઈ પાસેના મેદાનને છેડે ફુટપાથથી અડોઅડ મને મોટર ઊભી રાખવાની એણે સૂચના આપી. ને મને થયું કે હમણાં બીજો હુકમ છૂટશે... 'ડ્રાઈવર હમ લોગ કુછ પ્રાઈવેટ બાતેં કરના મંગતા, તુમ જરા ગંગાઘાટ પર ટહેલ કે આધા ઘંટા બાદ આ જાના... ફીકર મત કરો, વેઈટીંગ ચાર્જ દુગના, મીલેગા, સાબ તગડા બક્ષીસ ભી દેંગે...'

ટેક્સી ડ્રાઈવરો ઘણી વાર જાતજાતની વાતો કરતા. એમની ટેક્સીની પાછળની બેઠકનો નાપાક ઈશ્કી લોકોએ કેવો કેવો ઉપયોગ કર્યો છે એની વાતો. એક પંજાબી શીખ ડ્રાઈવર તો મને વારંવાર યાદ આવતો. એના શરીર જેવી વજનદાર ગાળો બોલતાં એણે માહિતી આપેલી, 'આ કલકત્તા તો બહુ પાપી શહેર છે. રાત પડે અમને દારૂડિયા ગૃહસ્થીઓ શરાબની લાલચ આપીને ટેકસીઓ ભાડે કરીને શહેરને અંધારે એકાંત ખૂણે લઈ જાય અને પછી પાપાચાર...' ના રે, સાત પ્રયત્ન છતાં એના અસ્સલ પંજાબી લહેકા સાથે બંધ બેસતા થાય તેવા વજનદાર બરછટ શબ્દો હું મનોમન પણ રિપ્રોડ્યુસ ન કરી સક્યો.

પેલાં બન્ને નીચે ઊતર્યાં. સાહેબ ફુટપાથ ઉપર ઊભો રહી ગયો. એણે ચારે બાજુ જોયું, જોયા કર્યું. પછી એ બોલ્યો, 'વર્ષો પછી અહીં ફરીથી આવું છું નીલી...આ સ્થળનું તો મને ખૂબ મધુર સ્મરણ છે.' સહેજ અચકાતા ઉચ્ચારોમાં એ અંગ્રેજી બોલતો હતો તે અમેરિકન છાપવાળુ ન હતું એમ મને તુરત કળાયું. રસ્તા ઉપરની બત્તીનું અજવાળું એના મુખ ઉપર પડતું હતું. એના રેશમી ધોળા વાળ નીચે શુભ્ર કપાળ તથા લાલ ચહેરો હવે મને સ્પષ્ટ દેખાતાં હતાં. એણે દૃષ્ટિ ઊંચી કરી ને આકાશ તરફ જોયું ત્યારે એની ભૂરી કીકીઓ અને સોનેરી પાંપણો પણ મારી નજરે પડી.

નીલી એની અડોઅડ ઊભી હતી. એના મુખ ઉપર હવે સ્થિર પ્રકાશ છવાયો હતો. મોટરના કાચમાં એનું પ્રતિબિંબ એક ઝબકારની જેમ મેં માત્ર જોયેલું ત્યારે એને માટે બાંધેલો મારો અંદાજ નાપાયાદાર હતો એમ મને કળાયું. એની મુખરેખાઓ સહેજ વિચિત્ર જરૂર હતી પણ પાસાદાર હતી. એ મિશ્ર લોહીની ઊપજ હતી એટલું પણ સમજાતું હતું છતાં એક જાતની ચીઢ સાથે એન્ગ્લો-ઈન્ડીઅન છોકરી એ વિશેષણ વપરાતું હતું તે નીલીને લાગુ પાડી

શકાય તેમ ન હતું. એની સામે ઋજુભાવ સાથે જોયા કરવું ગમે તેવો એ પૂર્વપશ્ચિમના સુભગ મિશ્રણ જેવો ચહેરો હતો.

એની ઊંચાઈ પણ અસામાન્ય હતી. પેલા પોણા છ ફીટ ઊંચા સાહેબના કાન સુધી એ પહોંચતી હતી. સહેજે પાંચને છ તો ખરીજ એવો મે અંદાજ બાંધ્યો. અને તે સિવાયે એ તબિયતની છોકરી હતી.

તબિયતની છોકરી! એ શબ્દો મેં ક્યારે સૌ પહેલાં વાપરેલા? હું યાદ કરતો રહ્યો ને પેલાં બન્ને રસ્તો ઓળંગીને સામે ગંગાના કિનારા તરફ આગળ વધવા માંડયાં. યુવતીએ સહેજ થંભીને મને ખાતરી આપી, 'ડ્રાઈવર સિર્ફ પંદરાબીસ મિનટ, હમલોગ અભી વાપસ આ જાએંગે...' અને સાહેબ કોઈ અધૂરી વાત સાંધી લેતો હોય તેમ બોલતો મેં સાંભળ્યો, 'યસ નીલી, નાઉ આઈ રિમેમ્બર... આઈ થિન્ક આઈ, વોઝ સ્ટેશન્ડ હીઅર... ઓન ધીસ વોટરફ્રન્ટ...'

એની તે પછીની વાત પસાર થતી કોઈ ઝડપી બસની ધમાલમાં જો કે મારે કાને ન પડી. હું પેલી 'તબિયતની છોકરી'ની ખોજમાં પડી ગયો.

કયી સાલ હતી એ? અરે હા, તેંતાળીસ ચુમ્માળીસનાં વર્ષો. કલકત્તા ઉપર કાળો અંધારપટ રોજ રાતે છવાતો અને એમાં યે આ વોટરફ્રન્ટ તો સિવિલિયનો માટે આઉટ ઓફ બાઉન્ડ્સ હતો...

જસ્ટ અ મિનિટ! મારા મને મને થંભી જવા કહ્યું અત્યારે મને એ અંધારપટ સાથે સૌ પ્રથમ કલકત્તાનો વોટર-ફ્રન્ટ-નદી કિનારો શાથી યાદ આવ્યો? એક પછી એક બંધ કમરા આટલી આસાનીથી કેમ ખૂલી જતા હતા? ખૂલ જા સીસમ એમ કોણ બોલ્યું? તબિયતની છોકરી બોલી બેઠી શું? અરે હા, આ એનું જ તોફાન વળી.

રવિવાર હતો. મબલખ વિના પરસેવા-કમાણીના એ દિવસો.

સાંજ પડે બજાર બંધ થાય તે પહેલાં ખીસામાં બસો-ચારસો પડી ચૂક્યા હોય; ત્યારે 'બ્લેક-મની' જેવો શબ્દ હજી પાંગરતો હતો. એ ભેગા કરનાર મનને મનાવતો હતો કે, બ્રિટિશ હકૂમતની સામે તો નો ટેક્સ કેમ્પેઈન અમલમાં મૂકી શકાય. એ આપણા દેશને વિના અપરાધે લડાઈમાં સંડોવે ને તરેહ તરેહની રીતે નીચોવે તો આપણે એ સરકારને ઈન્કમટેક્સ ન ભરીએ એમાં વળી પાપ શેનું? એવા તર્કનો આશ્રય લેનારા જુવાનોમાં હું હતો.

અને શનિરવિ રંગરાગના દિવસો બની જતા. હું ને રમેશ બન્ને તે દિવસોમાં એકલા ઘૂમતા. પીવાની કે રખડવાની સસ્તી સામાન્ય ટેવોથી અમે દૂર રહેતા. એમ દૂર રહીએ છીએ એવો છાતી ફુલાવી ફુલાવીને એકબીજાની સામે એકરાર પણ કરતા.

પરંતુ એક શનિવારે રમેશે મને જેનીફરની ઓળખાણ કરાવી. રાતનો શો પૂરો થયા પછી અમે લગભગ નિયમ તરીકે પાર્ક સ્ટ્રીટની કોઈ ઝમકદાર રસ્ટોરાંમાં સાથે વાળુ લેતા. અમે બન્ને એકબીજાની સામે જોયા સિવાય ગરમ ગરમ સૂપ ઉતાર્યે જતા હતા ત્યાં 'હલો રમેશ, આઈ હોપ, આઈ એમ નોટ લેઈટ.' કરતી એ વચમાંની ખાલી બેઠક ઉપર બેસી ગઈ હતી.

જેનીફર સાથેની એ પહેલી મુલાકાત—એ દિવસોમાં નફિકરો ગણાય એવો એનો પહેરવેશ હતો. લોકટનો સ્લીવલેસ ડ્રેસ એ પહેરતી. મીની સ્કર્ટની ફેશન શરૂ થઈ ન હતી છતાં બેસે ત્યારે એના ઢીંચણ ચૂપચાપ નજરે પડી જાય એટલા ટૂંકા એના પહેરવેશ તરફ રમેશે જ મારું ધ્યાન દોરેલું, 'શું ઘાટીલા પગ છે એના!' એમ લગભગ ધ્રુવપદની જેમ જેનીફરના વખાણે ચઢતો ત્યારે એ બોલી બેસતો.

એને હેવી મેકઅપની ટેવ. ને પહેલે જ દિવસે તે તરફની મારી

સૂગ મેં જાહેર કરેલી, રમેશને તગતગતાં લાલચોળ હોઠ માટે પક્ષપાત છે. અને રૂઝ સહેજ પણ ઓછું વાપર્યું હોય તો રમેશનો ચહેરો પડી જાય, જવાબમાં એણે હસતાં હસતાં રમેશનું એવું ઓઠું લઈને બચાવ કરેલો.

પણ તે પછીની મુલાકાતમાં આંખે પડે એવો ફેરફાર થઇ ગયો. મેં કોમ્પ્લીમેન્ટ્સ આપતાં જેનીફરને કહ્યું પણ ખરું, 'આવો હલકો મેકઅપ તને ખૂબ શોભે છે. હવે તું એન્ગ્લોઈન્ડિયન નથી લાગતી. તું ઇન્ડિયન લાગે છે. કોઈ વાર સાડી પહેરે તો તો વળી કોઈ રઈસ કુટુંબની દીકરી સમજીને ભુલાવામાં પડી જવાય...'

ને હસીને એ બોલેલી, 'તો અપાવો સાડી.'

એ તે કેવું હાસ્ય! એ રૂપાળું હસતી. હસતી ત્યારે દાંતની ઉપલી હાર જ નજરે પડતી. કંજૂસની જેમ એવું હાસ્ય પણ જો કે એ ભાગ્યે પીરસતી. એવી હસે ત્યારે રમેશ ગેલમાં આવી જતો. તે ક્ષણે પણ એ બોલ્યો, 'ફાવ્યો કિશોર, આજ જેનીફર તારા ઉપર ખુશ છે. અપાવી દે એક બનારસી.'

બનારસીને બદલે મેં એને એક વિષ્ણુપુરી છાપેલી રેશમી સાડી અને બીજી અસલ ઢાકાંઈ વણાટની સાડી લાવી આપી હતી. 'શનિવારે રાતે સિલ્ક, આઉટીન્ગમાં જઈએ ત્યારે ઢાકાઈ...' એમ મેં સૂચના પણ આપેલી.

તે દિવસે એણે ઢાકાઈ જ પહેરી હતી. અમે ત્રણે ચાંદપાલ ઘાટથી સ્ટીમરમાં બેસી બોટાનીકલ ગાર્ડન્સ જતાં હતાં. મારી બગલ-થેલીમાં થોડું ફ્રુટ અને બે ટીન રસગુલ્લાનાં હતાં. જેનીફર પાસે બાસ્કેટ હતું. એમાં શું શું ગોઠવ્યું છે તે જાહેર કરવાની એની તૈયારી ન હતી. છતાં વારંવાર એને અડકી લેવાની તક મળે તે

માટે રમેશ લાડથી એમાં શું છે, એમ પૂછી લેતો હતો. બારકેટ તરફ લંબાયેલો એનો હાથ જેનીફર દર વખત ખસેડતી રહેતી હતી. એમના એવા અટકચાળાથી વાજ આવી જઈને હું ઊભો થયો, સ્ટીમરની રેલીંગ ઉપર બે હાથ ટેકવીને, કપાયે જતાં હુગલીનાં પાણી સામે હું અનિમેષ જોયા કરતો હતો.

લગભગ સારી યે સ્ટીમરમાં અમેરિકન, બ્રિટિશ, ઓસ્ટ્રેલિયન, સોલ્જર્સ અને એમની સાથે ગેલ કર્યે જતી એન્ગ્લોઈન્ડિયન છોકરીઓ હતી. દેશી પુરુષોમાં બેપાંચ જણ જુદા તરી આવતા હતા. તૂતક ઉપરની એક પણ બેન્ચ ખાલી ન હોઈને અમે ત્રણ છેક પાછળના ભાગમાં જાડાં દોરડાનાં ગૂંચળાં ઉપર બેસી પડ્યાં હતાં.

એ બન્ને તરફ પૂંઠ રાખીને રમેશ અને જેનીફરનો સંબંધ ક્યાં સુધી પહોંચ્યો હશે એની અટકળ બાંધતો હુગલીનાં પાણીમાં પડતો ચીરાડો હું નિહાળ્યા કરતો હતો. પસાર થતી આ નાની સ્ટીમર નદીનાં મેલાં પાણીના ભાગ પાડી નાંખતી હતી અને ગુસ્સાએલાં પાણીની સપાટી ઉપર સફેદ ફીણ બોલકણું બની પોતાનો વિરોધ જાહેર કરી વળી હુગલીના મુખ્ય પ્રવાહ સાથે ભળી જતું હતું. એ સતત પ્રક્રિયા જાણે મારા અંતરમાં સરજાયે જતા કોઈ વલોપાત સાથે બંધબેસતી હોય એમ મને પહેલીવાર અનુભવાયું.

જેનીફર મને ગમતી હતી, એટલું જ હું તે ક્ષણ સુધી સ્વીકારતો આવ્યો હતો. પણ એ ગમવાનું ધારદાર બન્યું હતું અને જડ બની ગયેલા મારાં રૂઢ તત્ત્વોને ભેદીને કશી જુદી જ લાગણીના સ્રોત ઉઘાડાં કરતું હતું.

એ પ્રક્રિયાને ગૂંગળાવવાની મથામણ છેક સાંજ સુધી ચાલી.

અમે ગાર્ડન્સમાં ખૂબ રખડ્યાં. ખાવાનું ખુટાડ્યું. ગપસપ

મારતાં આડાં પડ્યાં. ઘડા વિનાની રમેશની વાતો રહી રહીને જેનીફરના પહેરવેશ ઉપર આવીને અટકતી હતી. 'આઉટ ઓફ ઓલ ડેઇઝ, જેનીફર આજે તેં આમ સાડી શું વીંટાળી? હું સાથે હોઉં ત્યારે તારે તારો પેલો લાઈટ પિન્ક ડ્રેસ જ પહેરવો.' અને એવા દરેક વિરોધ વખતે રમેશને ખીજવતી હોય તેમ એ વધારે ચીવટથી સાડીની કિનાર ઉપર આંગળીઓ ફેરવી છેડો સરખો કરીને છાતી ઢાંકી દેતી.

છેલ્લી સ્ટીમર લગભગ સાડા પાંચે પાછી ફરતી. ઘડિયાળ સામે જોયું તો પાંચને અરાઢ થયેલી. દોડ્યા સિવાય ઘાટ સુધી પહોંચાય તેમ ન હતું. રમેશ સૌથી આગળ નીકળી ગયો. સાડીથી નહિ ટેવાયેલી જેનીફર દોડી શકતી ન હતી. એને સાથ આપવા હું એની સાથે રહ્યો. ઘાટ ઉપર પહોંચ્યાં ને જોયું તો ત્રણેની ટિકિટ સાથે સ્ટીમર ઉપર પહોંચી ગયેલો રમેશ અમારા બેઉ ઉપર ગુસ્સો ઠાલવતો હતો. અમે હજી પાટિયાંના પૂલ ઉપર જ હતાં ને સ્ટીમર ઉપડવા માંડી, રમેશે ટિકિટો ફાડી નાખી.

'હવે એટમજી રાત ક્યાં ગાળશો? બોટનીકલ ગાર્ડનમાં પેલો કાકો હવે વીણી વાણીને એકેએક બાકી રહેલાંને બહાર કાઢશે. પછી ટાંટિયા ઘસતા કલકત્તા પહોંચશો.'

ત્યાં જેનીફર બેફિકરાઈથી હસીને બોલી: 'તમે તો સ્ટીમર સુધી પહોંચી જ ગયા હતા, ચાલ્યા જવું હતું ને?' ને રમેશની નજર એક જ ક્ષણમાં બદલાઈ ગઈ. એ જાણે મારો મિત્ર ક્યારે હતો જ નહિ એવો એનો પ્રત્યાઘાત તુરત નજરે પડ્યો.

મેં રસ્તો કાઢ્યો.

'હજી તો સાડા પાંચ થયા છે. આપણે કન્ટ્રીબોટમાં બેસી જઈએ...' જાણીજોઈને સામાન્ય હોડકાં માટે મેં કન્ટ્રીબોટ જેવો

ભારે શબ્દ વાપર્યો હતો. રમેશ છંછેડાઈને બોલ્યો, 'કન્ટ્રીબોટ ? ત્રણ કલાકે પણ ચાંદપાલ ઘાટ નહિ પહોંચો; બેટમજી. હોડકું છે હોડકું. ને એમાં યે જો ભરતી ચઢી તો તો...''

પણ જેનીફરે મારો પ્રસ્તાવ સ્વીકાર્યો. હોડીવાળાએ પણ ખાતરી આપી. 'દરરોજ કંઈક ભૂલાં પડેલાં, જાણીજોઈને મોડા પડેલાં, કે સ્ટીમર ચૂકી ગયેલાંને દોઢ કલાકમાં કલકત્તા પહોંચાડીએ છીએ. કિરાયા ? કિરાયા જો મે'મસા'બ કી ખુશી–'

ને અમે એક હોડીમાં પલાણ્યાં. 'પલાણ્યાં' શબ્દ રમેશે ગુસ્સામાં મારી સામે ફેંક્યો હતો, મને યાદ રહે તે રીતે.

અને એ તે કેવી યાત્રા !

સૂરજે ડૂબતાં ડૂબતાં હુગલીનાં નીર ઉપર લાલ કેસરી પીળી જે રંગ બિછાત માંડી હતી ! પોતાનું તેજ ખેરાત કરતો એ સાંજનો સૂર્ય, કર્ણ–દાનેશ્વરીનો સાચેસાચ પિતા એ જ હશે એવી ખાતરી કરાવી ગયો. પેલા તેજ કટકા અમૂલ્ય રત્નકણિકાસમા હતા એમ મેં અનુભવ્યું હતું, કારણ કે જેનીફરની આંખમાં પણ મેં મને મનગમતો ભાવ નિહાળ્યો હતો.

રમેશ સ્તબ્ધ નીરવ બેઠો હતો. એનો છંછેડાટ શમી ગયો લાગતો હતો છતાં એનું મૌન અકળાવતું હતું. ધંધામાં પણ પ્રતિસ્પર્ધીને એને સમજાય તે રીતે હંફાવવાની એને આદત પડી ગઈ હતી. નુકશાન કરીને પણ ભળતો સોદો રગેરગે વેચી, હરીફની ખાનાખરાબી કરીને એ ઝંપતો. એની એ રીત મારા ઉપર અજમાવશે એવો મને અંદાજ ન હતો. એની મનોદશાની જરાયે ફિકર કર્યા સિવાય જેનીફર મારી સાથે વધુ ને વધુ ઉષ્માથી વર્તતી હતી. એને જલાવવામાં કદાચ એને મઝા પડતી હતી એવો મારો અંદાજ મેં જ સમેટી લીધો.

એના સાથમાં રમેશનું અસ્તિત્વ હું લગભગ ભૂલી જ ગયો. એમ થયું પણ ખરું કે રમેશ સ્ટીમરમાં ચાલ્યો ગયો હોત તો કેટલી નિરાંત અનુભવત.

સંધ્યા નદીના પાણીમાં ડૂબી ગઈ. જોર જોરથી હલેસાં મારતાં બે નાવિકો થાકયા હતા. પ્રવાહ સામો હતો. પેલી બાજુના કિનારે પહોંચ્યા પછી પણ ઉપરવાસે આવેલા ચાંદપાલ ઘાટ સુધી પહોંચવાનું આસાન ન હતું. નદી ઉપર પાર વિનાનું ધુમાડિયું અંધારું ઊતર્યું. પાણીમાં દૂર દૂર સુધી લાંગરેલી તોતિંગ સ્ટીમરો મસ્તકાય બિહામણી ન ઊકલે તેવી આકૃતિઓ માત્ર બની ચૂકી. અંધારપટને કારણે કૃષ્ણ-પક્ષની એ રાત, ધીરે ધીરે અમારા ઉપર ચંપાયે જતી કોઈ વજનદાર શિલા સમી બની ચૂકી હતી. જેનીફરનું મીઠું ગીત એના ગળામાં જ થીજી ગયું હતું. પસાર થતી માલસામાન લઈ જતી સ્ટીમરોની બંસી બાજી ઊઠતી ને એ ભયથી કંપી જતી હતી. રમેશનો અશબ્દ ક્રોધ એ વાતાવરણનો અનિવાર્ય અંશ બનીને જાણે અમારી શ્વાસોચ્છ્વાસની ક્રિયાને પડકારતો હતો. એકબીજાના હાથ પકડીને અમે માંડકાંની વચમાં બેઠાં હતાં. રમેશ હોડીની છાપરી ઝાલીને અક્કડ ઊભો હતો.

'ચાંદપાલ ઘાટ તો નહિ પહોંચ સકેંગે સરકાર—બૌત કોશિષ કી મગર સમુંદર કિ ઓર બહોત જોરસે પાની ચલ રહા હૈ...અગર આપ ઈજાજત દેં સરકાર તો, સામને છોટાસા ઘાટ હૈ, વહાં કિસ્તી લગાવે...'

છૂટકો જ ન હતો. શું થાય? એણે ચીંધી બતાવી તે સાવ અજાણી જગ્યાએ અમે ઊતરી પડયાં. સાંકડાં પગથિયાં ચઢીને અમે કિનારે પહોંચ્યાં.

જેનીફરે ચાહીને મારો હાથ ન ઝાલ્યો હોત તો પણ સામેથી

મેં એને ટેકો આપ્યો જ હોત. એકબીજાંના આધારે જ ચાલવા જેવી એ ખરબચડી ભૂમિ હતી. રમેશને પણ મેં સાવધ રહેવા સૂચવ્યું.

'તું શીદને મારી ફિકર કરે છે કિશોર? તને સોહામણો સાથ મળી ગયો છે ને?' પહેલી જ વાર પેલી અશબ્દ ક્રોધયુક્ત હવા એણે એટલા સરખા વાક્યે ખળભળાવી મૂકી. ઈર્ષા, બેહાલી, પરાજય એ ત્રણેના મિશ્રણથી પણ વધુ કશું ત્યાંથી ઊકલતું મને અનુભવાયું. ને હું રાજી થયો. રમેશને મેં મારો પ્રતિસ્પર્ધી ગણ્યો જ ન હતો. અમે મિત્રો હતા અને એકબીજાનાં ક્ષેત્રમાં ક્યારે ય પ્રવેશ કરવા આતુર ન હતા. અમારી વચ્ચે વણલખ્યો કરાર હતો,—ખાસ કરીને આવી લાગણીની વાત આવે ત્યારે—કે જે વહેલો તે પહેલો. એવા કરારનો મેં ભંગ કર્યો હતો એવું હું સ્વીકારતો ન હતો. એણે ક્યારે ય મારી પાસે જેનીફર પ્રત્યેની પોતાની આગવી લાગણીની વાત કરી ન હતી. એ અમારા બન્નેની 'ફ્રેન્ડ' હતી. એમ એ પોતે જાહેર કરતી હતી. પણ તે બપોરથી એ મારા તરફ સ્વયં ઢળી રહી હતી તે કારણે રમેશ આટલી હદે બગડશે એવો મને ખ્યાલ ન હતો.

શું થાય? જેનીફરને રમેશની ખુશી માટે હું હાથમાંથી જવા દેવા માગતો ન હતો.

કિનારેથી પચાસ કદમ જ આગળ વધ્યાં હોઈશું ત્યાં અમારી જાણ બહાર અમે યુદ્ધસામગ્રીના મોટા ખડકલાની વચમાં પહોંચી ગયાં હતાં. સ્ટીમરોમાંથી ઉતારેલાં મોટાં મોટાં દેવદારનાં પાટિયાંનાં ખોખાં ત્યાં ગોઠવવામાં આવ્યાં હતાં. ક્યાંય અથડાઈ ન જવાય, ઠેસ ખાઈને પડી ન જવાય એની સંભાળ રાખતાં અમે એ ખોખાંઓનો આધાર લઈ આગળ વધતાં હતાં. આગળ? કહેવું મુશ્કેલ હતું. કયી દિશામાં કલકત્તા શહેર સૂતું હતું એની સમજ અમને પડતી ન હતી. સાચા અર્થમાં અમે દિશાશૂન્ય બની ગયાં હતાં.

ત્યાં કોઈએ અમને પડકાર્યાં. શો અવાજ ? ! શો રૂઆબ ! ! બધી જ રીતે હું મારી જાતને નિર્ભય માનતો હતો પણ બે ક્ષણ માટે તો હું થરથરી ગયો. બે સોલ્જર સ્ટેનગનની અણી અમારા તરફ તાકીને ' હોલ્ટ ' કરતા ઊભા હતા. જેનીફરના મુખમાંથી તો બેડી ચીસ નીકળી પડી.

મેં પરિસ્થિતિ સમજાવવા મિથ્યા પ્રયત્ન કર્યો. એ ન સમજ્યા કે પછી પોતાની ફરજ બજાવતાં સહેજ પણ નમતું ન આપવાની એમની વૃત્તિ હોય, ગમે તેમ પરંતુ એણે અમને આગળ વધવા કહ્યું.

લશ્કરી પુરવઠાના રક્ષણ અફસરની ઑફિસમાં મને દોરી જવામાં આવ્યો. જેનીફર તો ભાંગી પડી હતી. કેબિનની બહાર પાટલી ઉપર એ બેસી ગઈ હતી. રમેશ લગભગ સ્તબ્ધ નિશ્ચલ અવાક્ બનીને એની બાજુમાં બેસી ગયો. ત્રણેને બદલે મેં એકલાએ જ અફસરને મળવાનું ઉચિત માનેલું. એટલી રાતે પણ ત્યાં કામની ધમાલ હતી. જાપાનીઝ બોમ્બરો ગમે ત્યારે ત્રાટકે એવા શંકાભર્યા એ દિવસો હતા. ઈન્ડિયન નેશનલ આર્મીની વાતો પણ હવામાં પ્રસરી ચૂકી હતી.

મારા કોઈ પણ ખુલાસા તુરત એ અફસરને સ્વીકાર્ય ન બન્યા; છેવટે મારા પરિચિત એક સદ્‌ગૃહસ્થનો ફોન નંબર મેં એમને આપ્યો. સરકારમાં એમની લાગવગ હતી. એ ફોન ઉપર ખાતરી આપે અને બીજે દિવસે એ અફસર કહે તે વેળા હાજર થવાની હું બાંહેધરી આપું તો એ રાત પુરતો છૂટકારો થાય તેમ હતું.

એ બધી વિધિ પતાવી દોઢ કલાક પછી હું કેબિનની બહાર નીકળ્યો. રમેશ અને જેનીફર બહાર ન હતાં, મેં પૂછપરછ કરી. બહાર ચોકી કરતા સંત્રીએ માત્ર કઢંગું હસીને જવાબ આપ્યો. આજુબાજુ કોઈને તેથી વિશેષ ખુલાસો કરવાની પડી ન હતી.

મેં એને ટેકો આપ્યો જ હોત. એકબીજાંના આધારે જ ચાલવા જેવી એ ખરબચડી ભૂમિ હતી. રમેશને પણ મેં સાવધ રહેવા સૂચવ્યું.

'તું શીદને મારી ફિકર કરે છે કિશોર? તને સોહામણો સાથ મળી ગયો છે ને?' પહેલી જ વાર પેલી અશબ્દ ક્રોધયુક્ત હવા એણે એટલા સરખા વાક્યે ખળભળાવી મૂકી. ઈર્ષા, બેહાલી, પરાજય એ ત્રણેના મિશ્રણથી પણ વધુ કશું ત્યાંથી ઊકલતું મને અનુભવાયું. ને હું રાજી થયો. રમેશને મેં મારો પ્રતિસ્પર્ધી ગણ્યો જ ન હતો. અમે મિત્રો હતા અને એકબીજાનાં ક્ષેત્રમાં ક્યારે ય પ્રવેશ કરવા આતુર ન હતા. અમારી વચ્ચે વણલખ્યો કરાર હતો,—ખાસ કરીને આવી લાગણીની વાત આવે ત્યારે—કે જે વહેલો તે પહેલો. એવા કરારનો મેં ભંગ કર્યો હતો એવું હું સ્વીકારતો ન હતો. એણે ક્યારે ય મારી પાસે જેનીફર પ્રત્યેની પોતાની આગવી લાગણીની વાત કરી ન હતી. એ અમારા બન્નેની 'ફ્રેન્ડ' હતી. એમ એ પોતે જાહેર કરતી હતી. પણ તે બપોરથી એ મારા તરફ સ્વયં ઢળી રહી હતી તે કારણે રમેશ આટલી હદે બગડશે એવો મને ખ્યાલ ન હતો.

શું થાય? જેનીફરને રમેશની ખુશી માટે હું હાથમાંથી જવા દેવા માગતો ન હતો.

કિનારેથી પચાસ કદમ જ આગળ વધ્યાં હોઈશું ત્યાં અમારી જાણ બહાર અમે યુદ્ધસામગ્રીના મોટા ખડકલાની વચમાં પહોંચી ગયાં હતાં. સ્ટીમરોમાંથી ઉતારેલાં મોટાં મોટાં દેવદારનાં પાટિયાંનાં ખોખાં ત્યાં ગોઠવવામાં આવ્યાં હતાં. ક્યાંય અથડાઈ ન જવાય, ઠેસ ખાઈને પડી ન જવાય એની સંભાળ રાખતાં અમે એ ખોખાંઓનો આધાર લઈ આગળ વધતાં હતાં. આગળ? કહેવું મુસ્કેલ હતું. કયી દિશામાં કલકત્તા શહેર સૂતું હતું એની સમજ અમને પડતી ન હતી. સાચા અર્થમાં અમે દિશાશૂન્ય બની ગયાં હતાં.

ત્યાં કોઈએ અમને પકડાર્યાં. શો અવાજ ? ! શો રૂઆબ !! બધી જ રીતે હું મારી જાતને નિર્ભય માનતો હતો પણ એ ક્ષણ માટે તો હું થરથરી ગયો. બે સોલ્જર સ્ટેનગનની અણી અમારા તરફ તાકીને 'હોલ્ટ' કરતા ઊભા હતા. જેનીફરના મુખમાંથી તો એકી ચીસ નીકળી પડી.

મેં પરિસ્થિતિ સમજાવવા મિથ્યા પ્રયત્ન કર્યો. એ ન સમજયા કે પછી પોતાની ફરજ બજાવતાં સહેજ પણ નમતું ન આપવાની એમની વૃત્તિ હોય, ગમે તેમ પરંતુ એણે અમને આગળ વધવા કહ્યું.

લશ્કરી પુરવઠાના રક્ષણ અફસરની ઑફિસમાં મને દોરી જવામાં આવ્યો. જેનીફર તો ભાંગી પડી હતી. કેબિનની બહાર પાટલી ઉપર એ બેસી ગઈ હતી. રમેશ લગભગ સ્તબ્ધ નિશ્ચલ અવાક્ બનીને એની બાજુમાં બેસી ગયો. ત્રણેને બદલે મેં એકલાએ જ અફસરને મળવાનું ઉચિત માનેલું. એટલી રાતે પણ ત્યાં કામની ધમાલ હતી. જાપાનીઝ બોમ્બરો ગમે ત્યારે ત્રાટકે એવા શંકાભર્યા એ દિવસો હતા. ઈન્ડિયન નેશનલ આર્મીની વાતો પણ હવામાં પ્રસરી ચૂકી હતી.

મારા કોઈ પણ ખુલાસા તુરત એ અફસરને સ્વીકાર્ય ન બન્યા; છેવટે મારા પરિચિત એક સદ્‌ગૃહસ્થનો ફોન નંબર મેં એમને આપ્યો. સરકારમાં એમની લાગવગ હતી. એ ફોન ઉપર ખાતરી આપે અને બીજે દિવસે એ અફસર કહે તે વેળા હાજર થવાની હું બાંહેધરી આપું તો એ રાત પુરતો છુટકારો થાય તેમ હતું.

એ બધી વિધિ પતાવી દોઢ કલાક પછી હું કેબિનની બહાર નીકળ્યો. રમેશ અને જેનીફર બહાર ન હતાં, મેં પૂછપરછ કરી. બહાર ચોકી કરતા સંત્રીએ માત્ર કઢંગું હસીને જવાબ આપ્યો. આજુબાજુ કોઈને તેથી વિશેષ ખુલાસો કરવાની પડી ન હતી.

બીજે દિવસે મેં રમેશની રાહ જોઈ. એ નજરે ન પડયો. બેત્રણ દિવસ વધુ વીતી ગયા. એ ન આવ્યો હું સામેથી ચાલીને એને ઘેર પહોંચ્યો. મને જોઈને એ હસી પડયો. એનું હાસ્ય દયામણું હતું ? કે ક્રૂર ? મને સમજ ન પડી.

'ઉપકાર માન મારો કિશોર, મને તરકીબ સૂઝી ને આપણે બચી ગયા. નહિતર બબ્બે વર્ષની ઠોકાઈ જાત......' એણે હાસ્યને વેગળું મૂકી ગંભીર બનીને વાત માંડી.

કેબિનમાં હું પેલા ગોરા અફસર પાસે ખુલાસો કરવા મથતો હતો તે દરમિયાન એણે એથી નીચેની પાયરીવાળા પણ અગત્યના બીજા એક પોલીસ અફસર સાથે સોદો પતાવ્યો હતો. પ્રસાદ તરીકે એણે જેનીફરને ધરી દીધી હતી અને પોતે, મિલિટરી જિપમાં ટ્રામરસ્તા ઉપર ઊતરી પડયો હતો. પણ એમ ચાલી જતાં પહેલાં મારે માટે ખાસ સિફારસ કરતો ગયો હતો, મારો વાળ પણ વાંકો ન થાય એવું બંધુકૃત્ય એ આચરતો ગયો હતો...

પેલાં ખોખાંની વચમાંથી અંધારાંમાં પસાર થતાં કંઈક વાર જેનીફર મને છાતી લગોલગ સ્પર્શી ગઈ હતી. રમેશ ને હું એને દૂર રહો તબિયતની છોકરી કહીને નવાજતા, પણ તે રાતે તો મેં એની એવી તબિયતનું સાન્નિધ્ય માણ્યું હતું. એ સ્પર્શ મારાં અંગાંગમાં એકરૂપ બની ચૂકયો હતો. એની માદક હવા મારી ચેતનામાં વહેતી થઈ હતી. એની એ રાતે જ રમેશે જેનીફરને આમ... !

પછી એ કયારે ય નજરે ન પડી.

લડાઈ પૂરી થઈ ને કેટલીયે ભારતીય છોકરીઓ પરદેશી સૈનિકો સાથે પોતાનાં કહેવાતાં લગ્નને જોરે તે તે દેશમાં જવા નીકળી પડી હતી એમ છાપામાં વાંચ્યું હતું. રમેશે મને ખબર આપેલી, 'તારી

જેનીફર પણ મેલબોર્ન ગઈ છે.' પેલી રાતવાળો ઑસ્ટ્રેલિયન એને આપણા બન્ને કરતાં વધુ—' ને આખ્ખું એવું એ ઘણું બોલી ગયો. મારું મન ઊંડા વિષાદને ખંખેરવામાં પડયું.

× × ×

સ્ટીઅરીંગ ઉપર હું ઝોકે ચઢયો હોઈશ કદાચ...તબિયતની એ છોકરી જેનીફરને યાદ કરતાં કરતાં! ત્યાં મેં અવાજ સાંભળ્યો, 'ડ્રાઈવર, ચલો તો...' ને હું તંદ્રામાંથી જાગ્યો. સામે નીલી ઊભી હતી. હા, એ જ! એ જ જેનીફર જાણે વર્ષો પછી મારી સામે ઊભી હતી શું? એના મુખ ઉપર પડતા આછા પ્રકાશમાં મને નીલીની મુખરેખાઓ કેટલી બધી પરિચિત લાગી?!

બન્ને પાછળની સીટમાં ગોઠવાયાં. મેં એન્જિન ચાલુ કર્યું. ગ્રાન્ડ હોટલ પહોંચતાં કેટકેટલી યોજનાઓ રચીને વેરવિખેર થવા દીધી.

ઊતર્યા પછી સાહેબે વૉલેટ કાઢીને પૂછ્યું: 'હાઉ મચ?' એને બદલે નીલી મારા સામે આવીને ઊભી, 'ડ્રાઈવર કીતના કિરાયા હુઆ?' મારા ખીસામાંથી મારું પાકીટ કાઢતાં ડરતાં ડરતાં મેં શુદ્ધ અંગ્રેજીમાં નીલીને પૂછ્યું, 'બાય એની ચાન્સ, ...તમારાં માનું નામ જેનીફર હતું નીલી?

મને લાગે છે કે, મારો પ્રશ્ન એને નહોતો સમજાયો. એણે સહેજ આશ્ચર્યમિશ્રિત અવાજે પૂછ્યું, 'શું કહ્યું?'

મારા પ્રશ્નનો જવાબ હામાં મળે તો પણ શું? નામાં મળે તો પણ...! કદાચ હામાં જ મળત... હા વળી, કેવી તબિયતની છોકરી હતી એ! બરાબર જેનીફર જાણે!

મેં મનને પાછું વાળ્યું. પાકીટમાંથી મારું વિઝિટિંગ કાર્ડ એના હાથમાં મૂકીને મેં મોટર મારી મૂકી.

કોઈ કાર્યક્રમ વિચારવા માંડ્યો. જ્યોત્સ્ના હજી નોકર-ડ્રાઈવરોને જમાડવામાં પડી હતી; એ આવે અડધો કલાક કલાક બધાં સાથે એણે પણ બેસવું જોઈએ, એમ નહીં થાય તો પછી રાત્રે એનો ગુસ્સો કે પછી રીસનો સામનો કરવો પડશે એની પણ વિમળને ખાતરી હતી.

રમતો પણ ન જામી.

ત્યાં દેવલ બોલી ઊઠ્યો. 'વિમળભાઈ એક કામ કરો, હું એક સૂચન મૂકું છું, આપણે અહીં જે ભેગા થયાં છીએ એ દરેકે પોતે એકાદ વાર પણ મોટું પ્રલોભન ખાળ્યું હોય એની વાત કરવી. જેમ કે હું મારી જ વાત કરું, અત્યારે હું 'દેસાઈ ઍન્ડ સર દેસાઈ'માં મેનેજર છું, એ વાત બધા જ તમે જાણો છો. દસ વર્ષ થવા આવ્યાં; પાંચસો પંચોતેરથી શરૂઆત થયેલી ને આજે સત્તરસોએ પહોંચ્યો છું, પણ હજી ગયે જ વર્ષે અમુભાઈ ઠાકર એક હરીફ કંપનીની ઑફર લઈને આવ્યા હતા, બાત્રીસસોનો દરમાયો, સાડા ચારસોનો કંપનીનો ફ્લૅટ, સ્ટાન્ડર્ડ હેરાલ્ડ ગાડી...યુ સી, અને મેં—'

દેવલે વાત અધૂરી મૂકી દીધી, માત્ર ફરીથી એકવાર 'યુ' અને 'સી' બન્ને લંબાવ્યા ને સિગારેટનો ઊંડો દમ લઈને પોતે ખાળેલાં પ્રલોભનની કહાણીની શ્રોતાઓ ઉપર શી અસર થઈ છે તે નોંધવા માંડ્યું.

જો કે એનું સૂચન વિમળભાઈને બહુ ગમ્યું ન હતું; એમને બહુ વિશ્વાસ ન હતો કે કોઈ પણ એવી પોતાની કશી સિદ્ધિની વાત કહેવા આતુર હોય, અને દેવલ જેવા ઉત્સાહી બે-ત્રણ હશે, તો પણ દસ સેકંડથી દોઢ મિનિટમાં એવા બનાવની કેફિયત આપતાં આત્મશ્લાઘાનાં રંગો પૂરીને વાતાવરણ બહુ નીરસ બનાવી દેશે. માત્ર

વેપારીઓ જ નહિ, જાણીતી મોટી દેશી–પરદેશી કંપનીઓમાં હમણાં હમણાં એટલે બાર મહિના બે વરસથી જોડાયેલા શ્રીકાંત અને સુમેરુ, વાસવ મહેતા અને રણજિત જેવા પરદેશમાં વર્ષો સુધી રહેલા એક્ઝિક્યુટિવ્ઝ પણ મિજલસમાં હતા. એમની ગૃહસ્થીને કળામય ને જીવંત બનાવતી મિલન, શ્વેતા, કુંદન અને રણજિતની ફીયાન્સી કુન્તલા પણ આજુબાજુ ગોઠવાઈ ગઈ હતી, અને દેવલ જ્યારે પોતાની વાત લગભગ જબરજસ્તીથી સંભળાવી ગયો. ત્યારે શ્વેતાએ કેવું મોટું બગાસું ખાધું હતું.

—અને છતાંયે વિમળભાઈ કશો કાર્યક્રમ નક્કી કરે તે પહેલાં તો દેવળની સૂચનાનો અમલ શરૂ થઈ ગયો. ત્યાં બેઠેલામાંથી ઘણાએ જાત જાતનાં પ્રલોભનનો સામનો કર્યો હતો. ચંદ્રકાન્ત અને જયંતિલાલે તો ઠીક ઠીક રસ પણ જમાવ્યો. એ બન્નેની વાત કહેવાની શૈલી જ એવી હતી કે લગભગ બધાંની આળસ ઊડી ગઈ અને સૌની વચમાં આવીને જ્યોત્સના ક્યારે ગોઠવાઈ ગઈ એનું વિમળભાઈને પોતાને પણ ભાન રહ્યું ન હતું.

જયંતિલાલે તો સબબ્રોકરમાંથી પોતે કયી રીતે શેરબજારના સન્માન્ય ભરોસાપાત્ર શેરદલાલ થયા એ પ્રક્રિયાના બે પાંચ પગથિયાં દેશી ભાષામાં વર્ણવી બતાવ્યાં; પાંચ પચાસ હજારની રકમોનો ફાયદો જતો કર્યો ને ગ્રાહકોનો વિશ્વાસ સંપાદન કર્યો તો ચમનભાઈ શેઠે શેરબજારનું કાર્ડ ખરીદવામાં ખૂટતાં પાંત્રીસ હજાર બેઠા બેઠા ગણી આપેલા, એ પ્રસંગ એમણે જ્યારે વર્ણવ્યો ત્યારે એમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, અને પેલા પરદેશમાં ટ્રેઈન થયેલા એક્ઝિક્યુટિવ્ઝમાંથી સુમેરુ અને રણજિત પણ જયંતિલાલ સામે અહોભાવથી જોઈ રહ્યા.

વાસવ મહેતા આમ તો ઘણું ઓછું બોલે, પણ એ હવે

લગભગ ટટ્ટાર બેસીને એમની 'કીંગસાઈઝ' માંથી દમ ખેંચતા હતા. તે ઉપરથી વિમળભાઈને લાગ્યું કે એ પણ હવે પોતાની વાત શરૂ કરે તો નવાઈ નહિ.

થયું પણ એવું જ. એમણે શરૂઆત જરા વિચિત્ર રીતે કરી, અને એમના પહેલા જ વાક્યે, કશું નવું સાંભળવા મળશે એવો સસ્પેન્સ ઊભો કરી મૂક્યો.

'પ્રલોભન! પૈસાનું પ્રલોભન; પોઝીશનનું પ્રલોભન, well એ બધું તો ખાળી શકાય...અમારા અમદાવાદને તમે ફાવે તેટલું વગોવો પણ ત્યાં એક એવો જજ બ્રિટિશ સરકારના અમલમાં થયેલો, જેને એક શેઠીઆએ લાખ રૂપિયાની લાંચ ધરી ત્યારે એમણે ના પાડેલી; શેઠે કહ્યું: 'આવો લાખ રૂપિયા આપનારો નહિ મળે,' ત્યારે પેલા ન્યાયાધીશે જવાબ આપ્યાનું કહેવાય છે, 'લાખ આપનારો તો મળશે, લાખ લેવાની ના પાડનારો નહિ મળે...' ને એવું બધું. પણ પૈસાની વાત જવા દઈએ...

'એક જુવાન દેખાવડો પુરુષ છે...' બોલીને વાસવે મંડળીના બધા જ સભ્યો તરફ નજર ફેરવી લીધી, તે દરમ્યાન સિગરેટના એક-બે દમ ખેંચી લીધા. અને પોતે માંડેલી વાતને કારણે કેવો સોપો પડી ગયો છે એ જોતાં થોડું ઠાવકું હસી પણ લીધું. પેલું વાક્ય એણે દોહરાવ્યું, 'એક જુવાન દેખાવડો પુરુષ છે, એની બાજુમાં જ હાથ લંબાવીને બાથમાં સમાવી લઈ શકાય તેવી helpless રૂપ રૂપનો અંબાર ન કહો તો પણ આંજી નાખે એવી રૂપવતી યુવાન સ્ત્રી છે અને છતાં યે—'

'તમે કોની વાત કરો છો?' જ્યોત્સ્નાએ સીધો પ્રશ્ન પૂછ્યો. થાળે પડતાં તળાવનાં નીર ઉપર ડબાક્ કરતો કોઈએ પત્થર ફેંક્યો

હોય એવું બન્યું. 'કેમ જ્યોત્સનાબહેન! વાસવ મહેતા તમને જુવાન અને હેન્ડસમ નથી લાગતા? આપણે સૌ સૌની જ વાત કહેવાની છે, આપણી એ પહેલી શરત છે, નહિ વિમળભાઇ?' દેવલે ખુલાસો માંગ્યો.

વાસવે બીજી સિગરેટ પેટાવી.

'well, મારી કહેવાની રીત જરા જુદી છે. અહીં હું હું મટી જાય તો વાંધો શો? મારી એવી કલ્પના હતી કે તમે બધા જ–at least બધા પુરુષો આ વાત સાંભળતાં તમારી જાતને પેલા 'હું' સાથે identify કરશો...ચંદ્રકાન્તભાઈ identify કરવું એટલે જરા બધાને સમજાવોને.' સાહિત્યકાર જેવી ભાષા વાપરવાની ટેવવાળા ચંદ્રકાન્ત સામે કટાક્ષ મિશ્રિત હાસ્ય ગોઠવતાં વાસવે સૂચવ્યું.

ચંદ્રકાન્તને એની ટીખળ ન સમજાઈને એણે વિસ્તારપૂર્વક શબ્દનો અર્થ સમજાવ્યો પણ ખરો.

વાસવે વાત આગળ લંબાવી.

'કલકત્તામાં આવે હજી મને છ સાત માસ થયા હશે. કુંદન હજી ક્ષિતિજરેખા ઉપર હતી, મારી સામે પ્રગટ થવું કે નહિ એની દ્વિધામાં હતી. અમદાવાદ કે કલકત્તા એમાંથી શું પસંદ કરવું, વાસવ જેવો એક્ઝિક્યુટિવ વરવા યોગ્ય કે એક્સ કે વાય મિલના માલિકનો વચેટ દીકરો મિલના સ્ટોર પરચેઈઝના ચાર્જમાં હોય, ને નિશ્ચયપૂર્વક કશું પણ પ્રલોભન ખાળતો ન હોય, એ યોગ્ય–'

'જો વાસવ, નો સચ નોન સેન્સ મેં ક્યારે પણ મિલ માલિકના કોઈ પણ દીકરા માટે રાહ જોઈ નો'તી. જાતના વખાણ કરવા માટે–' કુંદને જબરો 'પ્રોટેસ્ટ' નોંધાવ્યો.

વાતમાં હવે પર્સનલ એલિમેન્ટ આવી રહ્યું હતું. એટલે જરા વધુ જામતી હતી.

'...અને મેં પણ મનમાં કુંદન કે કેયૂરી, માધવી કે લતા કોઈ ને માટે ગાંઠ બાંધી ન હતી. પ્રયોગો કરવા માટે અને મારા ઉપર પ્રયોગ કોઈ કરવા માંગતું હોય તો ગીનીપીગ થવાની એ દિવસોમાં મારી પાસે ત્રેવડ હતી. કલકત્તામાં ગુજરાતી બિન-ગુજરાતી સર્કલમાં જો કે મારો પગપેસારો શરૂ થઈ ચૂક્યો હતો. અમારી ફર્મ જાણીતી, વળી તેમાં મારાથી સિનિયર ઑફિસરોમાં તમે જાણો છો તેમ એસ. બી. પટેલ, મિસ્ટર ગણાત્રા જેવા ગુજરાતીઓ પણ અવારનવાર અહીંના સોશિયલ સર્કલમાં મને ઇન્ટ્રોડ્યુસ કર્યે જાય.

'આમ સ્ટેટ્સમાં ત્રણ વર્ષ ગાળ્યાં છતાં હું ડ્રીન્કસને ભાગ્યે અડકતો એમ કહું તો હવે તો તમે નવાઈ નહિ જ પામો. યુ નો ઈટ, એન્ડ માય કલીગ્સ સુમેરુ એન્ડ રણજિત વિલ એર મી આઉટ... માને વચન આપેલું, ગાંધીજીની જેમ સ્તો, કે પરદેશ પારકાના પૈસા લઈને ભણવા જઉં છું, ક્યારે ય શરાબને નહિ સ્પર્શું, વગેરે વગેરે વગેરે...

'તે દિવસે મેસર્સ થોમસ રૉબીન્સનના એક ડાયરેક્ટરના માનમાં રિસેપ્શન હતું. પટેલ સાહેબ મને પણ લઈ ગયેલા. એમના પછી લગભગ તુરંત એમની ખુરસી મારે સંભાળવાની હતી, મારામાં વધુ ને વધુ કૉન્ફીડન્સ આવે અને અમારી ખાસ બિઝનેસ કૉમ્યુનિટિમાં હું હળતોમળતો થઉં એવી એમની જબ્બર ઈચ્છા...પાર્ટીમાં પહોંચ્યા પછી હમેશાં, ફૉર્મલ ઈન્ટ્રોડક્શન પતી જાય એટલે પટેલ સાહેબ મને વહેતો મૂકી દે. હી હેડ એ વિકનેસ ફૉર હાર્ડ ડ્રીન્કસ, અને હું રહ્યો સોફ્ટ ડ્રીન્કસવાળો. મારે મારું ફોડી લેવાનું હોય.

'સ્માર્ટ પુરુષો, વાતોડીઆ, બણગાં ફેંકું પુરુષો, રંગબેરંગી

અનેકરંગી વસ્ત્રોના ફડફડાટ સાથે આજુ-બાજુ ઘૂમતી દેશી-પરદેશી મહિલાઓને રાજી રાખવા મથતા, એમના ઉપર છાપ પાડવા માગતા પુરુષોની વચમાં હું લગભગ એકલો પડી જતો હતો એમ મને અનુભવાતું હતું. પાતળા કાચના નાજુક ઘાટીલા ગ્લાસમાં રંગરંગીન પીણું સર્વ (serve) થતું હતું, નાસ્તાની ચીજો પણ સારા પ્રમાણમાં હતી, નાનાં નાનાં ટોળાં વળીને બધાં વાતોએ વળગ્યાં હતાં. ફાયનાન્સથી માંડીને રમતગમત અને રાજકારણ, શિલ્પ અને ચિત્રકળા બધામાં મારી ચાંચ ડૂબતી, એટલે જેવી મંડળી તેવો સૂર પુરાવતો હું આમ તેમ કલાક સવા કલાક ઘૂમતો રહ્યો. ત્યાં–'

એટલું બોલીને વાસવે થોડી ક્ષણો ચૂપકીદી જાળવી બધા જ ત્યાં શું થયું તે જાણવા માટે આતુર હતા એની ખાતરી થયા છતાં વાસવે નવી સિગરેટ ધીરજપૂર્વક સળગાવી, કદાચ તે દરમ્યાન કશી વાક્યરચના મનોમન એ ગોઠવતો હોવો જોઈએ એમ કુન્દને કલ્પના કરી.

'ત્યાં કોઈ પરી ઉતરી આવી, વાસવ?' કુન્દનથી છેવટે ન રહેવાયું ને એ પૂછી બેઠી.

'હા કુન્દન, એને પરી કહી શકાય, કહેવું હોય તો...પાંખો નો'તી, અને પરી જેવું રૂપ હતું કે કેમ એની પણ તમને ભાળ લાગે તે પહેલાં તો તમે અંજાઈ ચૂક્યા હો, એવું રૂપ એની આંખોમાં તેજનો અર્ક બનીને બેઠું હતું જાણે. એ નજર તમારા ઉપર પડે ને તમે જડાઈ જાવ—' વાસવ મોટેથી હસી પડ્યો. ને પછી હાસ્ય થંભાવીને તુરત બોલ્યો, 'જુઓ, એવી કોઈ રૂપની અતિશયોક્તિની વાતો કરવાનો કશો અર્થ નથી. આપણી આ મંડળીમાં પણ સમજોને કે લગભગ એટલી જ રૂપવતી એવી જ સ્માર્ટ, એવી જ યુવતીઓ અત્યારે હાજર છે એમ કહું તો કુન્દન તારામાં સળગી ઊઠેલી ઈર્ષા શાંત થશે? થશે ને?'

કુન્દને હાથ લંબાવી બધાની હાજરીમાં વાસવનો હાથ દબાવ્યો, 'તું આટલો નિખાલસ હોઈશ એવી તો મને ખબર જ ન હતી. ગો એહેડ (go ahead) એવી આકાશી પરી નહિ પણ ધરતીની જ ખુશ્બો લઈને કોઈ નાઝનિન તારી પાસે આવી...હં પછી ?'

'એમ ઘૂમતો હતો ત્યાં મારી પાછળ કોઈ ધીરે પગલે આવી પહોંચ્યું. મૃદુ અવાજે એ બોલી, મિસ્ટર મહેતા,...વાસુ મહેતા, જસ્ટ એ મિનિટ, પ્લીઝ...મેં પાછળ નજર કરી. હા, હું એને ઓળખતો હતો. એ પહેલાં પાંચ સાત વાર અમે જુદે જુદે પ્રસંગે આવી પાર્ટીઓમાં અને એક બે ચિત્રપ્રદર્શનમાં મળ્યાં હતાં. ઉપરાંત એક વાર તો કોઈ પિક્ચરનો પ્રિમિયર ચેરીટિ શો હતો ત્યારે એણે મને પંદર રૂપિયાની ટિકિટ પણ વળગાડેલી. હું એની નજીક ગયો, સ્હેજ થડકતા અવાજે એણે બોલવા માંડ્યું, મારા ઉપર એક ઉપકાર કરશો વાસુ?...પછી ધીરા અવાજે એણે આગળ વાત કરવા માંડી, કોઈ મિત્રોએ એને ભળતું જ કોકટેઈલ પીવડાવી દીધું હતું ને એની અસર થવા માંડી હતી. એ ક્યારેય વધારે પડતું નથી પીતી તે કારણે આવી મોટી પાર્ટીમાં એને હેરાન કરવા માટે, વેર વાળતા હોય તે રીતે પેલા મિત્રોએ એને...એમ બે ત્રણ વાર એકની એક વાત એણે મને સમજાવી. મને પણ કળાયું કે એની વાણી ઉપરથી એનો કાબુ ધીરે ધીરે ઓસરી રહ્યો છે.

'એના પતિ બહારગામ ગયા હતા; આમ તો બન્નેને આવી હાઈ સોસાયટીની પાર્ટીઓમાં જવાનો ખૂબ રસ. પોતે પણ ક્લબોમાં પાર્ટીઓ ગોઠવે. પૈસેટકે ઑફકોર્સ સુખી દંપતિ અને ઉદાર પણ ખરાં. એ મને કહે કે ઘેર જાય તો સાસુ સસરાને ખબર પડે કે વહુએ કંઈ પીધું હશે. એવાં બિચારાં વૃદ્ધ વડીલોને આઘાત પહોંચે તે નહિ સારું. અને એટલી મોડી સાંજે એ એવી હાલતમાં બીજે જવા પણ માગતી ન હતી. એણે મને રિક્વેસ્ટ કરી કે—'

'કેમ ?' કુન્દને આતુરતાપૂર્વક પૂછ્યું.

'એણે પર્સમાંથી પોતાની મોટરની ચાવી કાઢીને મારા હાથમાં મૂકી. કહે કે મનની આવી વિચિત્ર સ્થિતિમાં મોટર જાતે ચલાવવી તે જોખમકારક ગણાય, એ પાર્ટીમાંથી બીજા કોઈનો વિશ્વાસ કરાય તેમ ન હતું એટલે મારે એમને મોટરમાં બેસાડીને એ કહે ત્યાં લઈ જવાની વાત હતી.'

'ને તેં હા પાડી ?' કુન્દનની આતુરતા વધતી ચાલી. ત્યાં માલિનીએ એની મઝા ઊડાવી, 'કુન્દનબેન આતો લગ્ન પહેલાંની વાત છે. તે પહેલાં જે કાંઈ પાપપુણ્ય વાસવભાઈએ આચર્યું હોય–'

'પ્રલોભન ખાળવાની વાત થાય છે માલિની બહેન,' દેવળે ફરીથી બધાંનું ધ્યાન ખેંચ્યું.

'હા, મેં વિના આનાકાનીએ હા પાડી. સ્ટેટ્સમાં એવી મોટી મોટરો ચલાવવાની ટેવ હતી, એમની પણ–'

'કયો મેઈક હતો એની ગાડીનો ?' સુમેરુએ આંખ ઝીણી કરીને પૂછ્યું.

'આઈ થીન્ક ધેટ ઈઝ નોટ ઈમ્પોર્ટન્ટ... ખાસ્સી મોટી અમેરિકન ગાડી હતી. એ બાજુમાં બેઠાં. મેં એન્જિન ચાલુ કર્યું, ને પૂછ્યું, કઈ તરફ ?'

'મને...મને લોન્ગ ડ્રાઈવ ઉપર લઈ જાવ, વાસુ મહેતા...' એવી કોઈ વિનંતિ કરેલી ? કુન્દને વળી એ અજાણી યુવતિના ચાળા પાડતી હોય તે રીતે પૂછ્યું. 'ના, રવીન્દ્ર સરોવરના કોઈ એકાંત ખૂણે જઈને મોટર માટે ઊભી રાખવી એવું એનું સૂચન હતું...ને મેં તે અમલમાં મૂક્યું.

'શિયાળાની સાંજ, લગભગ રાત જ કહોને. સરોવર ઉપર એક ધૂંધળું પડ છવાયું હતું. રસ્તા ઉપરની બત્તીઓનો પ્રકાશ તો માત્ર નામનો પ્રકાશ હતો. સરોવરનાં પાણી જાણે પેલી ધૂંધળી હવાનો અંશ બની ગૂમ થઈ ગયાં હોય તેમ નજરે પડતાં ન હતાં. તે દિવસે વળી ઠંડીનો ચમકારો વધારે હશે, સહેલાણીઓ પણ ખાસ કોઈ દેખાતા ન હતા.

'બાજુની જ સીટ ઉપર, લગભગ અડોઅડ આંખ બંધ કરીને એ સૂતી હતી. ખુલ્લી ઠંડી હવામાં અડધો કલાક વીતી જાય તો પેલી અસરમાંથી એ મુક્ત થશે એવો એનો અંદાજ હતો. એના મુખ સામે મેં જોયું. અણીદાર વટવાળું નાક, ગોરા કપાળની વચમાં ગોળ બિંદી, એ બિંદીનો રંગ અને હોઠ ઉપરની લિપસ્ટીકનો રંગ, બન્ને એક સમાન છતાં જુદી જુદી વાત કહી જતાં હતાં. આછા આછા મરકતા હોઠમાં આમંત્રણ હતું, કપાળ ઉપરનો ગોળ ચાંલ્લો મને એના સોહાગણની યાદ આપતો હોય તેમ રેડ સિગ્નલ બની બેઠો હતો...

'બે મિનિટ, પાંચ મિનિટ, પંદર, વીસ, એકવીસ, બાવીસ, ત્રેવીસ મિનિટ હૃદયનો ધડકાર ફરીથી સમગતિ ઉપર આવી ચૂક્યો હતો. એણે આંખ ખોલીને મારી સામે જોયું. એ તે કેવી દૃષ્ટિ! એ દૃષ્ટિમાં નિરાંત હતી? કદરદાની હતી? આંખને ખૂણેથી રહી રહીને એ મારી સામે જોઈ લેતી હતી.'

'માત્ર જોયા જ કર્યું એણે? કશું બોલી નહિ?' કુંદન ઊભડક બેસી ચૂકી હતી. એના અવાજમાં પણ એના મનમાં જાગેલી જિજ્ઞાસા સાથે બંધબેસતો થાય તેવો રણકાર જાગ્યો.

'મારા મુખ ઉપરથી એ નજર વારંવાર સરી જતી હતી. બેચાર ક્ષણ વળી એ નજર કશું પકડવા અથવા કશું એસ્ટાબ્લીશ

'એ વાત પૂરી કરતાં કરતાં તો એ હસી પડેલાં.'

'હસી પડેલાં?'

'ખડખડાટ હસી પડેલાં...પણ તમે આમ અપસેટ કેમ થઈ ગયા, વાસવ?'

'ના રે, હું અપસેટ શા માટે થઉં?......પછી એ કંઈ બોલેલાં?'

'હા હા, બોલેલાં ને... કે એ ભાઈમાં જાણે કશું ખૂટતું ન હોય એવું મને લાગ્યું, બિચ્ચારા!...'

'બિચ્ચારા?'

'હા હા 'ચા' ઉપર તો એમણે એવો ભાર મૂક્યો હતો, મને બરાબર યાદ છે. બિચ્ચારા સજ્જન પુરુષ એમ બોલતાં તો એના ઉપર પાર વિનાની દયા ઢાલવતાં ન હોય એવું મને લાગ્યું...આ તો સ્હેજ વાત નીકળી એટલે મને યાદ આવ્યું. અને તમારી વાતનો મને પણ પૂરો ભરોસો પડે છે. તમે પણ સો ટકા સજ્જન છો જ. જુઓને, આવી શીતળ રાત્રિ છે, તારા મઢ્યું આકાશ છે, બાજુમાં મારા જેવી ઠીક ઠીક રૂપાળી યુવતી છે અને છતાં યે ચૂપચાપ બરાબર રસ્તા ઉપર જ નજર રાખીને મોટર ચલાવ્યે જાવ છો....રખેને કોઈ આટલી રાતે હડફટમાં આવી જાય...નહિ? આહું અવળું કોઈ સૂચનું જ નહિ!...બસ, આ જ સુરભિબહેનનો બંગલો...આવજો, થૅન્ક યુ વેરી મચ.'

અલીપુર-સધર્ન એવન્યુના માર્ગો વટાવીને ઘેર પહોંચતાં પહોંચતાં વચમાં આવતી અંધારી ગલીએ ગલીમાંથી વાસવને સુરભિ સોનાવાલાનું અટ્ટહાસ્ય સંભળાયા કર્યું, એ હાસ્યના ખડખડાટમાં એ નક્કી ન કરી શક્યો કે સાચે સાચ એ સજ્જન હતો કે બિચ્ચારો—!!

## ૬

# પરિવ્રાજક

**ભક્તજનસમુદાય** છેક સાન્તાક્રુઝ એરોડ્રોમ સુધી વળાવા આવ્યો હતો. સ્ત્રી–પુરુષ, બાળકો લળી લળીને પાદસ્પર્શ કરતાં હતાં.

લૂંજમાં ચિત્ર–વિચિત્ર આધુનિક ઢબનાં કપડાંલત્તાંમાં બધાંની નજરે પડે એવી કેટલીએ યુવતિઓ, ખૂબ કામગરા જવાબદાર 'એકઝીકયુટિવ' છીએ તેની પળેપળ ખાત્રી મળે તેવી રીતની હીલ-ચાલમાં રચ્યાપચ્યાં રહેલા યુવાન–આધેડ વયના પુરુષો અને પળ પળ પોતે કશું મેળવી જ રહ્યા છે એવો ઊણો આત્મ સંતોષ માણતો ભક્તસમુદાય એ બધાંની વચ્ચમાં સ્વામી ચિદાનંદજીનાં ભગવાં વસ્ત્રો અને ઉત્કૃષ્ટ વ્યક્તિત્વ જુદાં તરી આવતાં હતાં. સતત આશીર્વાદ પીરસી રહેલો દક્ષિણ કર સ્થિર કલ્યાણ–મુદ્રામાં ક્યારેક ગોઠવાઈ જતો ત્યારે એમને પોતાને જ નવાઈ લાગતી. અર્ધનિમિલિત લોચને સ્વયં ભગવાન તથાગત આમ જ ઊભેલા, યશોધરા અને

રાહુલની સમક્ષ? અજન્તાનું પેલું પ્રખ્યાત ભીંતચિત્ર જાણે વારંવાર સજીવ થઈ જતું હતું કે શું?

યશોધરા અને રાહુલ! ચિદાનંદજીના મુખ ઉપર આછું કટાક્ષ-મિશ્રિત સ્મિત રમી ગયું. ભક્તસમુદાયે પોતપોતાની રીતે એ સ્મિતનો અર્થ કર્યો હોવો જોઈએ. ક્ષણભંગુર આ માનવસર્જિત ઐશ્વર્ય–કહેવાતી સમૃદ્ધિની સામે આ નિરંજન, નિઃસ્પૃહ વ્યક્તિવિશેષનો કરુણાછલોછલ જાણે ઇશારો માત્ર!

એનાઉન્સમેન્ટ થયું. કલકત્તાની બોઇંગ ફ્લાઈટના પેસેન્જરોને આદેશ મળ્યો અને વળી પેલા ભક્તસમુદાયની જયજયકાર અને પ્રણામવિધિ ઝીલતાં સ્વામી ચિદાનંદે પ્લેન તરફ પ્રયાણ કર્યું.

બેઠકોની લાંબી કતારો બે વિભાગોમાં વહેંચાઈ હતી. એમણે ડાબી તરફની એક બારી પાસે બેઠક લીધી હતી. બાજુની બે સીટ હજી ખાલી હતી. એક પછી એક પેસેન્જર આવે જતાં હતાં, ખાલી બેઠકો પુરાયે જતી હતી. છેવટે એક નાનાસરખા ચારપાંચ વર્ષના પુત્રને દોરતી હાંફળી–ફાંફળી યુવતિએ ખાલી રહી ગયેલી સ્વામીજીની બાજુની બે સીટો ઝડપી લીધી.

ચિદાનંદજીનું તે તરફ ધ્યાન ન હતું. હજી એરોડ્રોમના ટર્મિ–નસના વરન્ડામાં ભક્તો ઊભાં હતાં; એ તરફ એમની દૃષ્ટિ હતી. બીજી સૂચનાઓ પતી, અને જેટ એન્જિન ચાલુ થયાં.

થોડી મિનિટો પછી પ્લેન આકાશમાં ચઢવા માંડ્યું. નીચેનો જનસમુદાય નાનાં અસંખ્ય રમકડાં સમો બની ગયો. ધીરે ધીરે નીચેના ધોરી માર્ગો, મકાનો, નાનો ને નાનો થયે જતો વાહનવ્યવહાર બતાવી લીધા પછી અરબીસમુદ્ર તરફ ચક્રાવો મારી પશ્ચિમ તરફ ઢળતાં

સૂરજનારાયણે ત્યાં પાથરેલી કોટિ કોટિ તેજકણિકાઓનું દર્શન કરાવી બોઇંગ પૂર્વ તરફ ઊડવા માંડ્યું.

જગતનિયંતા અને સચરાચરના વિધાયક સચ્ચિદાનંદસ્વરૂપ પરમેશ્વરનું ધ્યાન ધરી એની આ બધી અકળ લીલાના એક વિશાળ ભાગનું આમ એક પલકમાં દર્શન કર્યાની તૃપ્તિ અનુભવતાં ચિદાનંદ-જીએ નજર બોઇંગમાં પાછી વાળી.

બાજુમાં જ બેઠેલો કિશોર ક્યારનો ઊંચોનીચો થતો હતો. બારીબહારનું દૃશ્ય જોવાની એને એટલી બધી તાલાવેલી હતી પણ એ બાજુ બેઠેલા સંતપુરુષને ન પજવાય એવી માની મૌન દૃઢ આજ્ઞા ઉથાપવાની એનામાં હિંમત ન હતી.

એની ચંચળતા તરફ તેમ છતાં ચિદાનંદજીનું ધ્યાન ખેંચાયું. એની બાલસહજ આતુરતાનો અંદાજ એમને પહોંચ્યો.

'આ જા બચ્ચા મેરી ગોદમેં, સબકુછ દેખ સકતે હો... આઓ...' સંતપુરુષે આમંત્રણ આપ્યું. પણ કિશોરને તો પૂરી બેઠક પચાવી લેવી હતી, એનું શું ? સ્વામીજી ઊભા થયા, એમ પોતાની બેઠક સોંપી દેવાની પણ એમણે તૈયારી બતાવી પરંતુ અડોઅડ તે પછી એક યુવાન સુંદર સ્ત્રીની બેઠક હતી. પુત્ર અને માની વચ્ચેની સીટ ઉપર બેસવું ઉપયુક્ત કદાચ ન ગણાય તો ?

એમની દ્વિધા યુવતિ સમજી ગઈ. પુત્રને વળી એણે બેઠા અવાજે સમજાવ્યો, વાર્યો, મૌન ધમકી આપી. હસીને કશીક લાલચ પણ આપી. છેવટે સંતપુરુષની ગોદમાં બેસીને થોડી મિનિટો માટે બહારની સૃષ્ટિ જોઈ લેવાની એણે તૈયારી બતાવી.

ગેરુઆ કપડાં ઉપર ચબરાક, તેજસ્વી તરવરાટભર્યો એ કિશોર ગોઠવાઈ ગયો. સાફ હિન્દુસ્તાનીમાં સ્વામીજીને અને ક્યારેક પોતાની

માને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછે જતો હતો. ચિદાનંદજી એના પ્રશ્નોના જવાબ ઉત્સાહપૂર્વક વાળવા માંડયા. પ્લેનને બોઈંગ શા માટે કહે છે, એને વાઇકાઉન્ટ જેવા પંખા કેમ નથી, રાત પડે આકાશના તારા જેટલી ઊંચાઈએ વિમાન પહોંચશે કે નહિ?...તે પછી, તમે કોટપાટલૂન કેમ નથી પહેરતા, આવાં રંગીન કપડાં કેમ પહેર્યાં છે? ...અને છેવટે તમારે પણ મારા જેવો દીકરો છે કે? એની મા કેવી છે–મારી મા જેવી રૂપાળી અને ગુસ્સાવાળી છે? એવા પ્રશ્નો પણ એણે પૂછી લીધા.

એ ક્ષણ સુધી હાસ્યમંડિત મુખમાંથી મધુર અવાજે ચિદાનંદજી પ્રશ્નોના જવાબ વાળતા હતા. પણ છેલ્લા પ્રશ્નો પછી એકાએક એ ચૂપ થઇ ગયા. હોસ્ટેસ નાસ્તો લઈને આવી અને કિશોરની સામે ટ્રે ધરી. એટલે પોતાની બેઠક ઉપર ઝડપથી ગોઠવાતાં પોતે પૂછેલા છેવટના પ્રશ્નોનો જવાબ મેળવવાનો આગ્રહ એણે પડતો મૂક્યો.

પણ ચિદાનંદજી સાબદા બની ગયા. એમણે બારીબહાર પાંત્રીસ હજાર ફીટની ઊંચાઈએ આકાશ તરફ મીટ માંડી.

એ મીટ જાણે એમના અભ્યંતરને ખૂંદી વળતી હતી.

યશોધરા અને રાહુલ વારંવાર શા માટે યાદ આવવા જોઈએ? હવે? પેલો કિશોર મિનિટો સુધી એમનો ખોળો ખૂંદી ગયો ત્યારે એ શું અનુભવતા હતા? એ તે કેવું સુખ! માનવસંબંધોની એ તે કેવી પકડ, કેવી તાણ!

એ બધું છોડયું ત્યારે પણ મનને કેવું મનાવ્યું હતું કે, પુત્ર-કલત્ર અને બીજી સંસારની સમૃદ્ધિનો મોહ રહ્યો નથી એની ખાત્રી થઇ છે, આંતરચેતના સળવળી ઊઠી છે, હવે સરજનહાર સાથે એકાકાર થયા સિવાય જંપ વળે તેમ નથી, એ માટે કપરી સાધના, દૃઢ મનોબળ,

કઠોર જીવનરીતિ અપનાવવી જ છે. સાથે સાથે વેદોપનિષદોનો ઊંડો અભ્યાસ અને ગુરુને ચરણે બેસીને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું જ છે.

એવા બધા જ નિર્ણયો પાર ઊતર્યા. ઊંધમાં પાસું બદલે તેમ એમણે પૂર્વાશ્રમ તરફથી પોતાની જાતને વાળી લીધી. કશાયનો અભાવ એ સંસારમાં હતો એ કારણે હેરાન કરતી કશી લાગણીને વશ થઈને એમણે ભગવાં ધારણ કર્યાં ન હતાં, પરંતુ અંદરની કશી અગમ્ય અદમ્ય માગનો પોકાર એમને સંભળાયો હતો અને એ પામવા સ્વેચ્છાથી એ ત્યાગી બન્યા હતા.

બોઈંગની સ્વચ્છ દીવાલો, આજુબાજુની ઊજળી માનવમંડળી, ચબરાક, ઘાટીલી, દેખાવડી હોસ્ટેસ-યુવતિઓની આકર્ષક, ઝડપી હીલચાલ, રંગેલા મુખ ઉપરતું આજ્ઞાંકિત સ્મિત, મોજથી નાસ્તો માણતો પેલો કિશોર, પુત્રને શિસ્તમાં રાખવા મથતી હોવા છતાં એની નજર ન પડે ત્યારે કૃતકૃત્યતા અનુભવતી વાત્સલ્ય વરસાવતી મા—ચિદાનંદજીની નજર, માત્ર માયારૂપ ગણાતા જગતના એ અંશ ઉપર ફરી વળી.

ભગવાં ધારણ કર્યાં છતાં એ પરિવ્રાજક રહ્યા ન હતા. આ પહેલાં ભક્તોના આગ્રહથી ટ્રેનના ફર્સ્ટક્લાસમાં એ મુસાફરી કરતા. કોઈ અતિ ઉત્સાહી ક્યારેક વળી એરકન્ડિશન્ડ કોચની ટિકિટ કપાવી લાવતો ત્યારે પણ એ નિઃસ્પૃહ ભાવે એવી સગવડ સ્વીકારી લેતા. આ વખતે તો મુંબઈની ભક્તમંડળીએ જન્માષ્ટમી નિમિત્તે એમના ત્રણ ભાષણો ગોઠવ્યાં અને આગ્રહપૂર્વક બોઈંગની આવવાજવાની ટિકિટ કલકત્તા મોકલી આપી. એ સગવડનો પણ એમણે નિઃસ્પૃહ ભાવે સ્વીકાર કર્યો.

કલકત્તાથી થોડે દૂર એમનો આશ્રમ હતો. કાચી માટીનાં ઝૂંપડાંની જગ્યાએ ત્યાં હવે પાકાં મકાન બંધાઈ ચૂક્યાં હતાં. આજુબાજુનાં

ગામડાનાં બાળકોને અક્ષરજ્ઞાન આપવા માટે શરૂ થયેલી એક છાપરી-માંથી આર્ટ્સ અને સાયન્સ કોલેજની યોજના સુધીની વાતો વિચારાવા માંડી હતી. વળી દેશી ઔષધશાળામાંથી પચાસ પથારીની આધુનિક હોસ્પિટલ, આશ્રમની પોતાની ગૌશાળા અને ડેરી, આશ્રમની માલિકીની એકરોના વિસ્તારવાળી જમીન, આશ્રમની જ મોટર–વારંવાર કલકત્તા આવવું જવું પડે, એને ગ્રાન્ડ ટ્રન્ક રોડને માર્ગે કેટલીએ વાર વારાણસી પ્રયાગરાજ સુધી પણ ગામેગામ શ્રદ્ધાળુઓનો સંપર્ક સાધતાં બ્રહ્મજ્ઞાનનું વિતરણ કરતાં એવી યાત્રા સરળ બનતી, કારણ કે આશ્રમની એ મોટર હાથવગી હતી.

લોકસંગ્રહ, લોકારાધાન માટે અને જેમને માટે એમણે જીવનની પળપળ ખર્ચવા માંડી હતી, તેમની લાગણી અને ભાવનાને વશ થઈને એ બધું એમણે નિઃસ્પૃહ બનીને સ્વીકાર્યું હતું.

અને માત્ર એમની આધ્યાત્મિક તૃષાને સંતોષવા જ નહિ પણ માનવજાત ઉપર જ્યારે કશી આફત ઊતરતી, દુષ્કાળ, રેલસંકટ, મહામારી, અરે છેંતાળીસનાં કોમી હુલ્લડો અને સુડતાળીસના ભાગલા વખતે પણ એમના આશ્રમે, આશ્રમવાસીઓએ માનવજાતનું દુઃખ દૂર કરવા ઓછું કર્યું હતું ? એ બધાંની પાછળ કોના વ્યક્તિત્વનું બળ હતું ? કોની મેધા ? કોની યોજનાશક્તિ ?

પણ આ થોડી મિનિટો પહેલાં પેલા કિશોરને ખોળામાં લીધો ત્યારે આટલે વર્ષે બધું વિચલિત શાથી થઈ ગયું ?

ચિદાનંદજીએ જાતની કપરી ઊલટતપાસ આરંભી.

* * *

નાનું તો યે સુઘડ સુસજ્જ એ મકાન હતું; એ ગૃહ અને ગૃહિણી આડોશપાડોશમાં માન મુકાવે એવાં હતાં. રામકિશોરે પૈસાને

અભાવે કૉલેજનો અભ્યાસ છોડયો પણ પ્રોફેસરો એને યાદ કરતા; મેધાવી અને ખંતીલો વિદ્યાર્થી, અંગ્રેજી, સંસ્કૃત, હિન્દી ત્રણે ભાષા ઉપર સરખો કાબૂ, સારું લખી તો શકે જ પણ ત્રણે ભાષામાં એની વાક્છટા નિરાળી હતી. પ્રોફેસરો કદાચ એવા વિદ્યાર્થીને આગળ અભ્યાસ કરવામાં મદદરૂપ થાત, પરંતુ વૃદ્ધ માતાપિતા તથા નાના ભાઈ બહેનની જવાબદારી રામકિશોરને શિરે આવી પડી અને એ દિવસોમાં દુર્લભ ગણાય એવા રૂપિયા એકસો ને દસની રેલવેની નોકરી નજીકના સગા કોઈ સીનિયર ઑફિસરની લાગવગથી મળી.

યુવાન રામકિશોરનો શિસ્ત માટેનો આગ્રહ, કર્તવ્યપરાયણતા, મીઠો સ્વભાવ અને આંખને ઠારે એવું વ્યક્તિત્વ, પરદેશી ઉપરી અધિકારીઓનું ધ્યાન એ કારણે એની તરફ આકર્ષાયું; ઉપરાંત સાફ અંગ્રેજીમાં બોલવાની એની લઢણ પણ એના વિકાસમાં ખપ લાગી.

ને સત્તા આવી, ઐશ્વર્ય હવે એકાદ બે વળાંક વળતાં હાથમાં હાથ મિલાવવા રાહ જોતું ઊભું હતું.

અને લખનૌના પ્રતિષ્ઠિત રાય સાહેબ મનમોહનદાસ કપૂરની સૌથી નાની દીકરી જાનકીદેવી સાથે લગ્ન ગોઠવાયાં, ધામધૂમથી.

કેટલી રોકડ રકમ, કેટલો દાગીનો અને એ બધાંથી પણ વિશેષ કેટલું બધું રૂપ લઈને જાનકીદેવી રામકિશોરની અર્ધાંગના બનીને આવી !

રામકિશોરનો સોનાનો સંસાર! અને કશું ખૂટતું હતું, એના ઉપર કલગી ચઢે તેવું, એક પુત્રરત્ન પણ ત્રીજે વર્ષે આંગણામાં પગલીઓ પાડવા, માતાપિતાનો ખોળો ખૂંદવા આવી ગયું.

અને એક શિયાળામાં અજન્તા–ઇલોરાની જાત્રાએ પતિપત્ની નીકળ્યાં. સુદર્શન પણ ચાર વર્ષનો થયો હતો. રેલ્વેના ઑફિસર

પદેથી રાજીનામું આપીને ત્રણેક વર્ષથી સસરાની ધંધાદારી પ્રવૃત્તિમાં રામકિશોર જોડાયો હતો; સુખ, સમૃદ્ધિ, પ્રતિષ્ઠા એ બધું હમણાં હમણાંથી જો કે એને ભારરૂપ લાગવા માંડ્યું હતું. ક્યારેક એની ગૂંગળામણ અસહ્ય બની જતી. એના ઉપાય તરીકે સમજુ પ્રેમાળ પત્નીએ આવી યાત્રા ગોઠવી હતી.

પણ પરિણામ જાનકીદેવીએ ધાર્યું હતું તે કરતાં જુદું જ આવ્યું. જબલપુર પાસે નર્મદાનાં નિર્મળ નીર એણે જોયાં, સ્ફટિકની શિલાઓ વચ્ચેથી આગળને આગળ મહાસાગરને મળવા નીસરી પડેલી નર્મદાનો ઓમકારેશ્વર પાસે નિર્મળ આવેગ જોયો. એને કિનારે ઓમકારેશ્વરનું પૂર્ણ ચન્દ્રની ચાંદનીમાં ધૌત મંદિર જોયું, ત્યાંનું એકાંત, ત્યાંની પ્રાસાદિકતા એને હલાવી ગઈ. અને અજન્તાની પેલી ચિત્ર-રચનાએ જાણે એ ઉપર મહોર મારી.

લખનૌ પાછા ફર્યા પછી થોડા દિવસ બાદ સૂતેલાં જાનકી અને સુદર્શનને છોડીને બધું જ ઐશ્વર્ય, સમગ્ર પ્રલોભનને તુચ્છકારીને એ નીકળી પડ્યો.

નર્મદાતટ એને સાંકડો પડ્યો. હિમગિરીનાં જંગલોનું આહ્વાન એણે સ્વીકાર્યું. રામકિશોરમાંથી એ ચિદાનંદ બન્યો. કપરી સાધનાને પરિણામે એ આનંદ એ અક્ષુણ્ણ ઐશ્વર્યની એને પ્રાપ્તિ થએલી.

પછી એ હિમાલયનાં શિખરો ઊતરી આવ્યો. બદ્રીકેદારની જાત્રાએ હજારો–લાખો માનવી દર વર્ષે એની બાજુમાંથી પસાર થતાં. એમનું દારિદ્ર–તનમનનું દારિદ્ર દૂર કરવું જોઈએ એમ એવા જ કોઈ યાત્રીમાંથી એકે સૂચવ્યું અને માનવતાભર્યો એ માર્ગ એણે સ્વીકાર્યો ત્યારે પરિવ્રાજક બનીને જ એ સેવાકાર્ય કરવાનો મનસૂબો હતો.

પણ ચિદાનંદ સરસ્વતીનું વ્યક્તિત્વ, એમની વાક્છટા, એમનો

અતિઉદાર માયાળુ સ્વભાવ, એમની વિદ્વત્તા–બધાંની પાછળ પાછળ એક નવો સંસાર આવડો મોટો વિસ્તાર જમાવીને એમને બાંધી રહ્યો.

*   *   *

એ પરિસ્થિતિ સાચેસાચ નિઃસ્પૃહ બનીને તેં સ્વીકારી હતી ચિદાનંદ? ચિદાનંદે જાતને પ્રશ્ન પૂછ્યો.

જમશેદપુર બોઈંગ પહોંચવામાં છે, પાંત્રીસ હજાર ફીટની ઊંચાઇએથી હવે ધીરે ધીરે કલકત્તા તરફ ઊતરાણ શરૂ થશે એમ જાહેરાત થઈ.

ત્યાં વળી પેલો કિશોર કલકત્તા પહોંચવામાં હોઈએ ત્યારે મારે ડમડમ એરોડ્રામ જોવું જ છે કહેતો વિના આમંત્રણે હક્કપૂર્વક એમના ખોળે ચઢી બેઠો. વળી પાછી પ્રશ્નપરંપરા, મીઠી મધુરી વાતચીત, વારંવાર કુમળી હથેલીનો સ્વામીજીના મુખ, દાઢી, હાથ પહોંચા ઉપરનો સ્પર્શ–પાસે બેઠેલા કિશોરે સુદર્શનનું રૂપ લેવા માંડ્યું શું? હવે તો એ વીસ બાવીસ વર્ષનો યુવાન બની ગયો હશે, એના નાનાનો ધંધો-રોજગાર સંભાળતો હશે, એની માનું રૂપ, એના પિતાનું વ્યક્તિત્વ વારસામાં ઊતર્યું હશે...

શા માટે ભૂતકાળને હવે ફંફોળવાની જરૂર ચિદાનંદ? તારે અને સુદર્શનને હવે શું લાગેવળગે? અને તારે અને આ કિશોરને પણ શું લાગેવળગે? પેલો આશ્રમ, પેલી શાળા, હોસ્પિટલ, એકરોમાં વિસ્તરેલી જમીન, આ માનપાન, આવી મોંઘી સુસાફરી, એરોડ્રોમ ઉપર રાહ જોતી પેલી ડીસોટો મોટરગાડી–એ બધું નિઃસ્પૃહ ભાવે સ્વીકારાયું હતું તેમ આ કિશોરનો સ્પર્શ પણ–

હેં? નિઃસ્પૃહ ભાવે? સાચેસાચ એ નવા સંસારની કોઈ માયા

કોઈ તાણ તને નથી અનુભવાતી? અરે, ચિદાનંદ, હવે જો દિલ્હીનો ભક્તસમુદાય તને માત્ર ફર્સ્ટ ક્લાસનું રેલવેનું ભાડું આપશે તો મન માનશે?

એ નવા સંસાર માટે હવે આત્મીયતા પ્રગટી છે, આ બધી સગવડ માટે હવે આગ્રહ દેખાવા માંડયો છે, આ ખોળો બથાવીને બેઠેલો કિશોર મારી સમગ્ર સાધનાને આહ્વાન આપે છે કે શું?

બોઈંગ ડમડમ ઉપર ઊતર્યું.

ડીસોટો મોટર તૈયાર જ હતી. બે શિષ્યોએ પદધૂલિ લીધી, સામાન ઊંચકી લીધો. ઘણું યે મનને વાર્યું છતાં જતાં જતાં પેલા કિશોર અને એની મા તરફ ચિદાનંદની નજર પડી.

એ નજરમાં કશી વ્યથા હતી? કે પછી કશી તૃષ્ણા?

આશ્રમમાં એમના પોતાના ઓરડામાં ચિદાનંદજી પ્રવેશ્યા. બધું જ વ્યવસ્થિત હતું, વ્યવસ્થા અને ચોખ્ખાઈ માટે એ ખૂબ આગ્રહી હતા.

પલંગ ઉપર સફેદ ચાદર, પગ પાસે ભગવું ઓઢણ. બાજુની ટીપોય ઉપર પણ અસ્ત્રીબંધ ભગવાં કપડાં ગોઠવેલાં હતાં, આવતી કાલે બદલવા માટે.

સામેની ભીંત ઉપર સ્વામી રામતીર્થ અને દયાનંદ સરસ્વતી, શ્રી રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદની મોટી મોટી છબીઓ હતી. એ પળોમાં એ છબીઓ પણ એમને એ નવા ઊભા કરેલા સંસારનો એક ભાગ હોય એવી લાગી.

એક શિષ્ય ગરમ દૂધ અને તાજુ કાપેલું ફ્રુટ લઈ આવ્યો.

સવારે બીજો શિષ્ય ખુલ્લા ઓરડામાં પ્રવેશ્યો ને એણે જોયું તો દૂધ ફ્રૂટ જેમનું તેમ પડ્યું હતું. પલંગ સાફ હતો, ચાદર ચોળાઈ ન હતી.

સ્વામીજીની પાદુકા પલંગ પાસે પડી હતી. બીજું બધું જ અકબંધ હતું.

'શ્રી રામકૃષ્ણ વચનામૃત'—એમનું પ્રિય પુસ્તક—બિછાના ઉપર પડ્યું હતું. તેમાંથી એક પત્ર ડોકિયાં કરતો હતો.

આશ્રમના ટ્રસ્ટીઓને સંબોધીને એમણે લખ્યું હતું :

'ફરીથી દીક્ષા લેવાની જરૂર ઊભી થઈ છે. હું જાઉં છું'—

×

આશ્રમની ભીની માટીમાં ખુલ્લી પાનીઓનાં પગલાં પડ્યાં હતાં. આશ્રમના મુખ્ય દ્વાર સુધી તે લંબાયાં હતાં. ગ્રાન્ટ ટ્રન્ક રોડના કાળા આસ્ફાલ્ટ ઉપર એ પાનીઓમાંથી થોડી સુક્કી માટી પછી નજરે પડી. એ પગલાં તે પછી ક્યાં ગાયબ થઈ ગયાં તેની ભાળ કોઈનેય ન લાગી.

૭

## શેફાલી મુકર્જી

**સરિયામ** માર્ગ પણ શહેરને દક્ષિણ છેડે જ્યાં વસતી લગભગ આછી બની જતી હતી ત્યાં સૂનો પડી જતો હતો. સાંજ પછી તો ત્યાં એકલદોકલ દોડવા ટેવાયેલી બસ શહેરનાં દૂરનાં પરાં સુધી આવજા કરતી. બાકી બધું સૂમસામ બની જતું.

એ રસ્તાની અંદરથી એક ફણગો ફૂટે તેમ ગલી નીકળતી, અને એ ગલીનો છેડો એટલે જ આ મકાન.

આમ જૈફ લાગતું મકાન કદાચ એટલું બધું જૂનું નહીં હોય. પણ આપત્તિનાં ઝડવાદળ સહ્યાં હોય અને અનુભવોનું ભાથું બાંધીને રીઢા બનેલા કોઈ અકાળ વૃદ્ધ સમું એ દેખાતું હતું.

જેઓને એ મકાનની કશી માહિતી ન હતી તેઓ એને વિશેની દંતકથાઓ સાંભળતા રહેતા, અને તે દંતકથા છે એમ જાણ્યા છતાં એવી વાતોમાં વિશ્વાસ રાખતાં. એ મકાન પાસેથી પસાર થતા એમને

માટે એવી દંતકથાઓ સજીવ બની જતી. ભૂતિયું મકાન, કે પછી આથમતી સલ્તનત વેળા બંગાળના કોઈ સુલતાનનો એ રંગમહેલ હતો કે પછી કોઈ કરોડપતિ જમીનદારના ખાનગી વસવાટ માટે શહેરથી દૂર બંધાવામાં આવેલા બાગાનબાડી.

પણ આમાંનું કશું સાચું ન હતું. હા, મહેલ જેવું મકાન ખરું, ને એના ઘાટઘૂટ વગરના ગુંબજ નીચે કંઈક મિજબાનીઓ પણ મહાલવામાં આવી હતી. અને એના ધૂળિયા રાખોડી રંગના ઓરડાઓમાંથી જાણે પશ્ચાત્તાપભર્યો કોઈ સતત નિઃશ્વાસ–એની ચઢઊતર વર્તાતી, બાંધનારે લાખોને ખર્ચે એ આવાસ બાંધતાં બાંધ્યો હશે પણ પાછળથી પોતાની ભૂલ સમજાઈ હોય તેવું કશા પશ્ચાત્તાપનું આવરણ જાણે ત્યાં છવાઈ રહ્યું હોય એમ લાગતું હતું.

ઊર્ધ્વગામી ઝડપી ગતિની જેમ ઐશ્વર્ય જ્યારે પગથિયાં ઊતરવા માંડે છે ત્યારે પણ એની ગતિ વણથંભી હોય છે. તેની સતત યાદ એ મહેલાત આપતી હતી.

દિવસે દિવસે એની ભીંતોમાંથી પ્લાસ્ટર ઊખડી ઊખડીને ભોંય પડતું હતું. નધણિયાતું અને વિસરાયેલું, ગંધાતું અને કોઈના એ સ્નેહઆદરફિકરથી વંચિત એ મકાનની પાસેથી ઘણીય વાર મારે પસાર થવાનું બનતું.

દિવસ દરમ્યાન એના ખુલ્લા ઓરડાની મેલી ભીંતો નજરે પડતી. એક એક ઓરડામાં બબ્બે ત્રણ ત્રણ નિર્વાસિત કુટુંબો વસી ગયાં હતાં. બારીનો, બારણાનો કદાચ એમણે જ બળતણ તરીકે ઉપયોગ કરી લીધો હશે. તાપ અને વરસાદની હેલીઓથી એ મકાનની બહારની ભીંતો સાવ ફિક્કી અને થાકેલી લાગતી તો પેલા અંદરના ઓરડા રોગગ્રસ્ત લાગતા. એ સમગ્ર સ્થળ મોડી સાંજે તો ભૂતાવળોથી ઘેરાયેલું. ક્યાંક ક્યાંય કેરોસીનના ખડિયા

ત્યાંના નિર્વાસિતોનાં વસ્ત્રોનો કોઇ રંગ નહતો. મૂળ સફેદાઈ ખોઈ બેઠેલાં એ વસ્ત્રોનો માત્ર મલિન રંગ બચ્યો હતો, અને એ સારા યે પેલા દૃશ્યના ભાગ તરીકે, ત્યાંના માનવીઓની જેમ એમનાં વસ્ત્રોનું પણ સ્વતંત્ર કશું વ્યક્તિત્વ ન હતું. એમાં આ પીળચટ્ટું વસ્ત્ર જાણે એકાએક નજર સામે ઊપસી આવ્યું. અને પછી તો રસ્તા તરફ પડતો મોટો ઓરડો અને તેની લગોલગ હતી તે પડાળી પણ એ મકાનના બીજા અંશોના હિસાબે ઘણા સાફસૂફ અને સુઘડ લાગ્યાં.

પેલા સિંહ ઉપર ક્યારેક પીળું તો ક્યારેક લાલ, ક્યારેક વળી બદામી તો ક્યારેક બીજા કોઈ રંગનું વસ્ત્ર સુકાતું નજરે પડવા માંડ્યું. મેલાંઘેલાં પેલાં રોગિષ્ઠ બાળકોને બદલે કંઇક વધુ ચોખ્ખાં અને હસતાં કિલ્લોલતાં બાળકો પણ ક્યાંક નજરે પડતાં હતાં.

કોઇ ઈલમની લકડી તો નહિ પણ કોઈનો સ્નેહ, કોઈની કાળજી ત્યાંના વાતાવરણને અડકી ગયાં હોય એવો મને અણસારો પહોંચ્યો.

એ કોણ?

એ પ્રશ્ન મારા મનમાં જાગ્યો. એ નિર્વાસિત વસ્તીની બહારની જ કોઈ વ્યક્તિ? કે એમાંનું જ કોઇ બધું જ દૈન્ય અને સતત પીસતા નૈરાશ્યને હડસેલીને, ખંખેરીને ઊભું થયું હતું.

એવા પ્રશ્નોનો જવાબ મેળવવો એ મારે માટે કોઈ અનિવાર્ય બાબત ન હતી. અને છતાં યે જ્યારે જ્યારે ત્યાંથી હું પસાર થતો ત્યારે એ વ્યક્તિનું કલ્પનાચિત્ર હું મનોમન દોરતો.

કદાચ તે દિવસે ઘડિયાળે દગો દીધો, કોને ખબર શાથી પણ આંખ ખૂલી ને મને ઘડિયાળમાં છ દેખાયા. રોજ હું સાડા પાંચ વાગે ઊઠું અને છ વાગે તો તૈયાર થઈને સ્વિમિંગ માટે નીકળી

પડું. ઘડિયાળમાં છનો આભાસ થતાં મેં ઝડપથી પરવારી લીધું. નોકર હજી દૂધ લઈને પાછો પણ ફર્યો ન હતો, ડેપો ઉપર દૂધ લેનારાઓની ક્યૂ લાગી હતી. પણ એ કશાં તરફ મારું ધ્યાન ન દોરાયું. સાડા છથી સવાસાતની બેચમાં મારે તરવા પડવાનું, એ માટે મોડો ન પડું એની જ માત્ર મારા મનમાં ચિંતા હતી.

રેલવે ક્રોસિંગ પાર કરીને ઝડપથી હું રવીન્દ્ર સરોવરની ધારે ધારે આગળ વધતો હતો. રોજના ફરનારા હજી દેખાતા ન હતા, રસ્તા ઉપર અવરજવર જેવું પણ હજી ખાસ શરૂ થયું ન હતું. મને થોડી નવાઈ લાગી. સામેથી આવતા એક રાહદારીને મારાથી પૂછી નંખાયું: 'દાદા, કેટલા વાગ્યા છે?' જવાબ મળ્યો, 'સાડા પાંચ.'

ઘેર પાછા ફરવાનો કોઈ અર્થ ન હતો. ધીરે પગલે મેં તળાવનું ચક્કર મારવું શરૂ કર્યું. વહેલી સવારના ધૂંધળા પ્રકાશમાં રવીન્દ્ર સરોવરના કિનારા પાસે બેસીને થોડાં સ્ત્રી-પુરુષો સ્નાન પતાવતાં હતાં. રેલવેના પાટાની આજુબાજુમાં ફૂટી નીકળેલાં સેંકડો ઝૂંપડાનાં એ રહેવાસીઓ—પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધુ હતી. અજવાળું થાય તે પહેલાં નિત્યક્રમ પતાવી લેવાની જાણે એમને ઉતાવળ હતી.

બેધ્યાનપણે હું આગળ વધ્યો. ત્યાં એકાએક મારી નજરે પેલું પીળું લાલપાડદાર વસ્ત્ર પડ્યું. વસ્ત્ર એટલે કે એ વસ્ત્ર પહેરનાર માનવી. સરોવરની ધારે પોતાનું ભીનું વસ્ત્ર સરવા દઈને એ પેલી પીળી સાડી પોતાના દેહ ઉપર લપેટતી હતી.

રોકવાનો પ્રયત્ન કરું તે પહેલાં તો મારી નજર ત્યાં સ્થિર થઈ ગઈ, મારી ચાલ લગભગ થંભી ગઈ. વચમાં શિરીષના વૃક્ષનું તોતીંગ થડ હતું. એની નજર મારા તરફ નથી પડતી એની ખાતરી થતાં મારી દૃષ્ટિ વધુ તીક્ષ્ણ અને ચાલાક બની ગઈ.

નાની કુમળી એની વય હતી. એનું શરીર એની ચાડી ખાતું હતું. નહિ શ્યામ નહિ ગૌર એ નમણા દેહ ઉપરથી નીતરતા પાણી જેવું પારદર્શક એનું સૌંદર્ય હતું. સાડીની પાટલી વાળી છેડો ખભે નાંખતી વેળા એણે પૂંઠ ફેરવી, વરુણ દેવતાની સમક્ષ પોતાનો દેહ ખુલ્લો રહી જાય એનો જાણે એને વાંધો ન હોય એટલી નિરાંતે અને સંકોચરહિત બનીને એણે બરાબર ન પહેરાયેલું વસ્ત્ર ફરીથી એક વાર લપેટવા માંડયું.

એના ભીના કેશ ખુલ્લા બરડા ઉપર ઢળી પડયા, ઢીંચણ સુધી તે લાંબા ન હતા, બીજું પણ કાવ્યમય એનું કોઈ હલનચલન ન હતું. પણ વહેલી સવારે સરોવરની સૃષ્ટિની અસહ્ય નીરવતામાંથી જાણે મનગમતા કોઈ રાગની તર્જ બનીને એ પ્રગટી એવો અનુભવ મને થયો.

અભદ્ર વ્યવહાર ગણાય છતાં અકસ્માતે બક્ષેલી એ ક્ષણો હું ચોરની જેમ માણી રહ્યો. સરોવરનું આ એકાંત એણે જાણે પોતાને માટે સલામત રાખ્યું હતું. પેલા મકાનની વસ્તીમાંથી હજી એની સોબત કરવા કોઈ નીકળ્યું ન હતું.

ભીના વાળને એક અંગૂઠામાં એણે વીંટાળીને અંગૂઠા સમેત પીઠ ઉપર ઢળતા રાખ્યા. જમણે હાથે સાડીની પાટલી સહેજ ઊંચકીને કિનારાનો ઢાળ એ ચઢી ગઈ. ધીરે ધીરે પોતાની વસ્તી તરફ એ આગળ વધી. અને રોજનો મ્હાવરો હોય તેટલી સિફતથી પેલા બિસ્માર સ્તંભ ઉપર એણે એક લાલ વસ્ત્ર મૂકવી દીધું.

એનો ચહેરો મેં દૂરથી જોયો. લાવણ્યવંતા દેહ સાથે બંધબેસતી થાય તેવી સુકુમારતા ત્યાં હતી. એ વસ્તીના બીજા માનવીઓથી જાણે તે સાવ જુદી પડી જતી હતી. એની ચાલમાં

કશો અજબ વિશ્વાસ હતો. ના, થનગનાટ પણ નહિ, કશી લચક પણ નહિ, માત્ર આત્મવિશ્વાસ.

પછી તો વહેલા ઊઠવાની મને ટેવ પડી ગઈ, સાથે સાથે મનમાં એમ પણ નક્કી કરી લીધું હતું કે એની નજરે તો નથી જ પડવું. કોઈ મનોહારી કુદરતી દૃશ્યનો આસ્વાદ એકલા લેવાની વૃત્તિ સિવાય મારા મનમાં કશોયે વિકાર નથી જન્મ્યો એની હું અકારણ ખાતરી કરી લેતો હતો.

સ્વિમિંગ પૂલમાંથી તરીને પાછાં ફરતાં તે રવિવારે મારે મોડું થયું. મિત્રો સાથે ગપસપ મારતો અને કૅન્ટીનમાંથી કૉફી અને નાસ્તો કોઈએ મંગાવ્યો તેને ન્યાય આપતો લગભગ આઠ વાગ્યા સુધી હું ત્યાં બેસી રહ્યો હતો.

પાછા ફરતાં તળાવ પાસે મેં કંઈક ગરબડ સાંભળી. 'બચાવો, બચાવો' એવો દેકારો નાના છોકરાઓના ટોળામાંથી ઊઠ્યો. ઝડપથી હું એમની પાસે પહોંચ્યો. વસ્તુસ્થિતિનું માપ કાઢતાં થોડી મિનિટો ગઈ ને મેં ટ્રન્ક અને ટુવાલનું પોટલું કિનારા ઉપર પડતું મૂકીને તળાવમાં ઝંપલાવ્યું. છોકરાઓએ ચીંધી બતાવેલા બિંદુ પાસે મેં ડૂબકી ઉપર ડૂબકી મારી. ચોથા પ્રયત્ને નાના બાળકનું શરીર મારા પગ સાથે અથડાયું. એને ઊંચકીને હું બહાર લઈ આવ્યો.

માંડ દોઢ વર્ષનું કદાચ એ બાળક હશે. એનો શ્વાસોચ્છ્વાસ થંભી ગયો હતો, શરીર લગભગ નિશ્ચેષ્ટ બની ગયું હતું. પીધેલું પાણી ઊંધું લટકાવીને કાઢવા પણ હું મથ્યો, કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ શરૂ કરવા પણ મેં મારી સૂઝ પ્રમાણે પ્રયત્ન આદર્યો. ત્યાં તો આજુબાજુ નાનું સરખું ટોળું વીંટળાઈ વળ્યું.

'ક્યાં છે મારો લાલુ...બેટા લાલુ...' ટોળાની ઉપરવટ થઈને

એની ચીસ સંભળાઈ; અને ટોળું વીંધીને એ દોડતી આવીને બાળક ઉપર ઝૂકી પડી.

એ જ એ! એટલી સરખી છોકરી, હજી તો ગઈ કાલે જ યુવાનીમાં પગ મૂક્યો હશે તે મા પણ બની ચૂકી હતી!

એનું કલ્પાંત જોયું જાય તેવું ન હતું. એની પાછળ પાછળ એ વસ્તીનાં બીજાં સ્ત્રીપુરુષો પણ આવી પહોંચ્યાં. સૌને સૂઝયા તેવા ઉપાયો એ બાળકને બચાવવા માટે લેવાતા હતા. એકાદબે આધેડ વયની નિર્વાસિત સ્ત્રીઓએ પેલી યુવતિને ખેંચી જવા પ્રયત્ન કર્યો; ઝડપથી બોલાતી એમની વાતો મારા કાને વિગતવાર ન પડી. અને છતાં યે સર્જાયેલી પરિસ્થિતિમાંથી એને એ લોકો જાણે દૂર સરાવી લેવા માગતાં હતાં. જ્યારે 'હું ગમે તેમ તો યે એની મા છું'... 'મને છોડો, મારા બાળકથી મને વેળગી ન રાખશો.' એ જાતનાં એનાં વિરોધસૂચક વાક્યો પણ કાને પડતાં.

રવીન્દ્ર સરોવરના રખેવાળ–ચોકીદારમાંથી બે જણ ત્યાં આવી પહોંચ્યા. પાછળ ને પાછળ પછી તો પોલિસ પણ આવી. આ લફરામાં પડવું એટલે ઘણીબધી વણમાગી તકલીફોમાંથી પસાર થવાનું એ કરતાં ચાલતી પકડું તો શું ખોટું? એવો એક વ્યવહારુ તુક્કો મને સૂઝયો, પણ સૂઝયો તેવો જ એને મેં દાબી દીધો.

બાળકના મૃતદેહનો પોલિસે હવાલો લીધો. તે દરમ્યાન પેલા નિર્વાસિતોમાંથી લગભગ બધાં જ પુખ્તવયનાં સ્ત્રીપુરુષો એ સ્થાન છોડીને ચાલ્યાં ગયાં હતાં. સાથે સાથે પોતપોતાનાં બાળકોને પણ લગભગ હાથ તાણીને ખેંચતાં ગયાં.

બાળકની મા શું કરે છે તે મારે જોવું હતું. એક આધેડ વયની સ્ત્રી હજી એને સમજાવતી હતી, ત્યાંથી સરી જવા, ઘેર પાછા

ફરવા માટે. પણ એ ન માની. પોલિસની સાથે એ પણ થાણા ઉપર જવા તૈયાર થઈ.

પોલિસે ડાયરી લખવા માંડી. બાળકના મૃતદેહને પોસ્ટમોર્ટમ માટે મોકલી આપવામાં આવ્યો.

જે બન્યું હતું તે મેં વિગતવાર લખાવ્યું. પેલી માનું રુદન હવે માત્ર નાનાં ડૂસકાંમાં વિલીન થઈ જતું હતું. રહી રહીને એકાદ હેડકી આવી જતી હતી.

પોલિસે એને પ્રશ્નો પૂછવા માંડ્યા.

એનું નામ હતું શેફાલી. શેફાલી મુકર્જી... બાપનું નામ એણે જવાબ ન આપ્યો. પોલિસે ફરીથી પૂછ્યું ત્યારે ખચકાતાં ખચકાતાં એણે જવાબ આપ્યો, 'બાદલ...બાદલદાસ.'

શેફાલી મુકર્જી અને બાદલદાસ? પોલિસ અફસરની નજરમાં કુતૂહલ હતું, મને પણ નવાઈ લાગી.

મારાં ભીનાં કપડાંની અફસરને દયા આવી, ઉપરાંત મારું નામ, સરનામું, ટેલિફોન નંબર, ઑફિસની વિગતો બધી સાંભળી—ઉતારી લીધા પછી એક ભદ્રલોકને રોકી રાખવાનો કશો અર્થ નથી એમ એ વિવેકી લાગતા અફસરે નક્કી કર્યું અને મને જવાની રજા આપી.

મારે ત્યાં ઊભા રહેવું હતું. શેફાલી મુકર્જી અને બાદલદાસની વાતમાં લગભગ પેલા આવાસની રોજની હવા જેવું કશું ગૂઢ તત્ત્વ છવાયું હતું એમ મને અણસારો પહોંચ્યો હતો; પણ પેલા અફસરને જાણે મારી હાજરી હવે ખૂંચતી હતી, ફરીથી એણે સૂચવ્યું–એ સૂચન પાછળ થોડી હઠ પણ હતી. ને મેં ચાલવા માંડ્યું.

સઘર્ન એવન્યુને માર્ગે હું ઘેર પહોંચ્યો ત્યાં સુધી એ અણધાર્યા બનાવની વિગતો વારંવાર મન ઉપર આઘાત પહોંચાડે જતી હતી. એ બાળકને બચાવી ન શક્યો એનો મને વસવસો તો રહી જ ગયો પણ એનો નિશ્ચેષ્ટ દેહ અને શેફાલીનું આક્રન્દ મારી નજર સામેથી ખસતાં ન હતાં. પેલાં છોકરાં બધાં એને દીદી દીદી કહીને બોલાવતાં હતાં, નહિ? મને યાદ આવ્યું. એ બધાંથી જુદો પડી જતો એનો ચહેરો, એના હલનચલનનું આભિજાત્ય, એની પેલી ઉજ્જડ બની ગયેલી દૃષ્ટિ, સુરેખ મુખ, અને ઘાટીલી કાયા–કશું જ હું ભૂલી શકતો ન હતો.

પોલિસે પછી મને હેરાન ન કર્યો ત્યારે થોડી નવાઈ લાગી. આવા કિસ્સામાં સંડોવાયેલાઓને થોડી સામાન્ય પરેશાની પહોંચાડ્યા સિવાય એ ખાતાને સંતોષ ન થાય એવી સામાન્ય છાપ હતી.

બે ત્રણ દિવસ પછી વળી મેં તરવા જવાનું નક્કી કર્યું ને હું નીકળ્યો.

પેલા મકાનના પ્રવેશ દ્વારના સ્તંભ ઉપર લાલ, પીળી કે બીજી કોઈ રંગીન સાડી સુકાતી ન હતી. શેફાલીનું પછી શું થયું તે મારે જાણવું હતું.

સ્વિમિંગ પૂલથી પાછો ફરતો હતો ત્યારે એ જ સ્થળે વળી થોડાં બાળકોને તળાવમાં નહાતાં મેં જોયાં બેત્રણ દિવસ ઉપર કશું જ બન્યું નથી એ રીતે.

એમાંથી આઠ-દસ વર્ષની વયના બે ત્રણ કિશોરોએ મને ઓળખી લીધો. એમાંથી કંઈક ચાલાક લાગતા એક છોકરાને મેં પાસે બોલાવ્યો. એની સાથેની વાતચીત ઉપરથી એટલી જ માહિતી મળી કે એમની દીદીને એ લોકો લઈ ગયા છે.

એ લોકો એટલે કોણ? પોલિસ? મારા એ પ્રશ્નનો સરખો જવાબ ન મળ્યો. અને બાદલ? મેં પૂછપરછ આગળ વધારી પરંતુ એ પ્રશ્ન મારા મુખમાંથી પ્રગટ્યો ત્યાં તો એ છોકરાઓ દૂર સરી ગયા. મારા માટે એમનાં મુખ ઉપર થોડો જે કાંઈ અહોભાવ હતો તે પણ એકાએક વિલાઈ ગયો.

એ કારણે શેફાલી-બાદલની વાત વધુ વિગતથી જાણવાની મારી તાલાવેલી વધી, મને ઉપાય પણ સૂઝ્યો. મારી પાડોશમાં જ ઈન્સ્પેક્ટર પ્રસન્ન ગુહા રહેતા હતા. એમની સાથે મારે સારો મેળ હતો. બધી વાત મેં એમને કહી સંભળાવી. પહેલાં તો એમણે મને ખુલ્લા મને શાબાશી આપી. 'જાનને જોખમે...' ને એવું બધું જ્યાં એમણે બોલવા માંડ્યું ત્યાં મેં એમને વાર્યા, છસાત ફીટ ઊંડા પાણીમાં કિનારા પાસે જ લગભગ બાળક ડૂબ્યું હતું, એ કોઈ બહાદુરીની વાત ન હતી, એમ મેં નમ્રતાપૂર્વક જણાવ્યું.

પણ એ સાંજે તો એમણે મને અડોશ-પાડોશમાં બેપાંચ જણ સાંભળે તે રીતે મોટે મોટેથી શાબાશી આપી! મને ખૂબ નવાઈ લાગી.

વાત જાણે આમ હતી.

એક વહેલી સવારે-લગભગ પોણા બે વર્ષ પહેલાંની વાત છે-રવીન્દ્ર સરોવરમાં આપઘાત કરવા ઊતરતી શેફાલીને પેલી નિર્વાસિત આધેડ વયની સ્ત્રીઓએ જોઈ. એને પકડી રાખી. ખેંચીને પોતાની વસ્તીમાં લઈ ગઈ.

એને બાળક આવવાનું હતું. કયાંક કોઈએ એને ફસાવી હતી. માબાપનો ત્રાસ વધતો હતો. આબરૂનો પ્રશ્ન હતો. બહાર ગામથી ફેંસલો કરવા જ છોકરીને કલકત્તા લઈ આવ્યાં હતાં. માતાપિતાની

ગ્લાનિ, એમનું પાર વિનાનું દુઃખ–શેફાલીથી બધું સમજાતું ન હતું, હજી તો એને સત્તરમું જતું હતું. એ બધાનું કારણ પોતે જ હતી એનો એને અંદાજ આવી ગયો અને ઉત્તર કલકત્તાથી નવ નંબરની પહેલી બસમાં બેસીને તે મસ્તકે એ રવીન્દ્ર સરોવર પાસે ઊતરી ગઈ. એને મરી જવું હતું.

પછી તો પેલી સ્ત્રીઓએ એને સંભાળી લીધી. એટલું જ નહિ પણ થોડા દિવસ પહેલાં જ એમની વચમાં આવીને રહેલા બાદલે એની સાથે લગ્ન કરવાની પણ તૈયારી બતાવી.

શેફાલી અહેસાનમંદ બની. પોતાના બાળકને માટે રીતસરનો બાપ મળી ગયો. બાદલ રાતપાળી કરતો એમ બધાંને માહિતી હતી. જાદવપુરની એક ગ્લાસ ફેક્ટરીમાં એ મુકાદમ હતો. દિવસ દરમ્યાન એ ભાગ્યે જ બહાર નીકળતો. લાગણીપૂર્વક એણે શેફાલીનું અને એના બાળકનું જતન કરવા માંડયું.

શેફાલીએ પણ એ અહેસાનનો બદલો વાળવા માંડ્યો. એ વસ્તીના દેદાર બદલવા માટે એણે અથાગ પ્રયત્ન આરંભ્યો. લગભગ મેટ્રિક સુધી એ ભણી હતી. છોકરાછોકરીઓને ભેગાં કરીને એ ભણાવતી. વસ્તી સાફસૂફ રખાવતી. એનો લાલુ પણ જાણે સારીએ વસ્તીનો લાડકો બની ગયો હતો.

અને પેલો અકસ્માત બન્યો.

બાદલદાસની પોલિસે ભાળ કાઢી. શેફાલી મુકર્જીના બાળકનો એ બાપ હતો કોણ?...

પ્રસન્ન ગુહાએ નવી સીગરેટ સળગાવી, મારી સામે જોઈને એમણે વાત આગળ વધારી, 'મિસ્ટર દેસાઈ, પોલિસ ખાતા માટે તમે એક બંધુકૃત્ય આચર્યું છે. આ કહેવાતો બાદલ તે બાદલ નહીં

પણ બલાઈચાંદ ઘોષાલ. અઢી વર્ષથી પોલિસ એને એક ખૂનના આરોપસર શોધતી હતી. મિદનાપુર ડિસ્ટ્રિક્ટના શાહપુર ગામમાં એક શાહુકારનું ખૂન કરીને એ છુપાતો ફરતો હતો...એ શાહુકારે એના બાપ પાસે લેણી નીકળતી રકમના બદલામાં એટલે કે વ્યાજ સાથે રકમ પાછી ન આપી શકે તો...માત્ર હસતાં હસતાં બલાઈની સોળ વર્ષની કુંવારી બેનને રાતે પોતાને ત્યાં મોકલી આપવા સૂચવ્યું ને ગુસ્સામાં આવી જઈને બલાઈએ શાહુકારને વધેરી નાંખ્યો હતો. આટલે વર્ષે પોલિસના હાથમાં પગેરું આવ્યું અને એમને...'

* * *

ફરીથી પેલું મકાન હતું તેવું નિસ્તેજ બની ગયું છે. રંગીન સાડી ત્યાં સુકાતી નથી. નધણિયાતાં જેવાં એ બાળકો કક્કો-બારાખડી-આંક ભૂલી ગયાં લાગે છે, રવીન્દ્ર સરોવરના સહેલાણીઓને ઠંડાં પીણાં વેચે છે, એમની મોટર લૂછી આપે છે, ગમે તે કારણસર એમની પાસે બક્ષિસ માગે છે, મોટાં થાય છે, નાગરિક બને જાય છે, કલકત્તા મહાનગરીના નાગરિકો ! આ દેશના નાગરિકો !

એ મકાન પાસેથી હું પસાર થતો નથી, એ દિશામાં હવે મારા પગ ઊપડતા નથી. મારા મનમાંથી કશી sense of guilt જાણે ખસતી નથી.

એ બિસ્માર મકાન, એ મેલીઘેલી વસ્તી, એ બાળકો, એ શેફાલી, એ બાદલ બધાં માટે હું પણ જાણે ગુનેગાર છું ! પોલિસને જે ગુનેગારનું પગેરું ક્યારે ય મળતું નથી એમાંનો એક.....

# ૮

## પરપુરુષ

ગંદું શહેર કલકત્તા! શિસ્તનું નામનિશાન ન મળે. સરઘસો અને મોરચાઓ વારતહેવારે નીકળી પડે, રસ્તામાં ભીડ ટ્રાફિક જામ, પોલિસ નિઃસહાયઃ ગાળાગાળી, નારા, લાઉડસ્પીકર, પથ્થરબાજી. ઈંટા-ળાના ઘા–[દરેક રસ્તે પથ્થર ઈંટો ક્યાંથી મળી રહેતાં હશે, કોણ જાણે?] આટઆટલા સીટી ફાધર્સવાળી કૉર્પોરેશન છતાં નધણિયાતું શહેરઃ કૉર્પોરેટર્સ, રાજપુરુષો – બંગાળાના અને ન્યૂ દિલ્હીના – બધાનું માથું પકવે તેવું શહેર તે કલકત્તા!

સુધન્વા મુંબઈથી આવ્યો ત્યારે એને લાગ્યું કે આ શહેરમાં જ જિંદગી ગુજારવાની જોહુકમી સહન કરવા કરતાં નોકરી છોડી દેવી સારી. પહેલું જ અઠવાડિયું હજી પૂરું થયું ન હતું અને એણે મુંબઈની ઑફિસને ચેતવણીના સૂરમાં લખી નાખ્યું, 'મને અહીં નહિ ફાવે, બીજો બ્રાન્ચ-મેનેજર જલદીથી નક્કી કરજો. પંદર દિવસ અથવા બહુબહુ તો બસ એક મહિનો જેમ તેમ હું અહીં વિતાવી દઈશ

પણ પછી કોઈ પણ સંયોગોમાં, કાંઈ પણ લાલચ ધરવામાં આવશે તો પણ હું કલકત્તામાં રહેવાનો નથી.'

એવો પત્ર એણે રવાના પણ કર્યો, અને સાથોસાથ એનું મન મુક્તિનો આનંદ માણવા લાગ્યું. સુખેદુઃખે અઠવાડિયું, બે અઠવાડિયાં, બહુ તો મહિનો, અને વળી પાછું મુંબઈ. મુંબઈ નહિ તો અમદાવાદ, વડોદરા, ન્યૂદિલ્હી, ગમે ત્યાં–ગમે ત્યાં પણ આ શહેરમાં તો નહિ જ–એનો આનંદ ઊજવવા માંગતો હોય તેમ તે સાંજે ઑફિસથી પાછા ફરતાં એણે વિક્ટોરિયા મેમોરિયલ પાસે ટેક્સી છોડી દીધી.

મેમોરિયલની સફેદ આરસપહાણની ઈમારત અને આજુબાજુનાં ચાર તળાવો અને લીલોતરી તરફ પહેલી વાર એણે કશી યે અકળામણ સિવાય નજર ફેરવવા માંડી. સારું યે વાતાવરણ એને આહલાદક લાગ્યું. પાછળ ફરીને એણે જોયું તો વીઘાંના વીઘાં 'મેદાન' તરીકે ઓળખાતી લીલોતરી નજરે પડી. વચમાં વચમાં ક્યાંક થોડાં વૃક્ષોનો નયનાભિરામ ઘટાટોપ પણ દેખાતો હતો.

સુધન્વાએ ઊંડો શ્વાસ લીધો. ધીરેધીરે એણે મેમોરિયલની પગથી ઉપર લટાર મારવી શરૂ કરી. આકાશમાં થોડાં ભૂરાં સફેદ વાદળ તોળાઈ રહ્યાં હતાં, પશ્ચિમ તરફ ઢળતો સૂર્ય એ વાદળાંની ધારને ચમકાવતો હતો. મેમોરિયલનો પડછાયો લીલોતરી ઉપર લંબાવીને પડ્યો હતો. ત્યાં થોડાં બાળકો પકડદાવ રમતાં હતાં.

હસતાં કૂદતાં બાળકોમાંથી એકાદના ગોરા રતુમડા ગાલ ઉપર એણે કુમાશથી હાથ પણ ફેરવી લીધો. બાળકે પહેલાં વાંધો ઊઠાવ્યો પછી વિના પૂછે બોલી નાખ્યું, 'મારું નામ ચેતન...' અને એમ જાતની ઓળખાણ આપતાં પોતાની અનામિકા એણે છાતી ઉપર દબાવી, ફરીથી એ બોલ્યું, 'અન્કલ, મારું નામ ચેતન.

એને ઉપાડીને છાતી સરસું ચાંપી દેવાની ઇચ્છા સુધન્વાએ વિવેકપૂર્વક દબાવી દીધી. એ કિશોરની હથેળી સાથે પોતાનો હાથ મિલાવીને એ આગળ વધ્યો. નજર ઊંચી કરી કરીને મેમોરિયલના પ્રવેશદ્વારને મથાળે ગોઠવેલી શિલ્પકૃતિઓ એણે જોવા માંડી. બાજુમાં ઊભેલાં બાળકને પેલી સ્ત્રી જાણે પોતાના ખોળામાં બેસવા આમંત્રણ આપતી હતી. એની ખુલ્લી છાતીની સપ્રમાણ રેખાઓમાંથી માતૃત્વ-સ્ત્રીત્વ ઝરતું હતું. પશ્ચિમમાં નમતા સૂર્યનાં છેલ્લાં કિરણ એની પીઠ અને પીઠ ઉપરના વસ્ત્રને અજવાળતાં હતાં.

સુધન્વાની નજર ત્યાં કેટલી યે ક્ષણો સુધી ચોંટી રહી. મેમોરિયલની ઈમારતની પ્રદક્ષિણા ફરતાં ફરતાં એને હજાર વિચારો આવી ગયા. પગલે પગલે ઊંડો શ્વાસ લઈ લઈને એ ત્યાંની મુક્ત હવા માણી લેતો હતો.

સૂર્ય નમી ગયો. મેમોરિયલની લીલી બિછાતની ધારે ધારે બત્તીઓ પ્રગટી. પગ લંબાવીને એ લીલોતરીમાં બેસી ગયો. પેલાં નિર્દોષ લાગતાં વાદળ ધીરે ધીરે વધુ સાથીદારોને પોતાની આજુબાજુ આમંત્રી રહ્યાં હતાં, રંગ ઘેરાતો જતો હતો. પશ્ચિમનો ઉજાસ વાદળને થોડાં પીળાચટ્ટા રંગી લેતો હતો. આકાશની શ્યામલ ઘટા પાંડુ રંગે રસાયે જતી હતી; વળી થોડી મિનિટો વીતતાં ત્યાં માત્ર ઘન અંધાર છવાયો. પાંડુરંગ પણ આટોપાઈ ગયો.

ગમે ત્યારે વરસાદ ત્રાટકશે એવી શક્યતા છતાં પેલાં બાળકો હજી પકડદાવ રમતાં હતાં. એક ખૂણે, બીજે ખૂણે, પેલાં વૃક્ષનાં થડ પાસે, તળાવકિનારાની પાટલી ઉપર, મેમોરિયલની ભીંતને અઢેલીને કે આસોપાલવની અસ્પષ્ટ મેલી છાયામાં એકબીજાની અડોઅડ મુગ્ધ યુગલો ગોઠવાઈ જતાં એણે જોયાં. દૂરથી પણ એમનું હલનચલન ઘણી વાતો કહી જતું હતું. પેલા જુવાને પોતાનો હાથ

એની સાથીદારને ખભે ચાંપ્યો, પેલો બીજો જુવાન અંધારું વધતાં જરા વધુ નજીક સર્યો, પેલી યુવતિએ થોડી આનાકાની પછી પોતાની હથેલી એના સાથીના હાથમાં સોંપી – અજવાળું વિરમતું હતું છતાં સુધન્વાને આવી બધી વિગતો નજરે પડતી હતી. [ થોડી નજરે પડતી હતી, બાકીની એ કલ્પી લેતો હતો. ]

એક યુવતિએ તો આકાશ તરફ મીંટ માંડી. એ શું કલ્પના કરતી હશે ? સુધન્વાને ખાતરી થવા માંડી કે એ વરસાદની રાહ જોતી હશે. વરસાદ ત્રાટકે પછી પેલા વડના ઝાડ નીચે બન્ને એક બીજાંમાં લપાઈને ક્યાંય સુધી ઊભાં રહેશે......

સુન્ધવાનું મન આળું થઈ ગયું. આહલાદની સુરખી માણતાં માણતાં એકાએક સતૃષ્ણ બની ચૂકેલાં અંતરને એણે શાંત રાખવા મથામણ આરંભી. એના અંતરમાં જાગેલી તૃષ્ણાને છિપાવવા જાણે હમણાં વાદળાં વરસશે એવી કશી અપેક્ષા સાથે એણે પણ આકાશ તરફ મીંટ માંડી. પણ ધીરે ધીરે વિના વરસે વાદળ વિખરાઈ જતાં એણ જોયાં.

ધીરે પગલે એ મેમોરિયલના પાછળના દરવાજેથી બહાર નીકળ્યો. પગે ચાલીને જ તે સાંજે ઘેર પહોંચવું એમ એણે નક્કી કર્યું.

પહોળા સરિયામ રસ્તા ઉપર દોડાદોડ મોટર – લોરીઓનો ખડખડાટ એની વિચારસમાધિમાં હવે ખલેલ પહોંચાડતો ન હતો. એ કશા ઊંડા વિચારમાં ધકેલા યે જતો હતો.

પેલી તૃષ્ણાનું એણે પૃથક્કરણ આરંભી દીધું.

કોલેજના દિવસો એને યાદ આવ્યા. શાળાંત પરીક્ષા પાર

રહેવા માંડયો, માથું ઊંચકીને પોતાનું વ્યક્તિત્વ સ્થાપવાની પણ એને હવે ફુરસદ મળતી ન હતી, એને એવી કોઈ જરૂર પણ લાગતી ન હતી—

પગની ચાલ ધીમી પડી ગઇ. લગભગ એલ્ગિન રોડથી પણ એ આગળ નીકળી ગયો હતો; રસ્તા ઉપર ભીડ વધવા માંડી હતી; ટ્રામ અને બસનો ખડખડાટ હવે એને પજવતો પણ હતો. લોકોની અવરજવર, બેધ્યાન એક રાહદારીનું ઠેબું, પાછળથી આગળ જવા માટે ઉતાવળા બીજા કોઈ રાહદારીનો હડસેલો, સામેથી ચાલી આવતા માનવસમુદાયની ઉપેક્ષા ભરી નજર 'સુધન્વા કૌન વિસાતમેં' એવી સારા યે જીવંત ચેતન સમાજની હલનચલનથી એ વાજ આવી ગયો.

ટેક્સી માટે એણે નજર દોડાવી, ફ્લેગ નીચી કરીને ખાલી ટેક્સી દોડાવી જતા ડ્રાઈવરો માટે એના મનમાં નફરત જાગી. મુંબઈની ઑફિસે એની સ્વતંત્ર ગાડીની આ પહેલાં વ્યવસ્થા કરી રાખવી જોઈતી હતી એ દલીલનું એણે મનોમન હજાર વાર રટણ કર્યું.

ચિકાર ટ્રામમાં એ ચઢયો. બાલીગંજ સુધી ઊભા ઊભા જવાનું નિર્માયું હતું એનો એને ખ્યાલ આવ્યો. સહયાત્રીઓની જાતજાતની વર્તણૂંક એને કઠતી હતી. એટલા મોટા સમુદાયમાંનો જ પોતે એક અગણ્ય માનવી હતો એ સત્ય સ્વીકાર્યા સિવાય ઉપાય ન હતો, પણ એ સત્ય એને માટે કડવું હતું.

એક પછી એક સ્ટેન્ડ આવે ને ટ્રામ ઊભી રહે, યાત્રીઓ ધક્કા મારતાં ઊતરે, ધક્કા મારીને માર્ગ કરતાં ઉપર ચઢે. રખેને એક બે દેખાવડી યુવતિઓ ચઢતી યા ઊતરતી હોય તો લગભગ બધો જ પુરુષ યાત્રી સમુદાય 'એટેન્શન!'નો હુકમ પાળતો હોય તેમ સાવધ સ્વસ્થ વિવેકી બની જતો. સુધન્વાને પહેલાં તો એવું બધું જોઈને

પણ નફરત થવા માંડી, પણ ધીરે ધીરે એને એમાં રસ પડવા માંડ્યો. બીજાઓમાંનો એક બનીને એ પણ યાત્રીઓની ચઢઊતરનો રસિક સાક્ષી બનતો ચાલ્યો.

વિક્ટોરિયા મેમોરિયલનો ખાલી ખાલી વિસ્તાર સંકોચાઈને જાણે આ ટ્રામની ગિરદીમાં ગોઠવાઈ જતો હતો. બધે એને માનવી દેખાતાં હતાં, પોતપોતાની રીતરસમમાં તન્મય અને એક સળંગ વ્યવહારના અંકોડા સમાં માનવી. એવા પણ એવા સામાન્ય અંકોડા બનવું જોઈતું હતું, એવો ઝબકાર એના અંતરના ખૂણેથી જાગ્યો.

પેલી સીડીનાં પગથિયાં એ ઝડપથી ઊતરી જતો હતો એવો અનુભવ એને થવા માંડ્યો, એમ ઊતરી જવાની ક્રિયા વધુ ઝડપી બને એવી તાલાવેલી એને થવા માંડી.

દેશપ્રિય પાર્ક પછી પણ બીજાં બેએક સ્ટેન્ડ પસાર થઈ ગયાં. પેલી પ્રક્રિયામાં એ એટલો ઓતપ્રોત બની ગયો હતો કે પોતાનું સ્ટેન્ડ ચાલ્યું ગયું એનો અંદાજ પણ એને ન રહ્યો.

ટ્રામમાંથી ઊતરીને એણે ઘર તરફ ચાલવા માંડયું. કંપનીનો બ્લૉક હતો. આગલા બ્રાંચ મૅનેજરે ખાલી કર્યો હતો તે બ્લૉક. પોતાની રસવૃત્તિ પ્રમાણે એને નવેસરથી શણગારવો જોઈશે, નહિતર ચકોરના આવ્યા પછી આ નાનો બ્લૉક કાઢી નાખીને જરા વધુ મોટો અને વધુ મોભાવાળી લોકાલિટીમાં બ્લૉક શોધવો પડશે, એવો મૂળ ખ્યાલ એના મનમાંથી ક્યારનો યે સરી પડ્યો હતો. કલકત્તા છોડીને એ તો પાછો, મુંબઈ જતો રહેવાનો હતો.

જતો રહેવાનો હતો? પાછો મુંબઈ? એ નહિ જાય ને ચકોરી સરસામાન સાથે મુંબઈનો ફ્લૅટ ખાલી કરીને અહીં આવશે ને 'આ કલકત્તા!' એવો ધ્રાસકો એને પહોંચશે ને પછી ચમનભાઈ ચતુર-

ભાઈ ઉપર દીકરીને દાવે સિફારસ કરશે ને વળી પાછું મુંબઈ જવાનું થશે ને...વળી—વળી...

એટલે કે સુધન્વાના જીવનક્રમનો કશો પણ સુધારો વધારો કે ફેરફાર ચકોરી જ નક્કી કરી શકશે? એ અત્યાર સુધી કરતી આવી છે તે રીતે?—

ચકોરી! ચકોર અને હસમુખી, ઘાટીલી અને રૂપાળી, રુઆબદાર અને...અને...અને સુધન્વાને આજ્ઞા કરવા ટેવાયેલી ચકોરી!

સુધન્વાનું મન વિપ્લવી બની બેઠું. ના, ના – આ કાંઈ મારું પોતાનું જીવન ન થયું. સુધન્વા કોઈને માટે, બીજાને માટે જીવે છે, બીજાનું જ કામ કરે છે, બીજાને માટે ખાયપીએ છે; અરે બીજાને માટે જ પ્રેમ કરે છે.

અસહ્ય અસહ્ય અસહ્ય! વિક્ટોરિયા મેમોરિયલ કે રવીન્દ્ર સરોવરના કોઈ એકાંત ખૂણા માટે એના મનમાં તૃષ્ણા જાગી. એવો ખૂણો કે જ્યાં એ પોતાને મનગમતી વ્યક્તિ ઉપર પોતાને મનગમતી રીતે વહાલ વરસાવી શકે. વહાલ ઝીલી શકે, વરસાદમાં પલળી શકે –

એ રાતે અને ત્યાર પછીની ત્રણ ચાર રાત સુધન્વાને ઊંઘ ન આવી. નવેસરથી એણે જાતતપાસ શરૂ કરી, મુંબઈની ઊડીને આંખે બાઝે એવી રોનક હવે એને ભ્રામક લાગવા માંડી. ત્યાંની અનેક પરિસ્થિતિઓ બીબાંઢાળ હતી, દસ બાર માળના ગગનચુંબી પ્રાસાદોના એક જ સરખા બ્લૉક સમી. (માળનો, બ્લૉકમાં ક્રમ યાદ ન રહ્યો હોય તો ગમે તે બ્લૉકમાં ઘૂસી જવાની ભૂલ પણ થાય.)

મોનોટોનીની અરાજકતા કરતાં જીવનની જુદાં જુદાં પાસે વહેંતી અરાજકતા એને જોવી હતી, માણવી હતી. માણસ માણસ મટી ન જાય, નક્કી કરેલી પરિસ્થિતિઓથી જ વીંટળાયેલો ન રહે, એનું

પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્થાપિત થાય એને જીવન કહેવાય, એ વાત એને આજ સુધી કેમ ન સૂઝી એનું એને આશ્ચર્ય થવા માંડ્યું.

કલકત્તામાં પણ પાછું મુંબઈ જ ઊભું કરવાનો આગ્રહ શા માટે? આગ્રહ રાખે ય એમ થઈ શકવાનું હતું? જીવનનો એક નવો તબક્કો આંખ સામે ખૂલતો હતો, એનો પમરાટ નવો હતો; રૂપરંગ નવાં હતાં, પોતાનામાં રહેલી વરસાદમાં પલળે જવાની વૃત્તિને એણે બહલાવી.



પેલો પત્ર રદબાતલ કરવાની સૂચના એણે મોકલી ત્યારે સૌથી મોટું આશ્ચર્ય ચકોરીને થયું.

સરસામાનનો ઝમેલો ટ્રેનમાં ચઢાવવાની વ્યવસ્થા કરીને એ એકાદ અઠવાડિયામાં નીકળશે એવો એનો પત્ર આવ્યો.

સુધન્વાએ તુરત લખ્યું, 'સરસામાન અહીં છે, ખૂટતો નવેસરથી વસાવીશું. તું તુરત ચાલી આવ —'

ચકોરીને સુધન્વા સાવ બદલાઈ ગયેલો લાગ્યો. એની યોજનાઓમાં તુરત ગોઠવાઈ જવાની સુધન્વાની ટેવ હવે એને નજરે પડતી ન હતી; એવા જ સુધન્વાને જોવાની પડેલી ટેવ ચકોરીના મનમાં ઊથલપાથલ જગવતી હતી.

ઑફિસેથી તે દિવસે સાંજે એ વહેલો પાછો ફર્યો.

'રોજ આમ વહેલો ભાગી આવે છે સુધન્વા?' ચકોરીની નજરમાં પણ પ્રશ્ન આવીને બેસી ગયો.

'આવ, તને કશું બતાવું —'

'શું? ક્યાં જવું છે?'

'ઘરની બહાર –'

'તૈયાર થઉં પછી નીકળીએ –'

'આમ જ બરાબર છે.'

'અરે પણ –'

'મોડું થશે ને વાદળ વિખરાઈ જશે.' લગભગ હાથ તાણીને એ ચકોરીને ઘરની બહાર લઈ આવ્યો. રાશબિહારીનો માર્ગ ઓળંગી એક સાંકડો રસ્તો વટાવી એ સધર્ન એવન્યુ પહોંચ્યાં. ચારે બાજુ મનહર લીલોતરી પર એની નજર પડી, 'ચકોરી જોતો – કેવો ઘેરો લીલો રંગ છે, નહિ?'

'તને થયું છે શું સુધન્વા?' ચકોરીએ વળી પૂછ્યું.

'અને જોયું વાદળાંનું કટક ચઢી આવ્યું છે તે?' એને જવાબ આપવાને બદલે એ ચકોરીને રવીન્દ્ર સરોવરને કિનારે હાથ પકડીને લઈ ગયો બેસ ચકોરી, અહીં ઘાસમાં, સરોવરની અડોઅડ, બેસને...' એકાંત જગ્યા શોધીને એણે પત્નીને બાજુમાં બેસાડી.

ચકોરીની નજર વારંવાર પ્રશ્નાર્થ બની જતી હતી, એનું મુખ પણ આશ્ચર્ય આશ્ચર્ય બની ગયું હતું.

'સુધન્વા–' કોઈ અજાણ્યા માણસને બોલાવતી હોય તેમ ચકોરીએ સંબોધન કર્યું.

'કેમ ચકોરી!—' ચકોરી આ રીતે તો એણે ક્યારે ય ઉચ્ચાર્યું નો'તું!

'ઑફિસમાં કશી ગરબડ થઈ હતી સુધન?' એને નવું જ સંબોધન સૂઝ્યું પણ પ્રશ્નનો વિષય હજી જાણે એ જ હતો.

સુધન્વાએ એનો હાથ પોતાની બે હથેળીમાં તાણી લીધો. 'શું થાય છે તને ?'

'તને કશું થતું નથી ચકોરી?' સુધન્વાએ સામો પ્રશ્ન પૂછ્યો.

'વરસાદ પડશે ને પલળી જઈશું તો?' વાદળનો ગડગડાટ અને ધન સમારોહ એકાકાર થઈ જતા હતા તે તરફ સુધન્વાનું ધ્યાન દોરતાં એણે સચિંત બનીને પૂછ્યું.

સુધન્વાએ વરસાદ પડવા દીધો. ચકોરીનો વિરોધ પણ શમી જતો લાગ્યો.

રવીન્દ્ર સરોવર ઉપર ખળખળ નીર વરસતાં હતાં, પાણી ઉપર પાણી વરસતું હતું; કેવી અજબ મીઠાશ! કેવી સંલગ્નતા!

ઘેર પહોંચ્યાં ત્યારે ભૂખ સખત લાગી હતી.

'શું જમવું છે?' ચકોરીએ કપડાં બદલતાં પૂછ્યું.

'ખીચડી...અને ગરમ-ગરમ કઢી. અને બસ કશું ખાટું ખારું.'

રસોઈ થઈ ત્યાં સુધી સુધન્વાએ બેઠકઘર અને રસોડા વચ્ચે આંટા માર્યા કર્યા. વારંવાર ચકોરીની બાજુમાં જઈને પણ એ ઊભો રહેતો.

તે દિવસે એ ચકોરીની સાથે એક ભાણે જમ્યો. પાપડનો કટકો કરીને એના મુખમાં ન સમાય એ રીતે એણે એક વાર ખોસી પણ દીધો.

'સુધન...ઓ સુધન...આવું વહાલ તો તેં કોઈ દિવસ વરસાવ્યું નહોતું...' શયનખંડની કાચની બારી ઉપર હજી વરસાદ

ત્રાટકતો હતો : 'તું જાણે કોઈ જુદો જ માણસ હોય એમ મને કેમ લાગ્યા કરે છે?' ચકોરીથી પૂછાઈ ગયું.

'કહું? કારણ કહું?'

'કહે ને—'

'આજ સુધી છે ને, ચકોરી, તેં એક પરપુરુષનાં પાસાં સેવ્યાં હતાં...'

એ સારી યે રાત ચકોરી સુધન્વા પાસેથી તસુ જેટલી પણ આઘી ન ખસી—

૯

# સંસાર મારો

તળાવનો શાંત કિનારો, સ્થિર જળરાશિ.

નાળિયેરીનાં વૃક્ષોનું છાયાચિત્ર, પશ્ચીતમાં શુકલપક્ષની આઠમનો અર્ધચન્દ્ર – બે – ત્રણ દિવસના સતત વરસાદ પછી પ્રફુલ્લિત ધરતી અને નિર્મળ આકાશ, ને હવામાં નવી તાજગી પમરતી હતી.

રવીન્દ્ર સરોવરની ધારે એક બેઠક ઉપર સુષમા બેઠી હતી. એનું મન રહી રહીને ઊંડે ઊંડે ડૂબકી મારી આવતું હતું.

થોડા દિવસથી એણે પોતાના મિત્ર સમુદાયમાં હળવા મળવાનું ઓછું કરી નાખ્યું હતું, એમ કરવાનું એને દિલ જ થતું ન હતું. અનુકૂળતા મળ્યે તે એકલી સરોવરને કિનારે ચાલી આવતી, ઘડી બે ઘડી ચુપચાપ બેસી રહેતી, આજુબાજુનાં વાતાવરણમાંથી આશ્વાસન મળી જતું, મન વળી શાંત થતું, અને એ ઘેર પાછી વળતી.

ઘેર પહોંચે ત્યાં સુધીમાં કુણાલ અને વાસવી પાર્કમાં રમીને

પાછાં ફર્યાં હોય, સુભદ્ર પણ ઑફિસેથી આવી, નાહીધોઈ કપડાં બદલી એની રાહ જોતો બેઠો હોય.

એને કોઈ પૂછતું ન હતું કે એ કેમ દિવસોથી આમ એકલી એકલી ફરવા નીકળી પડે છે. બાળકો પણ મા સામે ફરિયાદ ન કરે એટલી સમજ એમનામાં સ્વયંસૂઝથી જાગી ગઈ હતી.

સુષમાનું દુઃખ એ સૌ જાણતાં હતાં.

પરંતુ સુષમાને ખબર હતી કે એ કુટુંબીઓ અને કલકત્તાના સંબંધીવર્ગ કે મિત્રસમુદાયને કલ્પના હતી તેના કરતાં ઘણી ઊંડી યાતના એ અનુભવતી હતી.

અર્ધચન્દ્ર અને નાળિયેરીના છાયાચિત્ર સામે અપલક દૃષ્ટિએ એ જોઈ રહી હતી. એના ગળામાંથી 'મંગલ મંદિર ખોલો, વહેવા માગતું હતું, પણ જાહેર જગ્યાએ એકલાં એકલાં એમ ગાઈ બેસવું ઠીક નહિ એટલું ભાન એનામાં હજી હતું. છતાં મનોમન એ ગીતના શબ્દો રમતા હતા.

'જીવનવન અતિ વેગે વટાવ્યું—' લીટીની સાથે સાથે એના મનમાં પ્રશ્ન જાગ્યો. સિત્તેર વર્ષની વયે માએ જીવનવન વટાવ્યું, છતાં એ કાંઈ વેગે વટાવ્યું કહેવાય? અને તુરત જ એને જવાબ મળ્યો,–હા, મારી મા તો સાવ શિશુ જેવી જ હતી. કુણાલ અને વાસવી સાથે એ કેવી બાળક સમી બની જતી? મારા ઘરમાં ચાર બાળકો છે એમ એ હસતાં–હસતાં કે ક્યારેક કટાક્ષમાં બોલી લેતી, 'કુણાલ અને વાસવી જ નહિ, મા અને પેલા પણ ક્યારેક બાળક જેવો જ વ્યવહાર કરે છે, ત્યારે મારે ચારેને સાચવી લેવાં પડે છે.'

મા દીકરી પાસે બાળકની જેમ લાડ કરતી, અરે એટલી ઉંમરે

પણ ક્યારેક તો બાળકની જેમ રિસાઈ બેસતી, માનું બાળક સમું સહજ નિર્મળ ખળખળતું હાસ્ય ઘરને અહોનિશ ભરી દેતું, અને બાળકની હાજરીથી જેમ ઘર ભર્યું ભર્યું લાગતું તે જ રીતે માનું હલનચલન સારા યે ઘરને જીવંત બનાવતું.

છેક સુધી એ કેવી હરતી ફરતી હતી? ધીરે ધીરે જો કે શરીર ક્ષીણ થતું હતું, પણ એની ખબર કદાચ એને હશે; અને એને સાધારણ જાણ તો હશે. બાકી કોઈને જરા સરખો યે ઈશારો મળ્યો હતો કે મા હવે થોડા દિવસની જ મહેમાન છે?

એટલો સહેજ પણ અંદાજ હોત તો સુષમા એને અમદાવાદ જવા દેત! એ તે કેવી ભૂલ થઇ ગઈ! અઢી ત્રણ વર્ષે વળી એણે એના બાળક જેવા સ્વભાવ મુજબ જિદ્દ લીધી, ' સુષમા, બસ માત્ર બે મહિના મને ત્યાં જઈ આવવા દે, તું જાણે છે ને કે મને પણ હવે કુણાલ અને વાસવી વિના જરા યે ચેન ન પડે...પણ થાય છે કે બે મહિના જઈ આવું...'

પણ સ્ટેશન ઉપર મા શું બોલી ગઈ હતી? ' ફરી પાછી કલકત્તા આવીશ કે કેમ એ બાબતમાં હવે ખાતરી નથી – ' સ્ટેશને વળાવવા આવેલાં માયાબેનને એણે નો'તું કહ્યું? ' આ શરીરનો હવે ભરોસો નથી બેન...બોલ્યું ચાલ્યું માફ કરજો હો.'

એ વળી શું બોલીચાલી હોય? કોઈ પણ ઘરમાં પગ મૂકતું, દિવસે કે રાતે–ગમે ત્યારે, પણ મા તુરત ઊભી થતી, ' શું લેશો, રમણભાઈ? ચા બનાવું કે કૉફી?–બાબાભાઈ તમારે માટે શરબત કે?' અને છોગામાં સૌને એ પોતાના ઉલ્લાસ ભર્યા દિલની સાહેદી આપતું પ્રફુલ્લિત હાસ્ય પીરસતી; એવી વ્યક્તિને વળી શેની ક્ષમાયાચના કરવાની? પણ એ જ તો એના ઉમદા અને નમ્ર સ્વભાવની ખૂબી હતી...

અને ઓચિંતાના એ સમાચાર આવ્યા, 'મા ખૂબ માંદી છે, જલદી આવો.'

દોડાદોડ બધાં અમદાવાદ પહોંચ્યાં. પણ માનું એ કેવું દર્શન? હૉસ્પિટલમાં લગભગ નિશ્ચેષ્ટ શરીરે લોકોને આધારે એ પડી હતી! અંગેઅંગ નિર્જીવ બન્યે જતાં હતાં, વાચા થંભી ગઈ હતી, માત્ર આંખોમાં ક્યારેક ક્યારે પેલું તેજ ચમકી જતું હતું. 'બા બા તને શું થાય છે?' ઘેલીગાંડી બની ગયેલી સુષમાએ મા ઉપર પડતું મૂકવાનું બાકી રાખ્યું હતું. સુભદ્રે એને સાચવી લીધી. બન્ને ખડે પગે એની સેવાશુશ્રૂષામાં લાગી ગયાં.

સૌ સગાંવ્હાલાં પણ માની સુવાસ અનુભવતાં પૂરો સાથ આપી રહ્યાં હતાં.

રોજ રાત પડયે સુષમા સ્પેશિયલ રૂમની ભીંતને ટેકે ઉજ્જડ દૃષ્ટિથી બીમાર માં સામે જોઈ લેતી. બાજી હાથથી ચાલી ગઈ છે એમ હવે સ્પષ્ટ દેખાતું હતું. છતાં પુત્રીના મનમાં એકમાત્ર ભાવના હતી,—મા એક વાર બોલે, જે જીભથી, જે મુખથી છેલ્લાં પચાસ વર્ષ લગભગ સતત રામનામ વહ્યું છે તે વાણી સાવ નિઃશબ્દ તો ન જ બની જાય. એક વાર મને પૂછે, 'સુષમા તું આવી? કેમ છે કુણાલ? ક્યાં છે વાસવી? સુષમા, બેન મારી ચિંતા ન કરીશ; પ્રભુના દરબારનું તેડું આવ્યું છે, હું તો ચાહીને એ તરફ જઉં છું...'

પણ સુભદ્રને એ જોતી ત્યારે નવાઈ લાગતી. પોતાની પણ મા જાણે જેને ગણી છે તેની આવી કપરી માંદગીમાં કશી પણ સૂગ કે મોટાઈ સિવાય એ કરવા જેવું બધું જ કરતો, દવા, મોસંબી, અરક, બિછાનું સાફ કરવું, ચાદર બદલવી, પોતાં મૂકવાં – એ બધું જ કરતો, મુખ ઉપર કશી યે લાગણીઓનો ખળભળાટ બતાવ્યા સિવાય ...અને સુષમા તું તો બસ દિવસ ને રાત આંસુ જ સાર્યાં કરતી

હતી ! એ નો'તો કહેતો – આંસુ સારવાનો આ વખત નથી. આપણાથી બનતું કરી છૂટવાનું છે ?

પણ સુષમા, – તું શું કરી છૂટી ? માનું એ મૂંગું તલ તલ મૃત્યુ મારાથી જોવાતું ન હતું, અરે, એ મૃદુ શરીરમાં ડૉક્ટર કે નર્સ ઈન્જેક્શન આપે તો માની એટલી વેદના પણ મારાથી જોવાતી ન હતી.

સુષમા, આજે તો હવે સાચો એકરાર કર.

પવનની લ્હેરખી આવીને નાળિયેરીના શાંત છાયાચિત્રને હલાવી ગઈ, સરોવરમાં વિચિમાળા જાગી, અર્ધચન્દ્રનું પ્રતિબિંબ ક્ષતવિક્ષત થઈ સારા યે તળાવના કલેવર ઉપર વેરાઈ ગયું : સારીયે સૃષ્ટિ સુષમાની સામે હસતી હતી. 'સાચેસાચ સુષમા, તારાથી બનતું તેં બધું જ કર્યું હતું ?'

'નહિ ત્યારે ? નહિ ત્યારે ?' એમ ઉપરાઉપરી હઠીલો જવાબ મનમાંથી પ્રગટતો હતો.

તો પછી રાત પછી રાત એમ ભીંતને ટેકે બેસી રહીને પળ પળ મૃત્યુ તરફ ધસી જતી માને જોઈને માત્ર આંસુ સાર્યાં તે કરતાં સેવાનો સીધો સંતોષ મળે એવું તેં કેમ કશું ન આચર્યું ?

કરવા જેવાં નાનાં મોટાં કામ તેં બીજાઓને કરવા દીધાં, બધાંની તારા તરફ સહાનુભૂતિ હતી, કશું પણ તને કરવા દેતાં ન હતાં, એ પરિસ્થિતિ તેં સ્વીકારી લીધી. શા માટે ? એક વાર પણ તેં એની ભીની ચાદર બદલી ? એક વાર પણ તેં...? એ માટે તો રાત દિવસની નર્સ હતી...એ તો હતી સ્તો, કલકત્તા બેઠાં માત્ર મનીઓર્ડરથી નાણાં મોકલ્યાં હોત તો પણ એ કામ તો પાર પડત

...તું પોતે શું ખપમાં આવી? તારી સૂગને તેં ઢાંકી રાખી, તારું હૈયું કુમળું છે, તારાથી કશું જોવાતું નથી એમ ફરી ફરીને કશા અસહ્ય વાતાવરણમાંથી છૂટીને તું હૉસ્પિટલની પડાળીમાં આંટા મારતી હતી, કે પછી પડાળીને અઢેલીને મિનિટો સુધી ઊભી રહેતી હતી.

અને...અને સુષમા સાચું કહેજે હોં. એ માંદગી લાંબી ચાલી, બે–ચાર દિવસ નહિ બે–ચાર અઠવાડિયાં પણ નહિ, પૂરા ચાર મહિના, તું તું...સાચે જ તંગ આવી ગઈ ન હતી? તારું વ્યવસ્થિત સગવડભર્યું ઘર, તારા રોજબરોજના આરામપ્રદ જીવનવ્યવહારની રીતરસમ, તારો સુખમય સંસાર–એ બધાંમાં પાછાં ફરવાની તાલાવેલી તને થતી ન હતી? માની માંદગીનો તે કારણે ઝડપથી અંત આવે તેમ તું ઇચ્છતી ન હતી?

અરે, પણ એ તો આવી પરવશ, વેદના ભરી પરિસ્થિતિમાંથી એને મુક્તિ મળે તે માટે. બધાં જ એવું કહેવા માંડયાં કે હવે તો બા બિચારાં આમાંથી છૂટે તો સારું, અને...

જોયું ને? તારાથી બધાંની જેમ એટલું સરળ રીતે બોલાતું નથી, ‘આ કરતાં તો બા છૂટે તો સારું.’ બોલાય છે? બા તો હવે નથી. એ તો છૂટી ગયાં, છતાં તારાથી એ પરિસ્થિતિનો સ્વીકાર થાય છે? કલકત્તા પાછાં ફરતાં, સુભદ્રે શું કહ્યું હતું, યાદ છે? ‘મૃત્યુ તો સૌને માટે નિર્માયું છે, વય થાય ને એનું તેડું આવે તો જવું જ પડે, પણ આપણને એટલો તો સંતોષ થવો જોઈએ કે એમને બચાવી લેવા આપણાથી બનતું બધું જ કર્યું છે.’

બનતું બધું જ કર્યું’તું તેં સુષમા?

માની વાચા બંધ થઈ ગઈ હતી ત્યારે તારા મનમાં એક પ્રતિજ્ઞા

સમી ગાંઠ બંધાઈ ગઈ હતી, બા ફરીથી ન બોલે ત્યાં સુધી...અને એ પ્રતિજ્ઞા તારાથી પાળી શકાઈ?

એનું કારણ? એનું કારણ તું જાણે છે સુષમા, અને તે કારણે જ તારી આટલી બધી તીવ્ર વેદના, નહિ? પ્રતિજ્ઞા લીધી ત્યારે તારા પ્રયત્નમાં, તારી શ્રદ્ધામાં, તારી ભક્તિમાં તને વિશ્વાસ હતો, પણ પછી માંદગી લંબાતી ચાલી, અને એ બધું ડગમગી ગયું. ઊલટાની પેલી મુક્તિ માટેની ચર્ચામાં તેં પણ સાથ આપ્યો. શું? હા, હા, ડૉક્ટરે તો પહેલીથી જ કહ્યું હતું, આવી પીડિત પરવશ અવસ્થા કરતાં મુક્તિ થાય તે ખોટું નથી એમ પણ એમણે અભિપ્રાય આપેલો, અને છતાં યે આજે તું એમ કબૂલી નથી શકતી કે એ અભિપ્રાયને વશ થઈને જ તેં તારાં પેલાં પ્રતિજ્ઞા–ભક્તિ–શ્રદ્ધાને આટોપી લીધાં હતાં.

તને હવે પ્રતીતિ પણ થાય છે કે મા રિસાઈ જ ગઈ હતી, પહેલાં પણ કુણાલ અને વાસવીની જેમ રિસાઈ જતી તેમ; અને એટલે જ ફરીથી તારી સાથે એ ન બોલી, તારા મનને પેલી મુક્તિ માટેની ઝંખનાનો અણસારો એને પહોંચ્યો હશે. એને એ પણ સમજાયું હશે કે મારી સુષમાના સુખી સંસારમાં હવે માની જરૂર નથી,...જરૂર હતી? સાચું કહેને? હં, તો પછી?

કેવી મસ્ત તંદુરસ્તી હતી માની? એ ઉંમરે પણ માન મૂકાવે એવું વ્યક્તિત્વ; એમના રૂપનું તો તું ગૌરવ કરતી, અને તપઃપૂત એ કાયા કેવી તેજસ્વી અને કાર્યરત! એ શરીરસમૃદ્ધિ એટલા ઉપવાસો અને માંદગીને અંતે મૂઠીમાં સમાય એવી સંકોચાઈ ગઈ. અને છેલ્લી ક્ષણો આવી પહોંચી. એ પળો પણ તારાથી ન જોવાઈ? માનું મૃત્યુ મારાથી નહિ દેખી શકાય એમ કહીને તું બાજુના ઓરડામાં ચાલી ગઈ. છેલ્લો ઝબકારો બાકી જોવા જેવો હોત હોં

...તું પોતે શું ખપમાં આવી? તારી સૂગને તેં ઢાંકી રાખી, તારું હૈયું કુમળું છે, તારાથી કશું જોવાતું નથી એમ કરી કરીને કશા અસહ્ય વાતાવરણમાંથી છૂટીને તું હૉસ્પિટલની પડાળીમાં આંટા મારતી હતી, કે પછી પડાળીને અઢેલીને મિનિટો સુધી ઊભી રહેતી હતી.

અને...અને સુષમા સાચું કહેજે હો. એ માંદગી લાંબી ચાલી, બે–ચાર દિવસ નહિ બે–ચાર અઠવાડિયાં પણ નહિ, પૂરા ચાર મહિના, તું તું...સાચે જ તંગ આવી ગઈ ન હતી? તારું વ્યવસ્થિત સગવડભર્યું ઘર, તારા રોજબરોજના આરામપ્રદ જીવનવ્યવહારની રીતરસમ, તારો સુખમય સંસાર–એ બધાંમાં પાછાં ફરવાની તાલાવેલી તને થતી ન હતી? માની માંદગીનો તે કારણે ઝડપથી અંત આવે તેમ તું ઇચ્છતી ન હતી?

અરે, પણ એ તો આવી પરવશ, વેદના ભરી પરિસ્થિતિમાંથી એને મુક્તિ મળે તે માટે. બધાં જ એવું કહેવા માંડયાં કે હવે તો આ બિચારાં આમાંથી છૂટે તો સારું, અને...

જોયું ને? તારાથી બધાંની જેમ એટલું સરળ રીતે બોલાતું નથી, 'આ કરતાં તો બા છૂટે તો સારું.' બોલાય છે? બા તો હવે નથી. એ તો છૂટી ગયાં, છતાં તારાથી એ પરિસ્થિતિનો સ્વીકાર થાય છે? કલકત્તા પાછાં ફરતાં, સુભદ્રે શું કહ્યું હતું, યાદ છે? 'મૃત્યુ તો સૌને માટે નિર્માયું છે, વય થાય ને એનું તેડું આવે તો જવું જ પડે, પણ આપણને એટલો તો સંતોષ થવો જોઈએ કે એમને બચાવી લેવા આપણાથી બનતું બધું જ કર્યું છે.'

બનતું બધું જ કર્યું'તું તેં સુષમા?

માની વાચા બંધ થઈ ગઈ હતી ત્યારે તારા મનમાં એક પ્રતિજ્ઞા

સમી ગાંઠ બંધાઈ ગઈ હતી, બા ફરીથી ન બોલે ત્યાં સુધી...અને એ પ્રતિજ્ઞા તારાથી પાળી શકાઈ?

એનું કારણ? એનું કારણ તું જાણે છે સુષમા, અને તે કારણે જ તારી આટલી બધી તીવ્ર વેદના, નહિ? પ્રતિજ્ઞા લીધી ત્યારે તારા પ્રયત્નમાં, તારી શ્રદ્ધામાં, તારી ભક્તિમાં તને વિશ્વાસ હતો, પણ પછી માંદગી લંબાતી ચાલી, અને એ બધું ડગમગી ગયું. ઊલટાની પેલી મુક્તિ માટેની ચર્ચામાં તેં પણ સાથ આપ્યો. શું? હા, હા, ડૉક્ટરે તો પહેલીથી જ કહ્યું હતું, આવી પીડિત પરવશ અવસ્થા કરતાં મુક્તિ થાય તે ખોટું નથી એમ પણ એમણે અભિપ્રાય આપેલો, અને છતાં યે આજે તું એમ કબૂલી નથી શકતી કે એ અભિપ્રાયને વશ થઈને જ તેં તારાં પેલાં પ્રતિજ્ઞા–ભક્તિ–શ્રદ્ધાને આરોપી લીધાં હતાં.

તને હવે પ્રતીતિ પણ થાય છે કે મા રિસાઈ જ ગઈ હતી, પહેલાં પણ કુણાલ અને વાસવીની જેમ રિસાઈ જતી તેમ; અને એટલે જ ફરીથી તારી સાથે એ ન બોલી, તારા મનને પેલી મુક્તિ માટેની ઝંખનાનો અણસારો એને પહોંચ્યો હશે. એને એ પણ સમજાયું હશે કે મારી સુષમાના સુખી સંસારમાં હવે માની જરૂર નથી,...જરૂર હતી? સાચું કહેને? હં, તો પછી?

કેવી મસ્ત તંદુરસ્તી હતી માની? એ ઉંમરે પણ માન મૂકાવે એવું વ્યક્તિત્વ; એમના રૂપનું તો તું ગૌરવ કરતી, અને તપઃપૂત એ કાયા કેવી તેજસ્વી અને કાર્યરત! એ શરીરસમૃદ્ધિ એટલા ઉપવાસો અને માંદગીને અંતે મૂઠીમાં સમાય એવી સંકોચાઈ ગઈ. અને છેલ્લી ક્ષણો આવી પહોંચી. એ પળો પણ તારાથી ન જોવાઈ? માનું મૃત્યુ મારાથી નહિ દેખી શકાય એમ કહીને તું બાજુના ઓરડામાં ચાલી ગઈ. છેલ્લો ઝબકારો બાકી જોવા જેવો હોત હોં.

સુષમા, કદાચ એ છેલ્લી દૃષ્ટિમાં તારી મા એની લાડકી દીકરીને જોવા માટે નહિ તલસી હોય એની શી ખાતરી?

પણ તું ત્યાં ન હતી. એ વિદાયની તને ખબર હતી, તે વેળા પેલી મુક્તિ તને થનગન થનગન પાસે આવતી લાગી. હૈયામાં તે કારણે જ કશી ચિરાડ ન પડી. અવશ્યંભાવિ કહીને તેં પણ મનને મનાવ્યું.

સંસ્કારવિધિ સમાપન થઈ. તું કલકત્તા પાછી ફરી. સ્નેહી–સંબંધીઓએ આશ્વાસન આપ્યું. 'આહા, સુષમાબેન શું શરીર લેવાઈ ગયું છે! અને જુઓ તો મોં કેવું થઈ ગયું છે! આંખોની આજુબાજુ તો કાળાં ચકરડાં પડી ગયાં છે......'

વાત સાવ સાચી હતી. પણ એ બધું સાચેસાચ માના વિરહને કારણે? એમ જ થયું હોત તો કેટલી શાંતિ વળત મને?

જોરજોરથી પવન ફૂંકાવા માંડયો. પશ્ચિમ ક્ષિતિજ ઉપર વાદળ ઊમટયાં, વીજળીનો ચમકાર અને ઘનવાદળનો ગડગડાટ શરૂ થયો.

સુષમાને રવીન્દ્રસરોવરની ધારેથી ઊઠવું ન હતું. ભલેને અનરાધાર વૃષ્ટિ શરૂ થાય, અને એ ત્યાં જેમ ને તેમ બેસી રહે; એના નીરવ અશ્રુમાં કુદરત સાથ આપે, અને તેના હૈયાને બાળતી પેલી તીખી દાહ થોડીઘણી પણ જો શમે તો!

એને ઘર સાંભર્યું. ધીરે ધીરે એ બેઠક ઉપરથી ઊભી થઈ. રાહ જોતાં બાળકો યાદ આવ્યાં, સુભદ્ર પણ ચિંતા કરતો હશે. એની ચાલ ઝડપી બની.

ઘેર પહોંચી ત્યારે સાચેસાચ બધાં ચિંતાતુર હતાં. સુભદ્ર તો એને શોધવા માટે બહાર નીકળવાની તૈયારીમાં જ હતો. માને જોઈને

બાળકોનાં મુખ ઉપર સ્મિત અંકાયું પણ વળી પાછું ઝડપથી એમણે એ સંકોરી લીધું, રખેને મા......

અને સુભદ્રે પણ એને કુમાશથી સહારે આપ્યો, 'સુષમા, બસ હવે, આમ ખોવાયાં ખોવાયાં નહિ થઈ જવાનું...કાલથી આમ એકલાં ફરવા નથી જવાનું...તારા અભાવમાં અમે પણ સાથ આપવા માંગીએ છીએ, એ તું શું નથી જાણતી? બા તારાં એકલીનાં થોડાં જ હતાં?'

પતિની છાતીમાં માથું સોંપીને સુષમાને રડી લેવું હતું, અને જાહેર કરવું હતું, 'એ મા સૌની હતી, માત્ર...માત્ર હું એની એકની એક દીકરી આજ એવું છાતી ઠોકીને કહી શકતી નથી, કે એ મા મારી પણ હતી; મારાથી તો એ રિસાઈ જ ગયેલી, છેક સુધી. એને કેમ કરીને મનાવી શકું?'

તે રાતે સુભદ્રની છાતીમાં એણે માથું ખૂંપાવી દીધું, એનાં આલિંગનમાં મોકળે મને શરીર પણ સોંપ્યું, અને મનમાં કશી ય અણગમતી સ્મૃતિ જાગી ન જાય એવો પ્રાણપણે પ્રયત્ન કર્યો.

રવીન્દ્રસરોવરનાં જળ ઉપર અનરાધાર વૃષ્ટિ હજી વરસતી હતી. સુષમાને ખાતરી થઈ કે એનો સંસાર અકબંધ હતો.

એના પલંગની સામે તાજી જ મઢાવેલી, સોનેરી ફ્રેમમાં માની હાસ્ય વેરતી મોટી છબિ લટકતી હતી. ઑફિસેથી પાછાં ફરતાં સુભદ્ર રજનીગંધાની માળા લઈ આવ્યો હતો.

ખુલ્લી રહી ગયેલી શયનખંડની બારીમાંથી ઘૂસી જઈને અવળચંડો પવન એ માળાને ઝુલાવ્યે જતો હતો.

૧૦

# મૌસમી

'કિરણદા, આ તમારી ટિકિટ; મિસ્ટર તાલુકદારે ખાસ આગ્રહ કર્યો છે તમારે આવવાનું જ છે. હું મારી માને ત્યાંથી આવી પહોંચીશ. એ ટ્યુશન ઉપરથી સીધા આવશે ને તમે પણ વેળા છતાં પહોંચી જજો.' મૌસમીએ સારીયે યોજના કહી સંભળાવી.

મૌસમી તાલુકદાર! ક્ષિતીન્દ્ર તાલુકદાર એમ.એ., પીએચ.ડી., મારાં પડોશી દંપતી. એમને માટેની મારી સૌ પહેલી છાપ શાકુન્તલની પેલી ઉક્તિ જેવી હતી, સમાનયન્ તુલ્યગુણં વધૂવરં ચિરસ્ય વાચ્યં ન ગતઃ પ્રજાપતિઃ, અને મેં ક્ષિતીન્દ્રને એવું કહેલું પણ ખરું–હા થોડા વધુ એકબીજાની નજીક આવ્યા પછીસ્તો.

બન્ને શિક્ષણના વ્યવસાયમાં પડેલાં છતાં ક્ષિતીન્દ્ર પોતાને ફ્રીલેન્સર ગણાવતો. એ એક કૉલેજમાં એ પાર્ટ–ટાઇમ લેક્ચરર તરીકે ગોઠવાયો હોય છતાં ત્રણ ટ્યુશન પણ કરી લેતો અને ટેક્સ્ટ–બૂક્સ

નક્કી થયા પછી વિદ્યાર્થીઓ માટે 'નોટ્સ' પણ ઘસડી નાખીને પ્રકાશકો સાથે ભાગીદારીમાં પુસ્તક–પ્રકાશનમાંથી પણ વરસે દહાડે ચાર પાંચ હજાર કમાઈ લેતો.

પણ મૌસમી એવી ધમાલથી લગભગ વાજ આવી ગઈ હતી; એ સવારની એક ગર્લ્સ કૉલેજમાં લેકચરર હતી, દસ સાડા દસે તો એ ઘેર પાછી ફરતી પણ પતિપત્ની સવારનાં છૂટાં પડતાં તે છેક રાત્રે નવ દસ વાગે એક બીજાનું મુખ જોવા પામતાં. વાજ આવવાનું આ જ એક કારણ ન હતું. આમ નોટ્સની જવાબદારી સ્વીકારી ત્યારે બન્નેને લાગેલું કે એ જ વ્યવસ્થાને કારણે કશો ઉચાટ કરવાનું કારણ નથી. મૌસમીનો સ્પષ્ટ ખ્યાલ હતો કે સાંજે પાંચ વાગે તો ક્ષિતીન્દ્ર કોઈ રીતે ય ઘેર પાછો ફરશે જ. અને મૌસમી જેવી પત્ની ઘેર રાહ જોતી બેઠી હોય તો પતિદેવને દોડયા ઘેર પાછા ફરવાનું મન થાય એવું તો હું પણ સ્વીકારતો હતો.

મૌસમી જેવી પત્ની! મારા જેવા એકલદોકલ યુવાન માટે જ નહિ બીજા સ્વસ્થ કે ચંચલ લગભગ કંઈક પુરુષોનો એવી યુવતી માટે મેં જણાવ્યો તેવો જ અંદાજ હોય. એ વિદુષી ન હતી, પણ એની વાત કરવાની છટામાં અક્કલ છે એમ તુરત કળાતું. ખૂબ રૂપાળી તો એ નો'તી જ, ફૅશનો બદલાય છે તેમ રૂપની વ્યાખ્યા પણ બદલાય છે, એ રીતે એનું મૂલ્ય ન આંકી શકાય અને છતાં ય સામે આવીને એ ઊભી રહે ત્યારે પુરુષ મનમાં કશો ઉછાળો એ પ્રગટાવી જ દે: મારા જેવાને તો કયારેક એવું એવું અસ્પષ્ટ છતાં સોહામણું રૂપ નજરે પડતાં ગળે ડૂમો ભરાઈ આવે. પેલા દલપતરામ કવિની ભાષામાં કહું તો એ નાજુકડી નાર હતી. છતાં દુર્બળ ન હતી, માંડ પાંચ ફીટ ઉપર અડધો એક ઈંચ એની ઊંચાઈ હશે ને વજન માંડ સો રતલ, અને છતાં યે એટલી સરખી એની કાયયષ્ટિમાં બધું જ માપસર–ઘાટસરનું લાગતું હતું. માત્ર અંગ-

પ્રત્યાંગની જ વાત ન હતી, એનું હાસ્ય, એની તેજ નીતરતી નજર, એની સરળ ચાલ, એ બધું એને નિરૂપમ બનાવતું.

દલપતરામ શાથી યાદ આવ્યા ? કહું ? મેં પેલી નાગરવાડાની નાજુકડી, ઉડાડતી કાગ, અને ગણન્તી દા'ડાવાળી પિયુ પરદેશને વાટડી જોતી નારી એનામાં નિહાળી. એના વરંડામાં એ ઊભી જ હોય, રસ્તા ઉપર મીટ માંડીને. હાથમાં પુસ્તક હોય, ઘરકામની કશી સામગ્રી હોય, વાંચતાં વાંચતાં કે કામની વચમાં વચમાં એ સરિયામ રસ્તા ઉપર જોયા કરતી. ચાર રસ્તા પાસે જવા બસ-સ્ટેન્ડ હતું ત્યાં સુધી એની બાલ્કનીમાંથી નજર પડતી. બસ થોભવાનો અવાજ આવે ને એ કબૂતરીની પાંખ ફફડતી જાણે. ઊતરનારા પેસેન્જરો ઊતરી જાય, વળી બસ ચાલવા માંડે ને એની નિરાશ દૃષ્ટિ એ પાછી વાળી લે, —લગભગ કાટખૂણે આવેલા મારા ફ્લૅટમાંથી આ દૃશ્ય મને મ્હોડે થઈ ગયું હતું.

ને કબૂલ કરું છું મનગમતી કોઈ કવિતાની લીટીઓની જેમ એ દૃશ્યની વિગતો હું મનોમન મમળાવતો રહેતો.

બનાવ તો નાનો સરખો જ ગણાય, પણ બે પાડોશીઓ વચ્ચેનો સંબંધ એ રીતે બંધાયો ને પછી ઉત્તરોત્તર ગાઢ બન્યો. ઑફિસેથી હું સાડા ચારે છૂટતો, પાંચ સવાપાંચે તો હું ઘરભેગો. નવોસવો કલકત્તામાં આવ્યો હતો, દક્ષિણ કલકત્તામાં લગભગ શાંત ગણાય એવા લત્તામાં હું બે રૂમના ફ્લૅટમાં રહેતો હતો. ભાષાની મુસ્કેલી ઉપરાંત સ્વભાવ પણ કંઈક ભીરુ હોઈને હું ભાગ્યે જ કોઈની સાથે હળતો-મળતો—ઘેર પાછો ફરું ને મારું વાંચવા-લખવાનું લઈને બેસતો, વહેલા ઊંઘવાની ને ઘણા વહેલા ઊઠવાની ટેવ, આજુબાજુની જીવંત દુનિયા કરતાં પુસ્તકોની દુનિયા સાથે જ મારો ઘેરો નાતો બંધાએ જતો હતો.

એવી એક સાંજે દક્ષિણનો વાયરો માણતો ' પ્રેયર બીફોર બર્થ ' કાવ્ય વાંચતો બેઠો હતો.

I am not yet born, console me,
I fear that the human race
may with tall walls
wall me.

' તેજીલાં ઔષધોથી મને ઘેનમાં નાખશે,

રૂપાળા જુઠ્ઠાણાથી મને આકર્ષશે. થાય છે કે આ જગતમાં ન જન્મ્યો હોત તો ખાસ કશું ગુમાવ્યું ન હોત. ન જન્મેલા પેલા શિશુની વાતો કેટલી સાચી હતી ! કશી આછી બળતરા જાણે પીછો મૂકતી ન હતી. પુસ્તક મેં બંધ કર્યું, આંખો પણ મીંચી દીધી. ત્યાં એકાએક બૂમ સંભળાઈ, ચોર ચોર ! ને હું ઝબકીને ઊભો થઈ ગયો. બાજુના મકાનના વરંડાની રેલિંગ ઉપર લટકતી લાલપાડ સાડી નીચેથી કોઈ ફાલતુ માણસે ખેંચી લીધી હતી ને બીજું એક વસ્ત્ર એ ખેંચવા જતો હતો ત્યા મૌસમીની નજર પડી હશે, ને એણે બૂમ મારી હશે. હું ઝડપથી નીચે ઊતર્યો ને નાસી જતા ચોરની પાછળ પડ્યો. રસ્તામાં કપડાં ફેંકીને એ ભાગી ગયો. વસ્ત્રો મેં ઉપાડી લીધાં.

મૌસમી સાથેની એ સૌ પહેલી મુલાકાત હજી પણ હું ભૂલ્યો નથી. " આટલી અમથી વાત માટે થઈને મેં બૂમાબૂમ કરી મૂકી, નહીં ? કોણ જાણે હું ચોરને જોઈને ભડકી ગઈ ને બૂમ પડી ગઈ. મેં કોઈ દિવસ ચોર જોયો નો'તો, એટલે કે નજરોનજર મારી જ કોઈ વસ્તુ ચોરી જતો ચોર આજે પહેલી વાર જોયો ને એકાએક હૈયું ધબકવા માંડ્યું..."

મારી સાથે તે સાંજે એણે કેટલી બધી વાતો કરી લીધી.

"તમારું નામ કિરણ ત્રિવેદી, નહિ? એક વાર પોસ્ટમેન ભૂલથી તમારી ટપાલ અમારે ત્યાં નાખી ગયો હતો, મેં તપાસ કરી ને ચાકરે કહ્યું કે, પાડોશમાં નવા ભાડૂત આવ્યા છે ને તે કિરણ ત્રિવેદી...મારું નામ મૌસમી તાલુકદાર..." એમ એણે ઓળખાણ જાતે જ આપી દીધી. હું એકલો છું અને કોઈ બ્રિટીશ કંપનીમાં નોકરી કરું છું, માત્ર વાંચનનો અને તળાવ ઉપર લટાર મારવાનો શોખ છે, એવી બધી મારી બાબતો પણ એ જાણતી હતી તે મને બધું હસતાં હસતાં કહી દીધું.

'સારું થયું ચોર આવ્યો, એ બહાને, તમારા જેવા પડોશી સાથે પરિચય થયો,' એમ એણે સમાપન કરવા માંડ્યું. ત્યાં મારાથી પણ હસીને બોલાઈ જવાયું, 'હા સારું થયું ચોર આવ્યો, પાડોશમાં આવું વિદ્વાન દંપતી રહે છે. એમની સાથે ઓળખાણ-પીછાણ આ રીતે થઈ, સહેજ Poetic રીતે, એ મને પણ ગમ્યું.' ગીતાના અર્જુનની જેમ આ ચોર તો બિચારો નિમિત્તમાત્ર હતો એમ દિવસો જતાં મને સમજાયું.

થોડા દિવસમાં તો ક્ષિતીન્દ્ર મારે ત્યાં આવતા થઈ ગયા, એટલે કે જ્યારે પણ એ ઘેર હોય ત્યારે બેપાંચ મિનિટથી માંડીને દોઢબે કલાક સુધી – જેવી એમની ફુરસદ...એ મારે ત્યાં આવીને બેસે; આવા વિદ્વાન માણસ પણ એમને સામાની સગવડ–અગવડનો ખ્યાલ ન રહે. વાત કરવા બેસે ત્યારે એમના સિવાયનો સારોયે સંસાર જાણે અસ્તિત્વમાં જ નથી એવી બેફિકરાઈથી વાતોમાં ડૂબ્યે જાય. મૌસમી બોલાવવા માટે આવે ત્યારે પણ દરેક વખતે એ તુરત ઊભા થાય જ એવું ભાગ્યે જ બને. કંઈક વાર મૌસમી પણ અમારી ચર્ચાસભા (!)માં બેસી જતી અને એને પણ સમયનું ભાન ન રહે ત્યારે હું બોલી બેસતો, "સારું છે, એક જ ઘર બગડ્યું છે, બન્ને સાચા અર્થમાં ભૂલકણા પ્રોફેસરો છે?!"

પણ મને દિવસો વીતતાં સમજાવા લાગ્યું કે બન્નેના ઘડતરમાં તાત્ત્વિક ભેદ હતો. ક્ષિતીન્દ્રના સંસ્કારમાં કશી આત્મવડાઈ, બેજવાબદારી અને અજાગ્રત સ્વાર્થવૃત્તિ ભારોભાર હતી. જાણે પ્રોફેસર તાલુકદારથી વધીને એના વિષયમાં કલકત્તામાં કોઈ પ્રોફેસર નથી, એમ.એ.માં એ કેટલા ગુણે સૌથી મોખરે હતો, એ વાત લગભગ દર ત્રીજે દિવસે સાંભળવા મળતી.

"તમે કઈ બ્રાન્ડ પીઓ છો, કિરણબાબુ? એમ પૂછીને મારી સિગરેટ એ માગી લેતો, ને ઊઠતી વખતે લગભગ ભૂલથી બાકીનું પેકેટ ભૂલે પોતાનું જ હોય તેમ મારી દીવાસળીની પેટી સાથે એ ખિસ્સામાં મૂકી દેતો. મને જો કે રમૂજ થતી પણ એવાં નાનાં કામોની પંક્તિનાં મોટાં કામો આ માણસ અમલમાં નહિ જ મૂકતો હોય એવું હું મારી જાતને મનાવી ન શક્યો.

મૌસમીનું દિલ પારદર્શક હતું. પ્રોફેસરની આવી રીતરસમો એ જાણતી ને દુઃખી થતી. એ પુરુષને પાર વિનાનું એ ચાહતી પણ જે કારણે એની આવી બધી અવળચંડાઈ એને બરદાસ્ત કરવાનું એને માટે અઘરું બની રહ્યું છે, તે મને સમજાવા માંડ્યું.

પછી તો એવું બનતું કે મૌસમી પણ અવારનવાર મારે ત્યાં આવીને બેસતી. ને હું પણ વિના સંકોચે ઇચ્છા થાય તો એમને ત્યાં જઈને બેસતો. રાજકારણ અમારી વચ્ચેનો પ્રિય વિષય હતો. સત્યાગ્રહ આંદોલનથી માંડીને દેશના ભાગલા થયા પછી આવેલી સ્વતંત્રતાનો હું જાણે પગલે-પગલે સાક્ષી છું એવી છાપ મેં ઊભી કરી હતી. એ વાતોમાં એને રસ પડતો. ઘણા મુદ્દાઓમાં અમારી વચ્ચે તીવ્ર મતભેદ પડતો. કોઈ વાર તો એ ગુસ્સાપૂર્વક પોતાનો મત સ્થાપવા પ્રયત્ન કરતી, ક્ષિતીન્દ્ર તે વેળા હાજર હોય તો એ પણ મારો પક્ષ લઈને પત્નીને વધુ ઉશ્કેરતો ને પછી બોલી બેસતો;

'કિરણદા, ગુસ્સામાં હોય ત્યારે મૌસમી રૂપેરંગે ખીલે છે, નહિ? જુઓ તો એનો ઘઉંવર્ણો રંગ ગાલ ઉપર લોહી ધસી આવતાં કેવો આમંત્રણ આપે છે? તમારી હાજરી ન હોય તો...'

ને હું ઊભો થવા જાઉં તો હાથ પકડીને મને એ બેસાડી દે, કહે કે, 'તમે પણ આ રૂપ જોઈને એની મોહિની માણો યાર, કુંવારા એકલદોકલ પુરુષ છો!-નહીંતર મૌસમીને અપમાન લાગશે, એનું આવું ખીલેલું રૂપ છતાં તમે તે જોવાનું પડતું મૂકીને ચાલી નીકળ્યા...!"

મૌસમી વધુ છંછેડાતી.

'આ ઉપર ઉપરનું હોં, કિરણદા, તમે જશો પછી કહેશે, તમારા જેવા અરસિક પુરુષ કરતાં પડોશી કિરણ ત્રિવેદી મારા ભાગ્યમાં લખાયો હોત તો...' અને ક્ષિતીન્દ્ર મોટે મોટેથી હસી પડતા. મૌસમી બીજા ઓરડામાં ઝડપથી ચાલી જતી ને હું પણ ઊઠીને ઘેર પાછો ફરતો.

આવી વાતોનું પુનરાવર્તન થાય તે ધીરે ધીરે મનને ગમવા માંડ્યું છે, એનું ભાન મને ઘણું મોડું થયું. મારી દૃષ્ટિ એવી બદલાઈ ગઈ. મૌસમીની નજરમાં મેં કશું શોધવાનું શરૂ કર્યું. એ ક્યાંક કશાયે કારણ સિવાય થોડું પણ હસી લે, કોઈ પુસ્તકની તપાસ કરવા ઘેર આવી પહોંચે, છાપામાં કશા સમાચાર વાંચીને એની ચર્ચા કરવાને બહાને રવિવારની સવારે મારે ત્યાં જ ચા-પાણી પતાવે, એકલા પુરુષની દયા ખાઈને નવી કોઈ વાનગી બનાવી હોય તો આપી જાય...એવા એવા બનાવોમાંથી મને મારી પેલી બદલાયેલી દૃષ્ટિને તૃપ્તિ થાય એવા પુરાવા મળવા માંડ્યા.

'તમને હિસ્સા આજે મેં ખવરાવી દીધી, ભોળાભાઈ ખબર

પણ ન પડી ને?' કોઈ ખાસ ધાર્મિક વૃત્તિને કારણે નહિ પણ સંસ્કારોને લઈને, ટેવને લઈને પણ હું માંસાહાર નથી કરતો એ વાત એ બન્ને જાણતાં હતાં. એ અંગે પણ અમારે ઘણી વાર ગરમાગરમ ચર્ચા જામતી. ખાસ કોઈ સ્વાદિષ્ટ વાનગી ઝાપટતાં ઝાપટતાં ક્ષિતીન્દ્ર પત્નીને ચીઢવવા માટે મારો પક્ષ લે ને જાહેર પણ કરે કે 'The future is with vegetarians, અને મૌસમી ચેલેન્જ ફેંકતાં કહેતી 'ત્રિવેદીને હું માછલી ખાતા ન કરું તો મારું નામ મૌસમી નહિ.' ને અમે ત્રણે હસી પડતાં. પણ એક દિવસ ભજિયાં જેવું કાંઈ બનાવી લાવી મને ચખાડ્યું, મને ભાવ્યું તે કરતાં યે મૌસમીએ આ વાનગી બનાવી હતી ને એને સારું લાગશે એમ સમજીને મેં વખાણ કરતાં કરતાં આરોગી લીધી પછી એ હસીને બોલી, "તમને મેં હિલ્શા..."

હું એકાએક ઊભો થઈ ગયો ને મારાથી બોલાઈ જવાયું, "આવો દગો! મૌસમી, તમે આવી છેતરપીંડી કરીને મને ખવરાવશો એવી તો કલ્પના જ ન હતી.' મારો હાથ એણે તે દિવસે પકડી લીધો, એની આંખોમાં તોફાન હતું, હોઠ ઉપર મશ્કરીભર્યું સ્મિત હતું. ને બીજે હાથે મારો ખભો જોરપૂર્વક દબાવીને મને બેસાડતાં ખાતરી આપી, "નથી વટલાવી દીધા, હવે. આ તો મેં તમારો પ્રત્યાઘાત નિહાળ્યો, મને મઝા પડી...પારખું કરી લીધું કે તમે બનાવટી ગુસ્સો કર્યો છે, સાચેસાચ આ મૌસમીએ કશું ખવરાવી દીધું હોત તો તમે ભદ્ર પુરુપ આનાકાની ન કરત. સાચી વાત ને?'

મૌસમીની વાત સાચી હતી? મારા મનમાં એ પ્રશ્ન જુદા જુદા સ્વરૂપે હવે ઝબકી રહ્યો હતો. એણે પીરસેલું બધું જ વિના આનાકાનીએ સ્વીકારવાની મારી તૈયારી છે એ વાત શું એ સમજી ગઈ હશે?—અને સમજી ગઈ હોય તોયે ખોટું શું? એમ બહાદુરી-

પૂર્વક હું જાતને પૂછતો ખરો, અને છતાં યે મૌસમી મારા મનની વાત ન જાણે તો જ બરાબર એવી ખેંચતાણ પણ હું અનુભવતો.

"તમે તો ભીષ્મના અવતાર છો. તમારા ઉપર ભરોસો રાખી શકાય...' એક દિવસ મોડી રાત સુધી ક્ષિતીન્દ્રની રાહ જોતાં અને બન્ને ગપ્પાં મારતાં બેઠાં હતાં ત્યાં એ આવી પહોંચ્યા. મારાથી હસતાં હસતાં પૂછાઈ ગયું, "આટલી મોડી રાત સુધી અહીં તમારાં પત્નીને કંપની આપું છું તે સામે તમને વાંધો નથી ને?" ત્યારે એમણે સાવ નિખાલસપણે મને ભીષ્મ તરીકે સ્થાપી દીધો: મનથી હું ઝંખવાઈ ગયો. પ્રોફેસર હજી બોલ્યે જતા હતા, "મેં મૌસમીને ક્યારની ય ચેતવી દીધી છે. હૅલન ઓફ ટ્રોય થવા પ્રયત્ન ન કરીશ, આ માણસને તું નહિ ચળાવી શકે...'

મનોમન હું હસ્યો.

પ્રોફેસર તે પછી તો જાણે કશી નિરાંત અનુભવતા હોય એટલા બેદરકાર બન્યે જતા હતા. એવું પણ બને કે કોઈ દોસ્તને ત્યાં રાતના બેસી ગયા હોય તો બેસી જ રહે. ઘેર મોડેથી પણ પહોંચવું જોઈએ એવું કોઈ શિસ્ત એમને મંજૂર ન હતું. મૌસમીનો વિરોધ પહેલાં મૌન પલાંઠી વાળીને બેસી રહ્યો હતો તે રૌદ્ર વિપ્લવ બનવાની તૈયારીમાં હતો એમ મને દેખાવા માંડ્યું હતું. મારી પાસે તે હૈયા-વરાળ કાઢતી. બીજી ક્ષણે લાજી મરતી, 'પતિની નિંદા ન થાય એમ સંસ્કારો ગોદા મારે છે. અને ભણેલીગણેલી સ્વમાની સ્ત્રી વાતવાતમાં માથું ઊંચકે છે. મારું આ આંતરિક યુદ્ધ જાણે મને થકવી નાખશે એમ લાગે છે."

ને હું ક્ષિતીન્દ્રને એ શબ્દ કહેવા માંડ્યો, 'મૌસમી જેવી પત્ની તરફ તમારે taken for granted વલણ ન બતાવવું જોઈએ...ને એવું બધું.

થોડા દિવસ એની અસર પહોંચતી.

એવા એક તબક્કામાંથી એ પસાર થતા હતા ત્યારે ઉત્સાહભેર એક જાણીતા લેખકની કૃતિ ઉપરથી તૈયાર થયેલા બંગાળી ચિત્રની ટિકિટો લઈ આવ્યા.

બરાબર નવમાં પાંચ મિનિટે હું થિયેટર ઉપર પહોંચ્યો ને મારી બેઠક લઉં છું ત્યાં મેં મૌસમીને બાજુમાં બેઠેલી જોઈ. 'કેમ પ્રોફેસર ક્યાં?' મેં હસીને પૂછ્યું.

'ભૂલી ન જાય તો સારું. ટિકિટ સાચવીને એમના પહેરણના ઉપરના ખિસ્સામાં પીન કરીને મૂકી છે. સિગરેટ કાઢતાં દરવખત યાદ આવે તે રીતે...'

પણ એ ન જ આવ્યા. ચિત્ર પૂરું થયું ત્યાં સુધી છેડા ઉપરની ખાલી બેઠક ઉપર રહી રહીને અમે બન્ને જોતાં રહ્યાં. ચિત્ર તરફ મારું ધ્યાન ન રહ્યું. વાર્તા પકડાતી ન હતી. અને મધ્યાન્તર વેળા તો મેં મૌસમીને સૂચવ્યું પણ ખરું, "ચાલ્યાં જઈશું?" કદાચ એમની તબિયત બરાબર ન હોય ને ઘેર પહોંચી ગયા હોય તો?'

પણ મૌસમીએ વિરોધ કર્યો. 'ના ચિત્રમાં મને મઝા પડે છે, તમારે જવું હોય તો જાવ, રાતના બાર વાગે એકલી ઘેર પાછા ફરતાં મને ફાવશે. મારી ફિકર ન કરશો, તમારા પ્રોફેસરની ફિકર રહ્યે જાવ.' એના અવાજમાં મને રુચે એવી જક્ક છલકાઈ જતી હતી.

મૌસમી એ ક્ષણોમાં મને ખૂબ વ્હાલી લાગી.

બારમાં દસ બાકી હતી. શો છૂટયો.

'ટેક્સી શોર્ટ ડિસ્ટન્સ માટે નહિ આવે.' 'આપણા લત્તાનું

નામ સાંભળશે તો તો નહિ જ!' 'ખરખચડા. કાચા રસ્તે ધોળે દિવસે ના પાડે છે ટેક્સીવાળા, તો પછી આટલી રાતે આવા વરસાદ પછી તો આશા જ ખોટી...' ફૂટપાથ ઉપર ઊભાં ઊભાં ટેક્સીની રાહ જોતાં મૌસમીએ દર એક મિનિટને અંતરે બોલ્યા કર્યું...ફ્લેગ નીચી કરીને દોડી જતી ટેક્સીઓ તરફ જોતાં જોતાં.

'તો શું કરીશું? ચાલી નાખીશું? એક દોઢ માઈલથી વધુ નહીં હોય...' મેં સૂચવ્યું.

'એ કરતાં...' સામે રીક્ષાવાળાઓ ઘંટડી વગાડી અમારું ધ્યાન ખેંચતા હતા તે તરફ જોઈને મૌસમીએ કશું સૂચન કર્યું. 'એ કરતાં શું?...રીક્ષા કરી લેવી છે?'

અમે રીક્ષામાં ઘર તરફ નીકળ્યાં.

"રીક્ષામાં બેસવા સામે તમારો રોજનો વિરોધ આજ તમે વ્યક્ત ન કર્યો કિરણદા?!' એના અવાજમાં તોફાન હતું? અમે અડોઅડ બેસીને એક બીજાનું સાન્નિધ્ય માણતાં હતાં? અમે બન્ને? મારી માફક મૌસમી પણ?

એ પંદર મિનિટમાં મારી જે કસોટી થઈ એ તો જાણે પાશેરામાં પહેલી પૂણી માત્ર હતી.

'મારે સ્થાને તમે હો તો શું કરો, કિરણદા? આવી અવહેલના, આવી બેદરકારી ચલાવી લ્યો? મને થાય છે કે એ પુરુષને યાદ રહી જાય એવું વેર વાળું...પણ વાળું કઈ રીતે?

કયી રીતે વેર વાળવા માગે છે તે જાણવા હું આતુર હતો. રીક્ષા ઘર પાસે ઊભી રહી પૈસા આપી રીક્ષાવાળાને વિદાય કર્યો.

'તમે કહેતા હતા ને કે તમારા મિત્ર બિચારા ઘેર આવીને

બેઠા હશે? તબિયત સારી નહિ હોય?... છે ઘરમાં?...' ક્ષિતીન્દ્ર ઘરમાં ન હોય એમ મને અભિપ્રેત હતું. એ બારણું ઉઘાડતી હતી, હું બાજુમાં ઊભો જાણે કશા ઈશારાની, હુકમની રાહ જોતો હતો. મેં એના હાથમાંથી તાળું લીધું. બારણાંને ધક્કો મારી ઉઘાડયું, એને બદલે પહેલાં હું અંદર પ્રવેશ્યો, બત્તી મેં સળગાવી.

ક્યાંય સુધી એ બત્તીને અજવાળે અમે બન્ને એક બીજાને જોતાં, તપાસતાં, ચકાસતાં ઊભાં રહ્યાં. એ મૌન સંવાદ મારે માટે અસહ્ય નિવડ્યો. મેં બે હાથ લંબાવ્યા, મૌસમીને હું છાતી સરસી ચાંપી લેવા માગતો હતો, ક્ષણે ક્ષણે એ મારી પાસે ને પાસે આવી રહી છે એ કલ્પનામાં હું રાચતો હતો.

એના મુખ ઉપર ઝડપથી જાત જાતની લાગણીઓ પલટાતી હતી. જાણે એ કશું ચણતી હતી, તોડતી હતી, વળી ચણ્યે જતી હતી. એવી અટપટી ભાષા પૂરેપૂરી ઉકેલવાની મારામાં ધીરજ ન રહી. મારા લંબાવેલા હાથ કૃતકૃત્યતા પામવામાં હતા. ત્યાં, એની આંખમાં મેં પાતળું આંસુનું પડ જોયું.

'એવું વેર વાળવામાં તમારો સાથ હું શા માટે ઝંખું?' 'તમારો' ઉપર એણે સમજાય તેવો ભાર મૂક્યો. એ બોલ્યે જતી હતી, 'અજબનો ભરોસો છે એમને તમારામાં; કદાચ મનમાં એવી નિરાંત હતી એટલે જ સિનેમામાં ન આવ્યા, એમ કે સાથે કિરણબાબુ છે ને, પછી શો વાંધો?...ચોક્કસ, એવી કશી ગણતરી જ એમના મનમાં હશે. કિરણદા, તમે એની ગણતરીને છેહ ન દેશો... સૌથી કપરો આઘાત માનવી ત્યારે અનુભવે છે જ્યારે પોતાનું જ ગણતો હોય એ માણસ એની આવી બધી ગણતરી ઊંધી પાડે... એં, કિરણદા, મેં પણ એવી ચોટ અનુભવી છે...ઉપરાંત...ઉપરાંત તમારી બાબતમાં મેં પણ એમના જેવો જ અંદાજ બાંધ્યો છે...'

એ છેલ્લું વાક્ય બોલતાં કેટલું બધું બળ એણે ભેગું કર્યું ! હું જોઈ રહ્યો. એ વળી બોલી, 'હવે આપણે છૂટા પડીએ, રાત ઘણી થઈ છે. આવજો. કિરણદા, સવારે પાછું તમારે ઑફિસે જવાનું છે, વેળાસર...આવજો ?'

હું પથારીમાં પડયો. શયનખંડની દીવાલો મને ભીંસતી હતી... હા, એ જ પેલી દીવાલો, રક્ષણગઢની દીવાલો ? !

'Fear that the human race may with tall walls...'

દીવાલો માત્ર અનુલ્લંઘનીય નહોતી રહી. ઓથાર બનીને મેં પોતે ઊભી કરેલી એ સમગ્ર સૃષ્ટિ મને ગૂંગળાવી રહી હતી.

મેં પૂછ્યું, 'આ કરતાં તો હું જન્મ્યો ન હોત તો ?'

૧૧

# ગુપ્તધન

**નૌતમભાઈ** માટે આવો પ્રસંગ પહેલી જ વાર આવ્યો; અને બધાયને નવાઈ લાગી, જે રીતે એમણે એ પ્રસંગને વધાવ્યો તે કારણે.

અંગ્રેજીમાં જેમને ' orn with a silver Spoon ' કહીએ છીએ અથવા ચાંદીની ઘૂઘરે રમતાં'તા એમ આપણી દેશી ભાષામાં કહીએ તેવા ખાનદાનમાં નૌતમભાઈનો જન્મ. સળી ભાંગીને કટકો પણ કર્યો નથી એમ એમના નજીકના અને દૂરના સગાંવ્હાલાં પોતાનું ગૌરવ કરતાં હોય તે રીતે નૌતમભાઈની એવી સિદ્ધિની બાબતમાં ઉલ્લેખ કરતા. એ નૌતમભાઈ આમ છેક–

' આમ છેક–'ની વાત એવી છે કે છેવટે તનમનબેનને મુંબઈ જવાનું પાસે આવ્યું, ત્રણે બાળકોને લઈને નાના ભાઈના લગ્ન પ્રસંગે. તનમનબેન વિમાસણમાં પડયાં. ' પણ તું જાને મારી તું બીલકુલ ફીકર ન કરીશ.' નૌતમભાઇએ જોર જોરથી ખાતરી આપી.

'પણ બાપુએ તો લગ્ન પ્રસંગે તમને પણ તેડાવ્યા છે. બાર પંદર દિવસમાં તો પાછા ફરીશું; મારું માનો ને થાવ તૈયાર.'

પણ નૌતમભાઈએ તનમનબેનની વિનંતી, એમનાં કાલાંવાલા કરાયતને ન ગણકાર્યાં. 'મારે માથે ઑફિસનું પાર વિનાનું કામ છે, એક દિવસ માટે પણ નીકળાય એમ નથી.'

'પણ આ નોકર નંદો સાવ બોઘો છે, રોટલી વણતાં તો ઠીક પણ ખીચડીએ ઓરતાં એને નથી આવડતી. તમે ખાશો શું? બહારનું પેં પેં પછી–'

તનમનબેનની એવી અનેક ફીકર ચિંતાઓને રદીઓ આપીને મનોમન નૌતમભાઈએ નિશ્ચય કર્યો કે આ વેળા નથી કોઈ સગાંવ્હાલાં ઉપર અહેશાન ચઢાવવો, નથી કોઈ મિત્રનું આમંત્રણ સ્વીકારવું, ઑફિસનું ચઢેલું કામ અને...અને...હવે એકાંત મળશે એટલે પછી એવું કામ પણ શાંતિથી ઘરમાં રહીને જાતે જ પતાવવું છે.

હાવડા સ્ટેશને વિદાય લેતાં તનમનબેનની આંખો ભીની થઈ ગઈ; 'નાની બેનના લગનનો પ્રસંગ ન હોત તો તો મુંબઈ જાત જ નહિ.'–થી શરૂ કરીને કેટલીએ 'આમ હોત તો આમ' 'તેમ હોત તો તેમ'ની વાતો કરી કરીને એમણે ફીકરચિંતાનાં આંસુ સાર્યાં, સારે રાખ્યાં.

પણ એમને લઈને ઉપડી જતો નાગપુર મેઈલ પ્લેટફોર્મમાં સો ફીટ આગળ ધપ્યો નહિ હોય તે પહેલાં તો નૌતમભાઈએ વચ્ચેના પેસેજમાં પાર્ક કરેલી એમ્બેસેડર તરફ ઝડપથી ચાલવા માંડયું. તનમનબેન તો અશ્રુ સિકત રૂમાલ કમ્પાર્ટમેન્ટની બારીની બહાર ફરફરતો હતો તે સામે પણ એમણે ખાસ જોયું નહિ. ચિત્રા, સુચિત્રા અને સચિતનું પપ્પા આવજો, પપ્પા આવજો પણ સાંભળવા ખાસ એ ઊભા ન રહ્યા.

ફ્લેટ ખોલ્યો ને એમને લાગ્યું કે 'આહા! આ જ સાચી મુક્તિ! ઓફિસેથી કેમ મોડા આવ્યા? આ લાવ્યા? તે લાવ્યા? કઢી ફાવશે કે મગ બનાવડાવું? પુરી કે થેપલાં? તુરીયાનું શાક કે રીંગણાનાં સંભારીયાં?...અરે જરા સચ્ચિતને ટેબલ્સ શિખવાડોને... ચિત્રાનું અંગ્રેજી, સુચિત્રાનું સારેગમ...આહા! આ બધામાંથી મુક્તિ! જ્યારે ઉઠવું હોય ત્યારે ઉઠવાનું. આમાં ચાર ચમચી ખાંડ નાખું તો પણ આડો કોઈ હાથ ધરવાનું નો'તું ન્હાવા માટે વારંવાર કોઈની યાદી નહિ, એ ઉપર ત્રીજી, ચોથી રોટલી ખાવા માટે દબાણ નહિ...બસ મુક્તિ, નરી મુક્તિ!

નૌતમભાઈએ બુટ ઉતાર્યા સિવાય જ રેડિઓ સ્વીચઓન કર્યો, અને મનગમતું વેસ્ટર્ન મ્યુઝિક ડીસ્ક ઉપર ગોઠવવા માંડ્યું. કોઈ રસાળ સીમફનીને બદલે પોપ મ્યુઝીક જ કાને પડતું હતું. કંટાળીને એમણે રેડિઓ બંધ કર્યો.

પાયજામો પ્હેરણ ચઢાવી એમણે ઘરમાં-ત્રણે ઓરડામાં-આંટો મારી લીધો. તનમનબેનનાં એક ચક્રે ચાલતાં રાજ્યમાં એમણે ક્યારેય હસ્તક્ષેપ કર્યો નહતો: એવી બાબતોની એમણે ક્યારેય ચિંતા કરી નહતી એવું એ જાહેર કરતા છતાં મનોમન થતું હતું કે પત્નીના કલા અને સજાવટના ખ્યાલો સાથે મોટે ભાગે એ મળતા થતા ન હતા. બેઠક ખંડ કે ડાઈનીંગ રુમના ફરનીચરના ઘાટરૂપ, પડદાનું કાપડ, ફ્લાવર વાઝની ડીઝાઈન, ભીંત ઉપરનાં ચિત્રો-એમાંનું કશું એમને સ્વીકાર્ય નહોતું. તનમનબેનની ગેરહાજરીમાં, આ એક એક ઘર સજાવટની વસ્તુઓ ખરીદાયેલી ત્યારે મનોમન અનુભવેલી રંજની વાત એમને યાદ આવી ગઈ.

મનમાં પેલો મૂળ તોફાની ખ્યાલ એના પુરા પરિમાણમાં ફુટી નીકળ્યો. તનમનબેનની ગેરહાજરીનો લાભ લઈને જે કાંઈ કરવું

હતું તેની એમણે દિવસોથી આકૃતિ ઘૂંટી રાખી હતી. છેલ્લાં ત્રણ ચાર વર્ષથી એકલાં એકલાં એમણે આવી ન ગમતી વસ્તુઓને નભાવી તો લીધી હતી પણ જ્યારે ઘરમાં એ દાખલ થાય ત્યારે બેઠકો ઉપરના તેજદાર કવર્સ, બેસતાં વાગે એવી પીઠ, વચલા પીસનું ચળકતું ટોપ, ભીંત ઉપરના મોડર્ન કહેવાતાં પેઈન્ટીંગ્સનાં ઢંગધડા વગરનાં આકૃતિ અને રંગના લપેડા–બધું એમની નજરને પજવતું. તનમનબેન પાછાં ફરે તે પહેલાં આ બધું બદલી નાંખવું. પંદરસો બે હજાર પડી જશે તો ભલે પડી જાય.

તનમનબેનનો જવાનો કાર્યક્રમ નક્કી થયો તેવામાં એમણે એક ઇન્ટિરિઅર ડેકોરેટર તાલુકદાર એન્ડ કંપની સાથે પત્રવ્યવહાર શરૂ કરી દીધેલો. પોતાના શયનખંડ, બેઠક ખંડ અને ભોજન ખંડના માપ, બારી બારણાંના સ્થાન વગેરે માહિતી એમણે ડેકોરેટરને મોકલી આપ્યાં હતાં. ઝડપથી ડીઝાઈન તૈયાર કરવાની સૂચના પણ આપી દીધેલી. ઓફિસનું કામ હતું એવું બ્હાનું કાઢીને ઘેર પાછાં ફરતાં પહેલાં તાલુકદારની વર્કશોપમાં જઇને પોતે મંજુર કરેલી ડીઝાઈન ઉપરથી કેવું કામ ઉતરી રહ્યું છે એની ચકાસણી પણ એમણે કરી લીધેલી.

ઓરડાઓમાં ફરતાં ફરતાં, નવું ફરનીચર કેવું લાગશે, તનમનના પ્રત્યાઘાતો કેવા થશે એવું બધું કલ્પી લેતાં નૌતમભાઈને સંતોષ થતો હતો; તનમને જાણી લેવું જોઇએ કે આખરે તો આ ગૃહસ્થાશ્રમમાં છેવટની વાત કરવાનો અધિકાર નૌતમભાઇનો હતો.

રાતનાં સૂતાં પહેલાં તનમનબેન હંમેશાં ચોકલેટ નાખેલું દૂધ પી લેવાનો નૌતમભાઈને આગ્રહ કરતાં, 'તમે રોજ ના કહેશો ને હું રોજ તમને દૂધ ધરવાની જ છું. આખો દિવસ ઓફિસની દોડધામ...' ને એવી એકની એક દલીલોને અંતે દૂધ પીવાયું છે

એવી ખાતરી કરીને જ તનમનબેન રસોડામાં ઢાંકોઢૂમો કરવા જતાં. ઘણે વર્ષે આજ એવી રાત હતી કે પરાણે દૂધ પીવું નહિ પડે, નૌતમભાઇ એવી નિરાંત અનુભવતાં હતાં ત્યાં બારણાંનો કોલબેલ વાગ્યો.

આટલી રાતે વળી કોણ હશે? હાથમાંનું પુસ્તક બાજુએ મૂકીને એમણે બારણું ખોલ્યું. 'ઓહો સુમતિબેન! કેમ કંઈ...'

'દૂધ પીને સૂવા જજો, હા, તનમનબેને મને ખાસ કામ સોંપ્યું છે—' બોલતાંને પડોશણ સુમતિબેને ગ્લાસ ભરીને સાથે આણેલું દૂધ ઈશારાથી નૌતમભાઈને બતાવ્યું. 'સાંજનું દૂધ તમારો ગોકુલ મારે ત્યાં જ મૂકી ગયો છે. વધેલું દૂધ હું જ મેળવી લઈશ ને દહીં રોજ સવારે તેમને ઑફિસ જતાં પહેલાં મળી જશે' સુમતિબેને ખુલાસો કર્યો અને પોતાનું જ ઘર હોય એટલી ખાતરી સાથે રસોડામાં જઈને સાકરની બરણી લઈ આવ્યાં; 'બે ચમચીને? તનમનબેને કહ્યું છે કે વધારે માંગે તો પણ ન આપશો—' ગ્લાસમાં બે ચપ્પટ ચમચી ખાંડ નાખી હલાવતાં હલાવતાં સુમતિબેને નૌતમભાઈની સામે જોઈ લીધું.

પોતાના કરતાં પણ ત્રણ ચાર વર્ષે સુમતિબેન મોટાં હશે એવો નૌતમભાઈએ વગર કારણે અંદાજ બાંધ્યો. શરીર સ્હેજ, સ્થૂળતા તરફ વળતું હતું, મોઢું ગોળમટોળ અને કપાળ વચ્ચે ચાંલ્લો પણ મુખની આકૃતિ સાથે મળતો થાય એવો ગોળ અને મટોળ પણ હતો.

'મૂકી જાવ સુમતિબેન, હું પછી પી લઈશ.'

'ઉંહું, તનમનબેને કહ્યું છે કે દૂધ તમે પી જાવ, મારી નજર સામે; પછી જ—' તનમનબેન કરતાં પણ સુમતિબેનની બોલવાની રીતભાતમાં વધુ જક્કી હતી.

'અને તમારા નંદાને હું જાણુંને, ક્યાંક હરફરમાં આ ગ્લાસ તોડી નાખે તો ? અઢી રૂપિયાનો એક ગ્લાસ છે. તમારા ભાઈ ગયા વર્ષે યુરોપથી આવ્યાને તે લેતા આવેલ...'

આ સિવાય પણ તનમન સુમતિબેનને કયા કયા કામ સોંપી ગયા હશે ? નૌતમભાઈને ચિંતા થવા માંડી. ખાલી ગ્લાસ લઈને જ સુમતિબેન પાછા ફર્યાં. જતાં જતાં બારણેથી 'પાછાં વળીને બોલ્યાં, 'અને નૌતમભૈ મને પાછી પારકી ન ગણશો હો, સવારે તમારે ભૈ સાથે જ રોજ ચા પીવાની છે, અને જમવાનું પણ બન્ને ટાણા અમારી ભેગાં.'

'ના સુમતિબેન, મને એમ ન ફાવે હો. તમે મારી બહુ ચિંતા ન કરશો...'

'રસોઈ માટે બીજો બંદોબસ્ત કર્યો છે. નંદો પણ મોટે ભાગે કાલે યા તો પરમ દિવસે દેશ જવાનો છે. જુઓને આજે પણ એ ઘરમાં નથી.'

સુમતિબેન વધુ પ્રશ્નો પૂછે તે પહેલાં નૌતમભાઈએ કોરિડોરની બત્તી બંધ કરી. સુમતિબેન એક પગલું પાછાં પડયાં ને તુરત નૌતમભાઈએ બારણું બંધ કર્યું.

* * *

બીજે દિવસે સવારે સાડાસાત વાગ્યામાં તો મિસ્ટર તાલુકદાર અને એમના ડીઝાઈનર મિસ બનાની સેન આવી પહોંચ્યાં. નૌતમભાઈએ બનાની તરફ આશ્ચર્ય દૃષ્ટિથી જોયું, તુરત તાલુકદાર બોલી ઊઠ્યા.

'તમે બનાનીને ન ઓળખો ? ઓહ, આઈ એમ સો સોરી, એમણે જ તમારા ફરનીચરની બધી ડીઝાઈન તૈયાર કરી છે ! અરે

હ્રો, એ તો મોટે ભાગે સ્ટુડિઓમાં ડ્રોઇંગ કરતાં હોય એટલે-યુ સી ધેર ઇઝ ટ્રેમન્ડસ પ્રેશર ઓફ વર્ક-'

સ્હેજ સુક્કી, ઊંચી, ફીક્કો ચહેરો ને કાળી ફ્રેમના ચશ્મા અને સીફતપૂર્વકનું હલનચલન- 'બનાની ઇઝ એ બોર્ન આર્ટીસ્ટ' એવું, તાલુકદારનું એને મળેલું વર્ણન નૌતમભાઈને અક્ષરશ: સાચું લાગ્યું.

ઝડપથી એણે કામ પતાવવા માંડયું. ડીઝાઈનોના વીંટામાંથી એક પછી એક કાગળ ટેબલ ઉપર પાથરીને નૌતમભાઈને ફરનીચર ઉપરાંત ભીંતના રંગો માટેની, ડેકોરેશન પીસીસ માટેની પોતાની દ્રષ્ટિ સમજાવવા માંડી, એની સમજ અને એના અનુભવની સામે આમે નૌતમભાઈને કશું સૂચવવાનું ન હતું. વધારામાં એનું ચબરાક વ્યક્તિત્વ, રંગીન છટા અને વીંધી નાખતી નજર સામે કશોય સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવાની નૌતમભાઈમાં ઇચ્છા રહી ન હતી.

તે જ દિવસથી કામ શરૂ કરવાનું નક્કી થયું. રંગો ખરીદવા માટે, ભીંત ઉપર ચોડવાની પાતળી સાદડીથી માંડીને પડદાનું કાપડ નક્કી કરવા માટે બનાની હંમેશાં સાથે આવશે એવી તાલુકાદારે ખાતરી આપી ત્યારે નૌતમભાઈ સ્હેજ ગુંચવાયા ' પણ મિસ્ટર તાલુકદાર-'

' ધેટસ ધી પાર્ટ ઓફ અવર સર્વીસ સર...'

નૌતમભાઈએ પછી વાધો ન લીધો, ઑફીસે મોડા જવું અને વ્હેલા નીકળી જવું એ લગભગ રોજનો કાર્યક્રમ બની ગયો. બનાનીમાં સ્હેજ અમથી પણ આછકલાઈ નથી એનો પરિચય થતાં નૌતમભાઈએ પણ એ પરિસ્થિતિને સ્વાભાવિકપણે લેવા માંડી. પરંતુ આડોશપાડોશ, ઑફિસ સ્ટાફ, અને મોટે ભાગે જમવાનું અને ચા નાસ્તો પણ બહાર રેસ્ટોરામાં પતતો, ત્યારે ક્યારેક એમના ઓળખીતા-

એની નજરે બનાનીના સાથમાં એ દેખાતા ત્યારે થોડી ગેરસમજ ઉભી થતી. સામી વ્યક્તિની નજરમાં પ્રશ્ન જાગે તે પહેલાં જ પાણી પહેલાં પાળ બાંધતા હોય તે રીતે બનાનીની ઓળખાણ તેઓ આપી બેસતા.

પરંતુ રાત પડતાં ઘરમાં નૌતમભાઈ વળી એકલા પડતા ત્યારે દિવસ દરમ્યાન બનાની સાથે સેવેલો સહચાર એમને થોડો પજવી જતો. તનમનએનથી સ્હેજે દસ વર્ષે નાની બનાનીનાં ઓજસ, ચાતુરી, છટા, અભિપ્રાય કંઈક વધુ વિસ્તારપૂર્વક એમની નજર સામે તરતાં. ઘરમાં બદલાયે જતાં ફરનીચરની સાથે જીવન બંધબેસતું કરવાનું હોય તો? કંઈક વિચિત્ર લાગે તેવો પ્રશ્ન, પહેલાં સાવ ઝાંખો, પણ પછી દીવસો વીતતાં વધુને વધુ બોલકણો બનવા માંડ્યો.

ઘરની આવી સજાવટ સાથે બંધ બેસતાં થવાનું જાણે તનમનએનનું ગજું ન હતું, પણ વાત એટલેથી અટકતી ન હતી. એમનું ગજું ન હતું તો કોનું હતું? એવા પ્રશ્નનો સ્પષ્ટ જવાબ આપવાની જો કે નૌતમભાઈમાં હિમ્મત ન હતી.

છતાં એક સાંજે ચ્હા પીતાં પીતાં સ્હેજે અચકાતા નૌતમભાઈએ બનાનીને પૂછ્યું, 'આ તમારા ધંધામાં તમને જાતજાતના માણસોનો ભેટો થતો હશે, નહિ બનાની? એમાંથી ખાસ યાદ રહી જાય તેવો કોઈ પ્રસંગ?'

બનાનીએ તુરત જવાબ ન આપ્યો. એ ચાર પાંચ ક્ષણ નૌતમભાઈ સામે એણે જોયા કર્યું, પછી ધીરે રહીને બોલી, 'આ ધંધા દરમ્યાન મને પિતા જેવા મુરબ્બી પુરુષો ને ભાઈ સમા સ્વસ્થ પુરુષો પણ મળ્યા છે. જેવા કે શ્રી તાલુકદાર; પણ મોટે ભાગે મને પુરુષ જ મળ્યા છે,' 'પુરુષ' ઉપર એણે સમજાય એવો ભાર મૂક્યો. નૌતમભાઈ સ્હેજ ચોંક્યા.

'ચોકી ઉઠવાની જરૂર નથી મિસ્ટર શાહ, છેલ્લા થોડા દિવસથી તમારામાં આવું પરિવર્તન હું જોઉં છું, ત્યારે સ્હેજ ઓછું આવી જાય છે ખેર, એનું કંઈ નહિ, પણ મને મારી સાથે અભ્યાસ કરતા એક મિત્રની યાદ આવી જાય છે' ચામાં ચમચી ફેરવતાં રેસ્ટોરાંની ભીંતમાં જડેલાં દર્પણમાં પોતાના પ્રતિબિંબને કહેતી હોય તેમ બનાની બોલવા માંડી.

- 'કોણ હતાં એ મિત્ર ?'

'ના, એ સ્ત્રી મિત્ર ન હતી, દોસ્ત હતો, સહવિદ્યાર્થી. ગવર્મેન્ટ સ્કુલ ઓફ આર્ટસ એન્ડ ક્રાફ્ટસમાં અમે સાથે ઈન્ટિરિઅર ડેકોરેશનનું શિખતાં હતાં. અધૂરા ખ્યાલો સાથે એણે શિક્ષણ છોડયું. પૈસાની હાડમારી એટલે જે કાંઈ વિદ્યા મેળવી હતી તે એને તુરત વટાવવી હતી. થોડાં વર્ષો પહેલાં જ એને મારા જેવો અનુભવ થયેલો.'

'તમારા જેવો અનુભવ ? એટલે ? એ તો પુરૂષ હતો ને ?'

'સ્ત્રીને પુરુષો સાથે થાય એવા અનુભવ પુરુષને પણ ન થાય ? મારો મુદ્દો બરાબર વીગતે સમજાવું ?'

'મારે હવે નિરાંત છે. Take your own time.'

'ડ્રોઇંગ પેપર ઉપર ડીઝાઈનો તૈયાર કરીને એ નવા એપાર્ટમેન્ટ બંધાતા હોય, અથવા ત્યાં વસવાટ શરૂ થતો હોય ત્યારે પહોંચી જાય. પોતે તૈયાર કરેલી ડીઝાઈનો બતાવે. એના ટેઈસ્ટ આમ તો ઘણા Refined હતા, પણ ધીરે ધીરે એ Loud બોલકણી ચીજો બનાવતો થઈ ગયો. એટલે કે ઝાકઝમાળ. એને મળું ત્યારે પૂછું. સુદત્ત આ શું ? રંગ અને આકૃતિના તારા આવા વિચિત્ર ખ્યાલો ? એ જવાબ આપતો, કલકત્તામાં પૈસાદાર વર્ગ કોણ ? રાજસ્થાન

અને પંજાબની બેનોને ઝાકમઝાળ વસ્તુઓ ગમે છે ને હું એવી બનાવરાવી આપું છું...મિસ્ટર શાહ એની પાસે પોતાની વર્કશોપ નો'તી બીજા સુથારોને રોકીને પોતાની ડીઝાઈન પ્રમાણે, ઓર્ડર પ્રમાણે કામ કરાવી લેતો ને ધીરે ધીરે એનું સારું ચાલવા માંડ્યું.'

'પણ પેલો અનુભવ?' નૌતમભાઈએ સ્હેજ અધિરાઈથી પૂછ્યું.

'એક નવા એપાર્ટમેન્ટમાં એને કામ મળ્યું હતું. પતિ ખૂબ કામગરો. આવક પણ સારી હશે પણ ઘર સામે જોવાની ફુરસદ નહિ હોય. વ્હેપારી લોકોનું તો જાણો છોને. સવારથી રાત સુધી ધંધો જ ધંધો...અરે પણ મિસ્ટર શાહ, આપણે તો આડી વાતે ચઢી ગયાં. તમારો નવો વોર્ડ રોબ તૈયાર છે અને કાલે મજુરો લઈ આવશે. તમારા બેડરૂમની ઉત્તર તરફની દિવાલે મુકાવવાનો છે. જૂનું કબાટ તમે કાઢી નાખવાના હતા ને? એ નહિ ખસેડો ત્યાં સુધી નવો વોર્ડ રોબ–'

'એ વાત તો સાવ ભૂલમાં જ ગઈ. તમે માનશો બનાની, એ કબાટ ને એને બારણે જડેલા પેલા પાંચ બાય દોઢ ફીટના દર્પણનું મને દર્શન થાય છે ને થાય છે કે—'

'પણ લાકડું સારું છે, તમને પૈસા ઉપજી જશે.'

'પણ ઘાટ સાવ કેવો છે! મારા વાઈફે ચાવી ક્યાં મૂકી છે તે તપાસ કરવી પડશે. રાતોરાત બધું ખાલી કરીને લબાચા ક્યાંક ખડકવા પડશે.'

'તો હમણાં રહેવા દો. મીસીસ શાહને આવી જવા દો' પછી વાત.'

'ના રે ના. યુ સી, બનાની, એ અહીં આવી પહોંચશે ને તે પછી થોડા દિવસોમાં જ અમારાં લગ્નની આઠમી વર્ષગાંઠ છે. આ બધું જ નવું ફરનીચર એ પહેલાં—'

'તમારા પત્ની સાચે જ ભાગ્યશાળી છે. આવા પ્રેમાળ પતિ પામવા માટે—' પાછલું વાક્ય બોલતાં બનાની કંઈક વિચિત્ર રીતે હસી. 'કોઈવાર સાચ્ચે જ લગ્ન કરવાનું મન થાય છે. તમારાં જેવાં પરસ્પર પ્રેમમાં તરબોળ પતિ-પત્નીની વાતો સાંભળું ત્યારે બાકી તો મને ભય લાગે છે, પુરુષની જાત ક્યારે વળી—'

'પણ તમારી પેલી વાત અધૂરી રહી હોં'

'ફરી કોઈવાર. કોઈના દુઃખની વાતો કરવી આમે મને બહુ ફાવતી નથી.' ઊઠતાં ઊઠતાં બનાનીએ ગંભીર બનીને કહ્યું.

'દુઃખની વાત?'

'દુઃખની અભાવની અસંતોષની વાત અને સુદત્તનું કહેવું હતું કે-મિસ્ટર શાહ તમે મારાં કરતાં સ્હેજે પંદર સત્તર વર્ષે મોટા હશો, નહિ? તમને પુરુષોને જેમ તમારાથી નાની વયની પંદર વીસ વર્ષે નાની સ્ત્રીઓની કંપની ગમે તેમ સ્ત્રીઓને પણ થતું હશે? અરે પણ એવો પ્રશ્ન તમને પૂછવાનો શો અર્થ?'

બનાનીને વર્કશોપમાં ઉતારી તે વેળા સાથે સાથે નવો વોર્ડરોબ નૌતમભાઇએ જોઈ લીધો. સાદી પણ આંખ ઠારે એવી એની બનાવટ હતી. અંદરની ગોઠવણીમાં પણ સગવડ અને સૌંદર્ય બન્નેનો ખ્યાલ આપવામાં આવ્યો હતો. એક ખાસ છુપા ખાનાની વ્યવસ્થા પણ અંદર હતી, બનાનીએ તે નૌતમભાઈને ચીંધી બતાવી, આ ખાનાંનો મૂળ ખ્યાલ સુદત્તનો. એ એમ માને છે કે દરેક વ્યક્તિને કશું ને કશું દુનિયાથી છુપાવવા જેવું હોય જ છે. તે છુપો ખજાનો સંઘરવા

આખી રાત નૌતમભાઈને ઊંઘ ન આવી. કાગળો એક પછી એક એણે ફરી ફરીને વાંચ્યા.

સવાર પડતાં સુધીતો એમણે તનમનબેનનું કબાટ જેમ હતું તેમ પાછું ગોઠવી દીધું. પેલી બે ચાવીઓ પણ પેલાં વસ્ત્રની બેવડમાં પાછી મૂકી દીધી.

હજી તો વર્કશોપ માંડ ઉઘડી હશે ત્યાં તાલુકદારની કેબિનમાં ફોન રણક્યો, ' નવો વોર્ડરોબ હમણાં ન મોકલશો તાલુકદાર, મારી પત્નીને લગ્નની તારીખને દિવસે જ તે ભેટ આપવાનો વિચાર છે ને એટલે–'

બનાનીએ આગલા દિવસની અધૂરી વાત યાદ કરી, ' મિસ્ટર શાહ, પછી તો સુદત્ત એક બહેનની નજરે ચઢ્યો, એનાથી ઉમ્મરે દસ બાર વર્ષે મોટી...

' અને એ પણ એના પ્રેમમાં પડ્યો હતો બનાની"

' પુરુષોનું જરા વિચિત્ર ખાતું હોય છે. સોળ વર્ષનો છોકરો હોય ને તે પણ વીસ બાવીસ વર્ષની યુવતીના પ્રેમમાં પડે, અને ચાલીસ પીસ્તાલીસ વર્ષનો પુરુષ પણ વીસ બાવીસ વર્ષની યુવતીનો સ્નેહ શોધે; ' પણ '–'

' પણ શું ? '

' સુદત્ત કલકત્તા છોડીને ચાલ્યો ગયો.'

' શાથી ? '

' પેલી બાઈના સ્નેહોદ્દગાર, એનો તરફડાટ એનાથી જોઈ શકાતા ન હતા એટલે, અને એને ડર લાગવા માંડ્યો કે કદાચ–'

'કદાચ ?'

'કદાચ એ પૈસાપાત્ર સંસ્કારી બચરવાળ સ્ત્રી પોતાનું સુખ દામ્પત્ય હોડમાં મૂકી દેશે ..સ્ત્રીઓ માત્ર શોખ ખાતર પ્રેમમાં નથી પડતી મિસ્ટર શાહ, એને માટે એ અનિવાર્ય બની જતું હશે. અને છતાંયે જખ મારીને જીવનને છાઈ રહે એવું હાસ્ય પાથરતાં પણ એને આવડે હોં'...

* * *

મુંબઈથી પાછાં ફર્યાં પછી એક બપોરે એકાંત મળતાં તનમન-એને પેલું ખાતું ખોલ્યું. બધા પત્રોની ઢગલી ઉપર એક નાની ચબરકી પડી હતી.

'તારું ગુપ્ત ધન ફેંદવા માટે ક્ષમા માગું છું તનમન.'

હું ગુનેગાર છું જ; આ સજા માટે લાયક હતો.

છતાંય લાગે છે કે આપણે એકબીજાં માટે અનિવાર્ય છીએ.

એ સત્ય પણ હસતે મુખે સ્વીકારીશું ?

તારો—

## ૧૨

## લક્ષ્મણરેખાનાં રખવાળાં

**નિમુબેનને** માથે આભ તૂટી પડ્યું—ઘણી સ્ત્રીઓને માથે આવી આપત્તિ આવી પડે છે ત્યારે સારોયે સમાજ આવી ઉપમા આપે છે. અને મોટે ભાગે તે એક રુઢ પ્રયોગ માત્ર હોય છે. પણ નિમુબેન માટે સાવ એવું ન હતું.

નરોત્તમદાસનું અવસાન અકાળ ગણાય, અને છતાંયે બધાં જ જાણતાં હતાં કે નરોત્તમ ગમે ત્યારે ઉકલી જશે, એવી કપરી બિમારીમાંથી એ પસાર થતા હતા, તે કારણે લગભગ અઢી વર્ષ એ માંદગી લંબાઈ તે દરમિયાન નિમુબેનની કસોટી થઈ ચૂકી હતી. ત્રણ ત્રણ મોરચે શત્રુઓને ખાળતાં ઘેરાયેલાં એક સૈન્ય જેવી એમની દશા હતી. પતિની બિમારી, આર્થિક જવાબદારી અને કિશોર પુત્ર જયંતની દેખભાળ. અઠ્ઠાવીસ વર્ષની યુવાન સ્ત્રીની પણ કેડ ભાગી નાખે એવી આ ત્રણ મોરચા ઉપરાંત લોકોની નજરે ન પડે એવા એક ચોથા મોરચાનો પણ એમને સામનો કરવો પડતો હતો.

એ ચોથા મોરચાનો સામનો કરતાં કરતાં એમને લાગતું કે કદાચ હારી જવાશે. અને એ મોરચે હાર્યા પછી બાકીના ત્રણ મોરચે વિજય મળે તો પણ એનો કશો અર્થ ન હતો.

બધાં એને સેવાભાવી કહેતાં, સેવાભાવી સુરોત્તમ, એમ એનાં નામ અને કામનો અનુપ્રાસ પણ લોકોએ ગોઠવી દીધો હતો. સુરોત્તમ હતો પણ એવો. ગમે ત્યારે ગમે તેનું ગમે તે કામ હોય તો તે કરી આપવા મથવું એ જ જાણે એના જીવનની મઝા હતી. સદાયે હસતો ચહેરો, નમ્ર વ્યવહાર, રહેજ આખા બોલો પણ નિખાલસ વાણી અને તપપૂત હોય તેવો ચહેરોમહોરો. જોતાંવાર એનો આદર કરવાનું મન થાય, ઊંચે આસને ભલે સાચેસાચ ન બેસાડીએ છતાં મનમાં તો એને આપણાથી ઊંચે કયાંક બેસાડી જ દેવાય એવી એમની રીતભાત અને પ્રતિભા.

નરોત્તમદાસ અને સુરોત્તમ નાનપણથી ગોઠીયા. સ્વભાવમાં આસમાન જમીનનો ફરક, ટેવ કુટેવમાં બંને સામસામે છેડે, દેખાવમાં પણ એવું જ છતાં મિત્રો એટલે મિત્રો. નરોત્તમદાસે વ્હેપાર ધંધામાં પ્રતિષ્ઠા અને પૈસો મેળવ્યા, સ્વબળે આગળ વધ્યા પણ માંદગીએ એમનું હીર ચૂસી લીધું, પરંતુ વેપારમાં પડ્યા તે પહેલાં બંને મિત્રોના જીવનમાં નિમુએને પ્રવેશ કર્યો. નરોત્તમને વરુ કે સુરોત્તમને, એવી દ્વિધા જો કે એમને ક્યારેય નો'તી, છતાં બંને મિત્રોને ભય હતો કે પોતાને બદલે બીજાને નિમુ પસંદ કરશે.

સુરોત્તમને ખાતરી થઈ કે વધુ વ્યવહારૂ નિડર અને બરછટ પણ સાચાબોલો નરોત્તમ જ નિમુના મનમાં વસ્યો છે. એટલે એમણે દૂર ખસી જવાનું યોગ્ય ધાર્યું. નિમુ વિના નહિ ચાલે, એને સ્થાને બીજી યુવતિને ગોઠવી શકાય જ નહિ, એવી એવી વાતો જાહેર કર્યા સિવાય જ એમણે એકલપંથી જીવન શરૂ કર્યું. જરૂર કરતાં

વધુ પૈસો એમને વારસામાં મળ્યો, બાપદાદાની મિલકતોના એક માત્ર વારસદાર હોઈને ધાર્યા કરતાં વધારે પડતી આવક એમને હતી. બહુ છુટથી નહિ તેમજ બહુ ગણત્રીપૂર્વક પણ નહિ એ રીતે એ પૈસાનો ઉપયોગ કરતા; ભોગ કે વિનાશને પંથે પૈસો વહી જાય તે કરતાં સેવાભાવી સુરોત્તમ દાનમાર્ગે પૈસાને વહેવા દેતા.

નિમુબેનની તકલીફ જાણીને જ એ અમદાવાદ છોડીને દૂર દક્ષિણમાં ચાલ્યા ગયા હતા. અવારનવાર એ પાછા ફરે ત્યારે નરોત્તમ નિમુ–અને ત્યાર પછી તો જયંતનો ઉમેરો થતાં–એમનો સુખી સંસાર જોઇને પોતે રાચે છે એમ ખુશી થઈને કહેતા. ને છતાં યે નિમુબેનની નજરમાં એમનાથી પોતાની સ્નેહભૂખી નજર ઠેલવાઈ જતી.

એકાંત મળતાં નિમુબેન ઠપકો પણ આપે :

'સુરૂભાઈ હવે શા માટે? તમે જાણો છો ને કે હું નિષ્ઠાવાન પત્ની છું? ચાહીને મેં એમનો હાથ ઝાલ્યો છે, પછી—'

'હું યે માણસ છું નિમુ, કયારેક બેધ્યાન બની જાઉં છું, બાકી તારું સુખ આટલું યે ઓછું થાય એવું હું નથી ઇચ્છતો. પણ વારંવાર મારું સ્થાન મને ચીંધી ન બતાવીશ, માણસને ચાહ મેળવવાનો નહિ તો પણ ચાહવાનો તો અધિકાર ખરો ને?'

બધી જ રીતે સમૃદ્ધ છતાં સ્નેહજીવનમાં નિરાશ બનેલા એ ભદ્રપુરુષ માટે નિમુબેનના મનમાં કરુણા જાગતી કરુણા, સહાનુભૂતિ, મમતા અને પછી !...ના, સ્નેહ સુધી પોતે જાય એવી કરુણાની વૃત્તિને પણ એ બહેકવા ન દેતાં, એમના મુખ ઉપર એવો કોઈ ભાવ આવી જાય અને સુરોત્તમ કદાચ એવા ભાવનો મનગમતો અર્થ કરે તો?

ને વર્ષોથી એ લક્ષ્મણરેખાનું બરોબર પાલન થતું હતું.

પણ નરોત્તમની આવી કપરી માંદગી જીવલેણ નીવડી તે દરમિયાન સુરોત્તમ હક્ક કરીને પાસે ને પાસે રહેવા લાગ્યા. સેવા ચાકરીમાં સાથે ને સાથે એ ઊભી રહે તે તો બરાબર પણ આર્થિક પરિસ્થિતિ જ્યારે વિકટ બની ત્યારે મોકળે મને એમણે એ કુટુંબને સહાય આપવા હાથ લંબાવ્યો ત્યાં નિમુબેને મુખ ઉપર કડક ભાવ અંકાવા દઈને ચોકખી ના પાડી.

એવી મદદનું ભયસ્થાન એમના ખ્યાલમાં હતું. પતિની માંદગી દરમિયાન બચત વાપરી નાંખી, વેચાય, કાઢી નંખાય એવું રાચરચીલું દાગીના વટાવ્યા.

'નિમુ, મારી આટલી મિલકત નરોત્તમના કુટુંબને ખપ ન લાગે તેનો શો અર્થ?' સુરોત્તમ દલીલ કરતા.

'એનો શો અર્થ? શા માટે હું ના પાડું છું તે તમે જાણો છો? સુરૂભાઇ, મને...મને બિચારી બનાવીને કશીયે તાણમાં ખેંચવા પ્રયત્ન ન કરશો. તમે ભદ્રપુરુષ છો, સાંગોપાંગ ભદ્ર જ રહો એમ વિનંતી કરું છું.'

અજબ સ્વભાવની સ્ત્રી હતી આ? કે એથી કશું વિશેપ? ના ના, પેલી લક્ષ્મણરેખા રેખા મટીને વીશ ફૂટ ઊંડી ખાઇ બને એવું કશું એને અભિપ્રેત હતું, કદાચ! સુરોત્તમે અંદાજ બાંધ્યો.

પણ નરોત્તમનું અવસાન થતાં એ ખાઈ પૂરવા માટેની પરિસ્થિતિ ઊભી થતી હતી, કુદરતને જ એ મંજુર હતું. આટઆટલાં વર્ષ સુરોત્તમે તપ કર્યું હતું તેનું કુદરતને જ અનુકૂળ એ રીતે ફળ પ્રાપ્ત થતું હતું, પછી આ જમાનામાં આટલી બધી આનાકાની શા માટે?

પણ નરોત્તમને ગયે દોઢ બે માસ થયાને નિમુબેને સુરોત્તમને

લગભગ આજ્ઞાને સૂરે કહી દીધું : 'સુરૂભાઈ, તમે જાવ; બહુ વખત થયા તમે તમારા મિત્ર માટે થઈને તમારું સેવા ક્ષેત્ર છોડી દીધું છે, હવે તમારે જવું જોઈએ.' કિશોર જયંત ખોળામાં સૂઇ ગયો હતો. એના માથે નિમુનો હાથ હતો, નજર ભીંત ઉપર ટીંગાળેલી પતિની છબિ ઉપર હતી.

'નિમુ, આટલા સ્પષ્ટ શબ્દોમાં ફરીથી જાકારો ! મને તારી પાસે રહેવા દે, તારું દુ:ખ, અભાવ દૂર કરવાની મને તક આપ, નિમુ !'

'ના સુરુભાઈ, મારું યુદ્ધ મને લડવા દો. એમ નહિ કરું ને તો બીજી સામાન્ય વિધવાઓની જેમ હું બિચારી બની જઈશ. કોઈની એ દયાના મારે પાત્ર નથી બનવું. કુદરતને રુચ્યું તે મેં સ્વીકાર્યું છે, એમના ગયા પછી નવેસરથી કશુંયે માંડવાના મને કોડ નથી એ એ તમે સમજી લો સુરુભાઈ.'

'પણ નિમુ ! તારું તો બધું જ જેમનું તેમ બચ્યું છે. ત્રીસ વર્ષની વય તે કાંઈ...'

'એવી નજરે મારા સામે ન જોશો સુરુભાઈ.'

'મારી નજરમાં કઈ રીતે ફેર પડે ? એ રીતે જ તને જોતો આવ્યો છું એ નજરને ભરી દે; આ અંતરને છલોછલ બનાવે એવું બધું જ તારું અકબંધ છે નિમુ.'

'એવી બધી તમારી માન્યતા છે ને એટલે જ વિનવું છું કે તમે જાવ. જે વ્યક્તિને માટે ઊંડી લાગણી હોય તેની વિનંતીને તમે ઠોકરે મારશો ?'

મજબુત હૈયે નિમુએને સામનો કર્યો અને ચોથે મોરચે એમણે વિજય મેળવ્યો, સુરોત્તમ ચાલ્યા ગયા. અને તે તે પછી તો વર્ષો

સુધી એમણે પોતાના સ્વમાનને સંકોર્યા કર્યું. માત્ર પત્રવ્યવહારથી મિત્ર પત્નીની પૂછાવે એ રીતે એ ખબર પૂછાવતા.

નિમુબેને અધૂરો મૂકેલો અભ્યાસ પૂરો કર્યો; બી. એ. પછી બી. ઈ. શરૂ કર્યું; ને ધીરે ધીરે એમની બઢતી થતાં નવી ઉઘડતી કોઈ શાળામાં મુખ્યશિક્ષિકા તરીકે એ નીમાયાં. પોતાનું કામ, પુત્રની દેખભાળ ને એની પ્રગતિ કઈ રીતે થાય તેની યોજના–નિમુબેનનું જીવન ભરપુર હતું—'મારા જીવનથી મને સંતોષ છે સુરૂભાઈ. દરેક માનવીને ઈચ્છેલું બધું જ પ્રાપ્ત થતું નથી, મને પણ ન થાય. અને છતાયે મને તો વસવસો પણ કોઈ વાતનો નથી. નરોત્તમે મારા જીવનને અનેક પાસે ભરી દીધું હતું, એ હયાત હોત તો એ માર્ગે હું મારી જાતને પૂરી વાળત, એ નથી તો બીજે માર્ગે મારી જાતને પિછાની છે, એને હું પામી છું. મારો એ જેવો તેવો સંતોષ નથી......'

'જયંતની પ્રગતિ જોઈને તમે પણ રાચી ઊઠશો. આ તરફ આવવાના હો તો જરૂર તમારા ભત્રીજાને મળવા આવજો. બીજી લૉ એણે પાસ કરી છે. હવે એડવોકેટ થશે......'

'વખત નથી મળતો, નહિ? પરંતુ આ ટાણે તો તમારે જ આવીને ઊભા રહેવાનું છે. જયંત પરણે છે એને મનગમતી પત્ની મળી છે શોભા. સાચોસાચ જ શોભા છે એ! અક્ષયતૃતિયા ઉપર લગ્ન લીધાં છે...'

વર્ષો પછી નિમુબેનના પત્રમાં સુરોત્તમને જૂની ઉષ્મા કળાઈ, લગનને ટાણે એ વેળાસર અમદાવાદ પહોંચી ગયા. છેલ્લાં ત્રણ–ચાર વર્ષમાં નિમુબેન કેવાં બદલાઈ ગયાં હતાં? અડધોઅડધ વાળ ધોળા થઈ ગયા હતા. વાળનો એ જથ્થો અડધો પણ રહ્યો નહોતો. મુખ ઉપરની સતત સાથી સમી પેલી આભા હવે જાણે ઝંખવાતી ચાલી

હતી, અને કપાળમાં અને ગાલ ઉપર ઘણી રેખાંઓ તણાવા માંડી હતી.

'ના, આ એ નિમુ નહિ.' સુરોત્તમે મનોમન નિશ્વાસ પરંપરાને શમાવી દીધી. નિમુબેને હસીને એમને આવકાર્યાં એ મૂળ હાસ્ય ક્યાં? દાંતની પંક્તિમાં નજરે પડે એવી બખોલો પડી ગઈ હતી.

'કેમ છે નિમુ?'ને બદલે સુરોત્તમથી પૂછાઈ જવાયું 'નિમુબેન તબિયત તો સારી છે ને?'

'બેન!' સુરોત્તમે ક્યારે પણ 'નિમુ'થી આગળ કશું ઉમેર્યું જ ન હતું, વિના લખ્યો એમનો 'નિમુ' 'નિમુ' કહેવાનો અધિકાર તો નરોત્તમ પણ સ્વીકારતા હતા. નિમુબેનને આશ્ચર્ય થયું. અને એમના મનોભાવની સુરોત્તમને ખાતરી થઈ હોય એમ એ બોલી ઊઠ્યા: 'આપણે હવે વનમાં પ્રવેશવાનાં, ને તે ઉપરાંત આવી મોટી શાળાનાં તમે સંચાલક, તમે આચાર્યપદે, હવે મારાથી 'તું તા' ન કરાય.'

લગ્ન ઠીક ઠીક ઉત્સાહપૂર્વક ઉજવાયાં. સ્વર્ગસ્થ પતિના વ્હેપારી સંબંધીઓ, નિમુબેને પોતે ઊભા કરેલા સંસારના પ્રતિનિધિઓ અને જયંત–શોભાની મિત્રમંડળી–સમારંભની ઉજવણીમાં માત્ર ઉત્સાહ જ નહિ, અભિરૂચિ પણ નજરે પડતી હતી. બધા મહેમાનો વચ્ચે સેવાભાવી સુરોત્તમ લગભગ પારકી વ્યક્તિ હોય એમ ધીરે પગલે ચુપ ચાપ ફરતા હતા. અને એમની એવી સ્થિતિ નિમુબેનની સમજમાં આવી ગઈ હતી તે કારણે એ એમની આટલી કાળજી રાખતા હતા? જેવા એ એકલા પડે કે તુરત ગમે ત્યાંથી કશું પણ બહાનું કાઢીને લગભગ એમની અડોઅડ આવી ઊભાં જ રહે. મોકળા મને અને અજબ આત્મિયતાપૂર્વક 'માત્ર નરોતમના જ નહિ, મારા પણ ખૂબ જૂના અને પરમ આત્મિય શ્રી સુરોત્તમ.'

જેવા શબ્દોમાં-થોડીઘણી કૃત્રિમતા લાગે તે રીતે એમની ઓળખાણ નિમુબેન કરાવતાં અને એક એક ઓળખવિધિને અંતે હક્કપૂર્વક એમની સામે જોઈ લેતા. સુરોત્તમનું હજુ ઘણું અકબંધ હતું. હજી એ જ ટટ્ટાર સીનો, એકાદ બે સફેદ લટો સિવાય કાળા વાળની બાબરી, મૂળ ગૌરવર્ણ, ઉપર જાણે પરિપકવ મેધા અને અનુભવનો ઓપ ચઢવાથી ન ખાળી શકાય એવું મુખ ઉપરનું તેજ—નિમુબેનનાં સત્તર વર્ષ વહી ગયાં હતાં ત્યારે જાણે સુરોત્તમે માંડ સાત વર્ષની મજલ કાપી હોય એવો એ તફાવત લાગતો હતો.

નિમુબેનની સંભાળ અને આત્મિયતાનું સહેજ આગળ પડતું પ્રદર્શન સુરોત્તમને જાણે અકળાવતું હતું. એવી અકળામણનું પુનરાવર્તન ન થાય તે માટે એ માટે જયંતના જુવાન મિત્રોના ટોળામાં પહોંચી ગયા. વર્તમાન પ્રશ્નો, રાજકારણ, અર્થશાસ્ત્ર, સરકારની જુદાં જુદાં ક્ષેત્રની નીતિ, રમતગમત, લગ્નની શાશ્વત સમસ્યા જેવા અનેક પ્રશ્નોની ચર્ચામાં એમની પરિપકવ બુદ્ધિનો આસ્વાદ એ મંડળીને મળવા માંડ્યો. જયંત અને શોભાને વિંટળાઈને ઊભેલાં જુવાન સ્ત્રીપુરુષોની સાથે જ પોતાનું સ્થાન છે એવી કોઈ છુપી સંતોષની લહર એમના અંતર બાહ્યમાં વ્યાપી ગઈ.

એમની નજર શોભા પર પડી. શોભા સાચે જ શોભા હતી. ઊંચી પાતળી ઘાટબદ્ધ કાયા, નમણું મુખ, પ્રસાધન સામગ્રીના વિવેકપુરઃસર ઉપયોગને કારણે અને વસ્ત્રાલંકારની ઉમદા રસવૃત્તિને લઈને એની શોભા શતગુણ વધી જતી હતી એમ સુરોત્તમને લાગ્યું.

નવવધુના સ્વાંગમાં ઊભેલી શોભા સુરોત્તમના અંતરમાં કશી અવર્ણનીય આકાંક્ષા, જીવનભર જે ટાળ્યું હતું તે પામવાની એષણા જગવી જતાં હતાં. મનની એવી વૃત્તિને વાળી લેવી જોઈએ એમ એમને શરૂ શરૂમાં તો લાગ્યું પણ પછી તો એ વૃત્તિ વિજયી નીવડી.

જયંતને સ્થાને પોતે હોય, શોભા પોતાની જ બાજુમાં ઊભી હોય એટલે સુધીની કલ્પનામાં તેઓ પહોંચી ગયા.

સમારંભ પૂરો થયો. ખાસ મહેમાનો મોડે સુધી રોકાયા, એ સૌ પણ વિદાય થયા. નિમુબેને જાતકમાઈ ખર્ચીને એલિસબ્રીજના એક શાંત ખૂણે બંધાવેલા એ નાના બંગલામાં માત્ર ચાર વ્યક્તિઓ જ હતી.

મધરાત વીતી ચૂકી હતી. જયંત-શોભાના ઓરડામાંથી એક શબ્દ પણ સંભળાતો નથી એની નવાઈ સુરોત્તમને અનુભવાતી હતી.

વૈશાખ મહિનાનો ઉકળાટ સહન નહિ થાય એમ નિમુબેનને ખાતરી હોવાથી એમનું બિછાનું ઉપર છતમાં જ થતું હતું.

'સુરુભાઈ! તમારું બિછાનું આજે પણ છતમાં જ પથરાવ્યું છે, તમે હજી અહીં જ બેઠા છો?'

બંગલાના નાના સરખા બગીચામાં નેતરની ખુરશી નાખીને આકાશ તરફ દૃષ્ટિ રાખીને બેઠેલા સુરોત્તમને નિમુબેને ધીરા અવાજે કહ્યું.

ધીરે પગલે સુરોત્તમ સીડી ચઢીને છતમાં ગયા; બિછાના પર લંબાવે તે પહેલાં પાછળ ને પાછળ નિમુબેનને ઉપર ચડી આવતાં જોઈને એમને આશ્ચર્ય થયું.

'નિમુબેન તમે? થાક્યાં હશો, દિવસોની ધમાલ પછી આજે નિરાંતે–'

'સુરુભાઈ! તમારી સાથે થોડી વાતો કરવી હતી; શાંતિ નો'તી આટલા દિવસ આજ રિસેપ્શન વેળાએ તમને દૂરથી જોયા

કરતી હતી. મારાથી તમે તરીને ચાલતા હતા. પહેલાં મને નવાઈ લાગી, પછી મેં કશું પરિચિત હલનચલન જોયું—'

ભોંય બેસવા જતાં નિમુબેનને આગ્રહ કરીને બિછાના ઉપર બેસવાનું કહેતાં સુરોત્તમથી બોલાઈ જવાયું :

'સાચેસાચ જયંત–શોભાની કેવી અન્યોન્ય અનુરૂપ જોડી છે, નિમુ!' નિમુબેનને બદલે 'નિમુ' બોલાયું તેની સુરોત્તમ પોતે ય નવાઈ અનુભવતા હતા જાણે!

'હું પરિચિત હલનચલનની વાત કરતી હતી સુરોત્તમ!' નિમુબેને પણ 'સુરોત્તમ' ઉચ્ચાર્યું. 'જાણે વર્ષો પહેલાં મારાં લગ્ન ઉજવાતાં હતાં ને...ને તમારી આંખોમાં જે ભાવ આવી આવીને વિરમી જતો હતો એ જ ભાવ આટલે વર્ષે ફરીથી જાણે તમારી નજરમાં મેં દૂરથી નિહાળ્યો, પાસેથી પણ નિહાળ્યો. શોભાને તમે લગભગ તમારી બાથમાં લઈને આશિષ આપ્યા, પણ જયંતને તમે થોડો વેગળો રાખ્યો.'

'નિમુ—'

'સુરોત્તમ—'

'મારે એક વાત કહેવી છે, નિમુ! મને બોલી લેવા દે. કાલ સવારની એક્સપ્રેસમાં જ મારે નીકળી જવું પડે એમ છે. બધું કામ પડ્યું છે અને લગભગ સાત દિવસ થવા આવ્યા મને નીકળ્યે.'

નિમુબેને આનાકાની ન કરી. ઉલટાનો કશીક નિરાંતનો નિશ્વાસ 'ભલે' કહેતાં કહેતાં મૂકયો.

જયંત અને શોભા હજી ઊઠ્યાં પણ ન હતાં. નિમુબેને એમને ઊઠાડયાં પણ નહિ. ઓટોરિક્ષામાં બેસતાં પહેલાં સુરોત્તમે એકવાર

ફરીથી નિમુબેન સામે જોઈ લીધું: યોજનાપૂર્વક એમણે સ્વસ્થતાનો સાજ સજાવી રાખ્યો હતો એમ તુરત એમને કળાયું.

રીક્ષાવાળાની હાજરીની ચિંતા કર્યા વગર એમણે નિમુબેનનો હાથ પકડી લીધો અને બીજો હાથ એમને ખભે મૂકી દીધો.

પૂર્વાકાશમાં સૂર્યોદય પહેલાંની ઉનાળાની સવારની રંગલહરો ઊઠતી હતી. નિમુબેન સુરોત્તમની દૃષ્ટિ ટાળીને એ રંગલહેરો સામે જાણે જોતાં ઊભાં રહ્યાં, પણ સુરોત્તમના સ્પર્શને એમણે ખાળ્યો નહિ. એવા સ્પર્શની પોતે અધિકારી હોય તે રીતે એમનાં અંગ-પ્રત્યંગ એ સ્પર્શનો પડઘો પાડતાં રહ્યાં.

*

રીક્ષાની ગતિ વધ્યે જતી હતી. સુરોત્તમ કશી ઊંડી વેદના ભૂલી જઈને અજબ શાતા અનુભવતા હતા. રીક્ષા દેખાતી બંધ થઇ પછી જ નિમુબેને પાલવ ઊંચકીને આંખો લૂછી! હા, આંસુ-ભીની આંખો! પરંતુ સુરોત્તમ ચાલ્યા ગયા તે માટે નહિ, વર્ષો સુધી સાચવેલા કંઈક અકબંધ ખ્યાલો એક નિમિષમાં કડડભૂસ થઈ ગયા તે કારણે. સેવાભાવી સુરોત્તમને ઉગારી લેવાનો જાણે એ એક જ ઉપાય હતો...

# ૧૩

## પિયા બીન નાહિ આવત ચૈન

**ટેલિફોન!** ટનનન ટનનન ટનનન 'એલાવ! કોણ?...ઓહ તમે? આશ્ચર્ય...? નવાઈ ન લાગે? જાણે સૈકાઓ પછી તમારો મધુરકંઠ છેવટે ટેલિફોનમાં પણ સાંભળવા મળ્યો, શુક્લા!...શું કરે છે ભાઈ સાહેબ?...શું કહ્યું? ઓહો! એમકે?...મહિનામાં કેટલી ટ્રીપ મારે છે, દિલ્હીની?...શું કરશે આટલું બધું ભેગું કરીને?..., અમારું તો બધું બરાબર છે...વિધાતાએ કૃપા કરેલી જ વળી...હા હા વાડી ગાડી લાડી બધાં જ સલામત અને આનંદમાં...ના વળી ઢીલું ક્યાં બોલું છું...? ખોટું બોલું છું? હું...? લાડીને લાડ ઓછાં કરું છું એમ?...તમને કોણે કહ્યું? પરમ દિવસે સવારની ફ્લાઈટમાં...શ્રુતિ છે એતો. પ્લેનમાં ઊડવાની ટેવ પડી, કહે છે કે મારે પગલે, એટલે કે લાડીને પગલે વાડી અને ગાડી પામ્યો છું તો પ્લેનમાં શા માટે ન ઊડે...કલકત્તામાં નથી એ વાત સાચી, પણ જ્યાં હશે ત્યાં શ્રુતિ મોજમાંજ હોવાની એની રજમાત્ર મને શંકા ન હતી, એટલે કહ્યું કે, સલામત છે. આનંદમાં છે...નો, નો, શી કાન્ટ

બી અધર વાઈસ શું સૂચવો છો, કહો...શુક્લા બહેનનો હુકમ થાય તે તાકાત છે અવનીશની કે ના પાડે? કોને કોને બોલાવ્યાં છે?...સી વાત કરો છો? બધાં જ વિરહીજનોનો મેળો ત્યારે?! ભલે, ચોક્કસ બરાબર સાડા સાતે સેવક હાજર......'

અવનીશે રિસીવર ઠેકાણે મૂક્યું. સામે ખૂણે રૂપેરી ફ્રેમમાં જડેલો શ્રુતિનો ફોટો એની નજરે પડયો, ચિરંતન હાસ્ય ત્યાં ઝડપી લેવામાં આવ્યું હતું, એની મોટી આંખે તેમ છતાં જાણે જીવંત હોય એ રીતે એ ફોટાની શ્રુતિ અવનીશની સામે ટીકી ટીકીને જોતી હતી. ફોટો ઉપાડીને અવનીશે ચૂમી લીધો એને સારું લાગ્યું; રોજનો નિત્યક્રમ પતાવવાનું એ ભૂલ્યો નથી એવો સંતોષ પણ એણે અનુભવ્યો.

સાંજે સવાસાત વાગે એ અલીપુર પહોંચી ગયો ત્યારે નીના કે વિસ્મય હજી આવ્યાં ન હતાં. મને થયું કે ચાર વિરહીઓ ભેગાં થઈને સુખદુઃખની વાતો હસી ખુશીથી કરીએ...' દક્ષિણ તરફના વરંડામાં નેતરની ખુરશીઓ ગોઠવી હતી, તે તરફ દોરી જતાં શુક્લાએ અવનીશને ફોડ પાડયો. 'શ્રુતિબહેન મુંબઈ ગયાં છે એમ માહિતી મને નીનાએ જ આપી, મિસ્ટર વસાવડાને એ એરોડ્રોમ મૂકવા ગઈ હતી. ત્યાં શ્રુતિને પણ જોયાં—તમે કમાલ છો અવનીશ! શ્રુતિબહેનને વળાવવા ડમડમ પણ નો'તા ગયા!!'

'આઈ વોઝ બીઝી અને એણે આગ્રહ રાખ્યો હતો કે એવા ઉપચારની કંઈ જ જરૂર નથી. આઈ એ સીના ટ્રાન્સપોર્ટમાં જ એ ગઈ ત્યારે રહી. એકલા એકલા એને મૂકીને ડમડમ હાઈ વે ઉપરથી પાછાં ફરવું એ મારે માટે કેવું અસહ્ય બને છે તે શ્રુતિ જાણે છે...એને ક્યારેય ટ્રેન હોય કે પછી પ્લેન હોય, હું વળાવવા જઈ શકતો નથી. આઈ મીસ હર સો મચ.'

'મારું પણ એવું જ છે. એ તો જોકે મોટરમાં ગયા, કંપનીની મોટરમાં આસન્સોલ થઈને ધનબાદ, કદાચ રાંચી જમશેદપુર થઈને પણ જાય મને એવી બ્હીક લાગે. એવી બીક લાગે!! ગ્રાન્ટ ટ્રન્ક રોડ ઉપર તો તમે જાણો છો અવનીશ કેવા કેવા એકસીડેન્ટ થાય છે? મેં ખાસ કહી રાખ્યું છે જ્યાં પહોંચે ત્યાંથી તુરત તાર કરે, અથવા પ્રેફરેબ્લી ટ્રન્કકોલ જ જોડે; આઈ એમ સો વરીડ. પછી નીના બહેન મળી ગયાં એટલે થયું કે ચાલો ત્યારે બધાં ભેગાં થઈએ. વિરૂની વાત એમણે જ કરી, કહે કે બિચારો કવિ હમણાં એકલો છે, એમનાં શિરતાજ બનારસ-વારાણસી ગયાં છે, છૈયાં છોકરાંને લઈને...

એક શ્વાસે લગભગ ઘણું બધું શુકલા બોલી ગઈ. વચલા ટેબલની આજુબાજુ ચાર નાજુક ખુરશીઓ ગોઠવી હતી. એ કાટખૂણે ગોઠવાયેલી બેઠક ઉપર બન્ને બેઠાં.

'શું જુઓ છો અવનીશ? શ્રુતિ યાદ આવી ગયાં? એટલે કે તમારી નજરમાં મને એવો ભાસ દેખાયો, આત્મીયતાનો ભાવ!' શુકલાએ ટોમેટો રસની નાજુક પ્યાલી અવનીશના હાથમાં સોંપતાં પૂછ્યું.

'હેં!...એટલે કે... વેલ; એવી એક ઘડી ખાલી જતી નથી, મને શ્રુતિ યાદ ન આવે. મારાં જીવનના એકએક પાસાં એણે પોતાની હાજરીથી ભરી દીધાં છે. શુકલા સાચે સાચ એ ઘરમાં ન હોય ત્યારે હું બેચેન બની જાઉં છું.'

'મારી પણ એજ દશા છે. તમે તો હર ઘડીની વાત કરો છો, જ્યારે હું તો પળ પળ નિરૂને યાદ કરું છું. બરાબર સવા પાંચ થાય ને હોર્ન વાગ્યું જ છે, હું તૈયાર હોઉં જ એ ઑફિસથી પાછો ફરે ને હું કપડાં બદલી વાળ ઠીક કરીને સામેથી રીસીવ ન

કરું તો ' હી વીલ બી ડીસ એપોઈન્ટેડ; અને પછી ઘેલો એતો, બે પગથિયાં કુદીને મને...સમજ્યાને અવનીશ ?'

'તમે લોકો પુરુષોને એવી ટેવ પાડો પછી થાય શું ? શ્રુતિ કલકત્તા આવી તેવામાં તો અમે ભવાનીપુર રહેતાં; અમારી નીચે એક બંગાળી બાબુ રહે. અમારી પાછળની બાલ્કનીમાંથી એમનાં ચોકમાં જે કાંઈ બનતું હોય તે દેખી શકાય. બાબુજી આમ તો એક અંગ્રેજની ઑફિસમાં હેડકલાર્કના હાથ નીચે, પોણા ત્રણસોનો પગાર દસ વર્ષની નોકરી હેકિ–'

'તમે કહેવા શું જતા હતા અવનીશ? આમ મુખ ઉપર શરમનાં શેરડા શાથી પડે છે ?'

'અરે શુક્લા, બહુ ઈન્ટરેસ્ટીંગ વાત છે...એ બાબુજીની પત્ની એમનાથી દસ વર્ષે નાની રૂપાળી કહી શકાય, પણ લઘર વઘર રહે. આખો દિવસ ઘરકામમાં કે આળસ માણતી પડી હોય ત્યારે નજરે પડે તો શ્રુતિ, કહેતી હતી કે ભૂંડી ખખ લાગે પણ એમને જ્યાં ચારનો ટકોરો સાંભળે કે સાબદી થઈ જાય.

'અને નાહી ધોઈ લે ?'

'એટલું જ નહીં, નિરાંતે ન્હાય ધુવે, નવી સાડી બદલે, અને તેલ નાંખી મઝાનો અંબોડો વાળે, રસ્તા ઉપરની બારી પાસે બેસીને પડદો સહેજ સરાવી મીટ માંડીને બેસે. છ સવા છએ નીલ-રતન બાબુનો ખોંખારો સંભળાયો જાણો, અને પછી તો.'

'પછી તો ?'

'પછી બધું કલ્પી લેવાનું એ પછીનો મિલન પ્રસંગ તો શ્રુતિની નજરે પણ ક્યારેય નથી પડ્યો. બધાં ઓછાં શુક્લા-નિરંજન જેવાં બોલ્ડ હોય કે પ્રવેશદ્વાર પાસે જ મિલનોત્સવ માંડી બેસે.'

'વાત તમે શ્રુતિની કરતાં હતાં ને અંદર મને ખેંચી લાવ્યાં?' શુકલા મીઠું હસીને બોલી, 'રસ પી લો, ભૂખ સારી ઉઘડશે.'

'નીના વીરમ્ય હજી ન આવ્યાં?'

'કેમ, એ લોકો ન આવે ત્યાં સુધી ચેન નહિ પડે? એકલી શુકલાની કંપની-?'

'હું એમ કહેતો હતો કે નીના અને વિરમ્યની દોસ્તી માટે તમે શું ધારો છો? આઈ. મીન. હું કંઈ એવો સુગાળવો નથી. પણ આ તો એમ કે.'

'મારું પણ એવું જ છે મને પણ એવી કશી સૂગ નથી દરેકે પોતપોતાનું સુખ પોતાની રીતે મેળવી લેવાનું હોય. બ્હાર-નાઓએ એમાં માથું ન મારવું જોઈએ. બધાં પુખ્ત વયનાં સ્ત્રી-પુરુષો છે ધે નો વ્હોટ ધે આર ડુઈંગ, નહિ?'
'ધેટ્સ ઈટ્' અવનીશે ટામેટારસનો ગ્લાસ પૂરો કર્યો.

'શ્રુતિને ખબર પડે કે-' થોડી મિનિટો વીત્યા પછી શુકલાએ વિષય બદલવાનો પ્રયત્ન કરતી હોય તે રીતે પૂછ્યું, 'કે તમે રોજ સાંજે કોઈ ને કોઈ મિત્રને ત્યાં એમની ગેરહાજરીમાં મોડી રાત સુધી સમય વીતાવો છો તો એમને કેવું લાગે?'

'શી વીલ બી હેપી-'

'એટલે કે એમને વાંધો નહિ ને?'

'ઓન ધ કોન્ટરરિ-એવું ન કરું તો મને શ્રુતિ માફ ન કરે-'

'ધેટ્સ ધ વર્ડ, તમે સાચો શબ્દ વાપર્યો. નિરંજનનું પણ એવું જ. એકલી એને યાદ કર્યા કરું, ઘરમાં ફફડ્યા કરું અને એનો ટ્રન્ક

કોલ આવે ત્યારે કામ પડતું મૂકીને પણ ચાલ્યા આવવાનો આગ્રહ કરું, એ કરતાં એ જરા ઇચ્છે છે કે હું આમ કોઈની કંપનીમાં ટાઢે હૈયે સમય વીતાવું છું. તમે આવવાની હા પાડીને મને ઓબ્લાઈજ કરી છે. અવનીશ.'

'ઉલટાનો મારે તમારો આભાર માનવો જોઈએ. શુક્લા, મારાવતી જ નહિ, શ્રુતિ વતી પણ.'

'હું એજ કહેવા માંગતી હતી અમને બન્નેને તમે ઓબલાઈજ કર્યાં છે. જ્યારે એ જાણશે કે યુ હેવ બીન સો નાઈસ ટુ મી–' ત્યાં બારણાં ઉપરનો કોલબેલ વાગ્યો. નોકરે બારણું ખોલ્યું. નીના અને વિરમ્ય સાથે જ પ્રવેશ કરી રહ્યાં છે એમ શુક્લાને અણસારો પહોંચ્યો, એણે સાર્થ દ્રષ્ટિથી અવનીશની સામે જોયું. ને ધીરા અવાજે ઉમેર્યું. 'હું શું કહેતી'તી? કવિને નીનાએ લીફ્ટ આપી હશે. મિસ્ટર વસાવડાની ગેરહાજરીમાં શી વુડ નોટ મીસ એન ઓપોર્ચ્યુનીટી, આવો આવો, નીના, હલો વિરમ્ય! બન્ને સાથે જ આવી પહોંચ્યાં ને?' હું હમણાં જ અવનીશને કહેતી હતી કે વિરમ્યને નીના લીફ્ટ આપે તો સારું...'

'વીરમ્યને મેં ફોનમાં કહ્યું ધીરે ધીરે તૈયાર થજો, વેળાસર સાડા સાતે પહોંચવું જ એવું કંઈ નથી. બિચારા અવનીશભાઈ કદાચ સીધા ઓફિસેથી અલીપુર પહોંચ્યા હશે. શ્રુતિ મુંબઈ ગઈ છે, નીરંજન આસન્સોલ કે ધનબાદ કોલીઅરીઝ સાથે ધંધો ગોઠવવામાં પડ્યા હશે. બિચારાં બન્ને વિરહી એકબીજાનાં સાથે નોટસ કમ્પેર કરતાં હોય તો ભલે કરે.'

નીના ખડખડાટ હસી પડશે એવો વિરમ્યને ભય લાગ્યો પણ ના, સહેજ ભાવે વાત કરી હોય, લગભગ, 'કેમ છો? તબિયત

સારી છે ને ?' એવા ઔપચારિક પ્રશ્નો પૂછ્યા હોય એવું જ એનું વર્તન બની રહ્યું. એક ખાલી ખુરશી ઉપર બેસીને ટ્રેમાં પડેલો એપલજ્યુસ એણે ઉપાડી લીધો. 'તરસ તો એવી લાગી છે ! બેસોને વિરમ્ય...અને અવનીશ તમે ઊભા કેમ થઈ ગયા ? શ્રુતિએ આવી સ્ત્રીદાક્ષિણ્યની તાલિમ આપી છે કે શું ?' ના, રે, હજી પણ નીના હસતી ન હતી. વિના હસ્યે એના શાંત એકધારા અવાજમાંથી સામી વ્યક્તિની ઠેકડી કરવાનો માત્ર આભાસ જ પ્રગટતો હતો. વિરમ્યને ખાતરી કરવી હતી કે આ ઘડીએ અને ઘેર એને લેવા માટે આવી ત્યાર પછીથી એની સાથે શરુ થયેલી વાતચીતમાં પણ નીનાએ એની કે કોઈની પણ મશ્કરી નોંતી કરી.

'તૈયાર છો વિરમ્ય ?......મારે તો એવું સુખ, મિસ્ટર વસાવડા હંમેશાં મારા કરતાં દશ મિનિટ વહેલા તૈયાર થઈ જાય. એટલું જ નહિ પણ ભોંય પડેલા મારા લબાચા ઉપાડીને સરખા કરે–' વિરમ્યના ત્રીજા માળના ફ્લેટમાં પ્રવેશતાં નીનાએ પૂછેલું.

'લબાચા એટલે ? યુ મીન–' વિરમ્યે ખુલાસો માગેલો.

'એટલે વળી ? સ્ત્રીઓના લબાચા, સાડી, ચોળી ને બીજાં વસ્ત્રો ......તમે કોઈ દિવસ વનલતાબહેનને એવાં કામમાં સાથ ન આપો ? અમારે વસાવડા તો ભગવાનના માણસ, બ્રેસિયરને પણ ઇસ્ત્રી કરી આપે. ચોમાસું હોય ને સૂકાઈ ન હોય, સ્હેજસાજ ભીની હોય તો ના પહેરવા દે, કહે કે લાવ ઈસ્ત્રી મારી આપું. ...નવી કાઢીને પંહેરવાની મને આળસ. ......અરે એ ભાઈસાહેબ તો મારા કરતાં પણ કબાટ સારી રીતે ગોઠવી આપે. હું એટલે સાંગોપાંગ અવ્યવસ્થા, ગુજરાતી સ્ત્રી સમુદાયમાં મારી એવી ખ્યાતિ છે. નીના નાણાવટી મટીને નીના વસાવડા થઈ ત્યાં સુધી આપણે તો ગેરવ્યવસ્થા જ અજમાવી છે. કૉલેજમાં હતી ત્યારે પણ મારો તો એવો જ સ્વભાવ

...પણ મિ. વસાવડાને ઉલટો આનંદ પડે. મારી એક એક સાડી વાળી ગડી કરી થપ્પીમાં ગોઠવતાં જાણે પત્નીને લાડ કરતા હોય તેવો તેમનો મુખભાવ...તમે આવું બ્રાઉન પેન્ટ અત્યારે શું પહેર્યું ? જોઉં બીજા કયા કયા પેન્ટ છે તમારા કબાટમાં ? '

વિસ્મયનું કબાટ ઉપર તળે કરીને નીનાએ ચાર્કોલ ગ્રે પેન્ટ બહાર કાઢ્યું. એની સાથે ભળે એવું લાઈટ ક્રીમ રંગનું બુશશર્ટ પણ એણે નક્કી કર્યું. 'વનલતા તમારાં કપડાંની પંચાત ન કરે કે ? બિચારાં છોકરાંમાંથી જ ઊંચાં નહિ આવતાં હોય......પણ મિસ્ટર વસાવડાનું એક એક કપડું હું જ પસંદ કરું. મારા વર તરીકે મારી સાથે હરવું ફરવું હોય તો એમના બિચારાને માટે બીજો ઉપાય જ નહિ... પહેલાં તો ખાદી પહેરતા'તા, પાયજામો ને ઝભ્ભો ને એવું એવું. એવા ફની લાગે ! શરીર ખાસું ગોળમટોળ, હાઈટ પાંચ ને સવાચાર ઈંચ અને પછી એવું એવું પહેરે...તમારી હાઈટ કેટલી હશે વિસ્મય ?...જસ્ટ વેઈટ, હું છું પાંચ ને ચાર...તમારા કાન સુધી તો આવું છું. તમારી બહુ તો પાંચને સાત હશે, નહિ ?...અને પુઅર વનલતા ! શરીરમાં સાવ લતા જેવા, અને ઉંચાઈ માંડ પાંચ ફીટની હશે.'

'ના, એની હાઈટ પાંચ ને બે છે અને વજન એકસો ને ચૌદ. નોટ બેડ.'

'તમારે એમનો બચાવ કરવાની જરૂર નથી. વસાવડાની ગેરહાજરીમાં હું એમનો બચાવ કરું છું ? કાણાં ને કાણો કહેતાં હું તો એની સામે પણ ન અચકાઉં. આપણે સ્વીકારવું જોઈએ કે જેમ અમારું વસાવડાનું 'ઠીક હવે' જાતનું જોડું છે તેમ વિસ્મય અને વનલતાનું પણ ચલાવી લેવાય' એવું જ જોડું ગણાય એ કરતાં ધારો કે એવું બન્યું હોત–' વિસ્મયને લાગ્યું કે હમણાં નીના

હસી પડશે, જોરશોરથી હસી પડશે, પણ ના રે, એણે તો સાવ રમતા રમતા વાક્ય પૂરું કર્યું –'કે વસાવડાને બદલે વિરમ્ય હોત અને વસાવડા વનલતા સાથે ગોઠવાયા હોત તો બે આદર્શ યુગલ લાગત. એમને બાળકો માટેનો ઘણો તલસાટ, અને મને કોણ જાણે, એ લપ ન ગમે. તમને ત્રણ ત્રણ બાળકો જરા વધારે પડતા નથી લાગતાં વિરમ્ય?...એકાદ થાય ત્યાં સુધી બહુ તો હું નમતું તોલું, ને એ પણ પાંત્રીસ વટાવ્યા પછી. ભોગવવાનું ભરપટે ભોગવી લીધું હોય, ઐરાં કલાસમાં ભરતી થઈ ગઈ હોઉં પછી ભલે, જસ્ટ ફોર એ ચેન્જ, મા બનીએ વળી. તમારા જેવો પુરુષ મને મળ્યો હોત તો મા બન્યે જવા કરતાં પત્નીપ્રેયસી કંમ્પેનીઅન બની રહેવામાં મને વધુ કૃતકૃત્યતા લાગત......'

વિરમ્યને એ સૂચન સારું લાગ્યું હતું. નીના ચબરાક હતી, બોલકી હતી, પહેરવા ઓઢવાની લઢણમાં એની રસિક વૃત્તિ તરી આવતી હતી. જ્યારે વનલતા ! અને ડ્રાયવરને વિદાય કરીને જાતે જ મોટર ચલાવી સીધા અલીપુર પહોંચવાને બદલે વિક્ટોરિઆ મેમોરીઅલનું ચક્કર મારી, ગંગાઘાટ જોઈને એણે મોટર પાર્ક કરી, ત્યારે તો વિરમ્યનું હૈયું આ ક્ષણીક સોબત જાણે રોજનું જીવન બની જાય તો કેવું, એવી તૃષ્ણાથી તરબતર બની ગયેલું...

ચારે બાલ્કનીમાં ક્યાંય સુધી બેઠાં, જમવાનું પિરસાયું, નોકરે વરદી આપી, હસતાં ગપસપ મારતાં ચારે નિરાંતે જમ્યાં. લોંગપ્લેઇંગ રેકોર્ડ ઉપર સિતાર ઉપર માંરુબિહાર વાગતો હતો.

'નિરંજનનો પ્રિય રાગ. એ ન હોય ત્યારે હું તો એની મનગમતી રેકોર્ડો ચેન્જર ઉપર ગોઠવી એના આ પ્રોટ્રેટ સામે જોતી બેસી રહું –' શુક્લાએ અડધી આંખ ઢાળેલી રાખી, અવનીશની સામે જોઈને કહ્યું.

'અને જાણે નિરંજનની હાજરી તમે અનુભવો શુકલા? મારે પણ વસાવડા ન હોય ત્યારે વખત કેમ વીતાવવો એની પંચાત, શાસ્ત્રીય સંગીત અમારે નાગરોમાં તો લોહીમાં ઉતર્યું હોય. એમનો કંઠ સુરીલો. મેં કહ્યું થોડું બચાવીને એક ટેપ રેકોર્ડર વસાવો. વસાવ્યું, એમનાં ભજનોથી માંડીને ઠુમરી અને કજરી મેં ઉતારી લીધાં છે. જેથી જ્યારે સુડ. તમે વિરમ્ય, ઉતાવળમાં ન હોતો ઘેર આવજો સંભળાવીશ. બહુ દિલથી ગાયું છે એ બધું; એમાંયે, 'પિયા બિન નાહિ આવત' એમ એમનું સાંભળો તો ખાં સાહેબની આબેહુબ નકલ લાગે...'

*

છુટા પડવાનો વખત પાસે આવ્યો નીનાએ મોટું બગાસું હથેળી પાછળ સંતાડી દીધું.

'ઊંઘ આવે છે નીના?' વિરમ્યે પૂછ્યું ને તુરત ઉમેર્યું 'ઊઠીશું?' નીના ઊભી થઈ વિરમ્ય પણ ઊભો થયો.

'આવો છો વિરમ્ય?' એકલા વિરમ્યને જ નીનાએ પૂછ્યું.

'થોડું વધુ બેઠાં હોત તો? મને તો બાર વાગ્યા પહેલાં ઊંઘ નહિ આવવાની–' શુકલાએ ઉભાં થતાં સુચવવા ખાતર સુચવ્યું.

'મારે પણ મુશ્કેલી થવાની. તમે કૉફી પીવા માટે આગ્રહ કર્યો હવે એ વાગ્યા સુધી ઊંઘ હરામ. શ્રુતિ વળી સાથે હોય તો ગપસપ મારતાં'–અવનીશ હજી ખુરશી ઉપર બેઠાં બેઠાં જ બોલતો હતો.

'પણ તમારે શી ઉતાવળ છે? બેસોને અને ઘર વળી ક્યું આઘે છે? મારે તો ગેરેજમાં ગાડી મૂકયા પછી આટલી રાતે બસો વાર ચાલવું પડશે ને ત્રણ સીડી ચઢીને એકલાં એકલાં—'

'પણ એમ કરોને વિરમ્ય પછી ચાલી નાંખશે, તમે ગેરેજમાં

મોટર મૂકી દો તમને ઘેર પહોંચાડી દે પછી ટેક્સી કરી લે. અથવા તો–' શુક્લાએ સૂચવ્યું.

'અડધો માઈલ પણ નથી. એ તો હું ચાલી નાંખીશ ચાલો ત્યારે શુક્લા, થેંક્યુ વેરીમચ…' બોલીને વિસ્મય આગળ નીકળી ગયો પાછળ ને પાછળ નીના પણ બહાર નીકળી.

'શું કહેતી'તી?' શુક્લાએ અવનીશ સામે હસીને પૂછ્યું અવનીશે હાસ્યનો જવાબ હાસ્યથી આપ્યો પછી ચેન્જર પાસે જઈને ઊભો રહ્યો, 'નિરંજનને બીજી કયી કયી રેકોર્ડ ખાસ પસંદ?'

શુક્લાએ બિસમીલ્લાની શરણાઈવાળી રેકોર્ડ કાઢીને ચેન્જર ઉપર ગોઠવી. ક્ષણવારમાં મલ્હાર ઓરડામાં ગુંજી રહ્યો.

'ખાતરી પૂર્વક કહું છું, નીના અત્યારે વિસ્મયને ટેઈપ રેકોર્ડર ઉપર વસાવડાનું ગાયેલું પિયા બિન નાહિ આવત. સંભળાવતી હશે,' શુક્લાએ અવનીશના કાનની લગભગ અડોઅડ મુખ લાવતાં કહ્યું.

## ૧૪

# બદનમેં માનો હડ્ડી હી નહિ

માઈક ઉપર જાહેરાત થઈ.

'બાનુઓ અને સદ્‌ગૃહસ્થો, તમે રાહ જોતા હતા તે આજ રાતનો સૌથી ભભકદાર કાર્યક્રમ હવે વીસ સેકન્ડમાં શરુ થાય છે, મારી રીસ્ટ વોચમાં અત્યારે અગીઆરમાં ઓગણીસ સેકંડ બાકી છે. બરાબર અગીઆર વાગે વિશ્વની સર્વોત્તમ નાજની બેલી ડેન્સર લયલા લતીફ...'

હજી તો બીજી થોડી સેકન્ડો પસાર થવાની વાર હતી, ડાઈનીંગ રૂમમાં અંધારું થયું અને પ્લેટફોર્મ ઉપર ઉલ્લાસી–વિલાસી સંગીતની રમઝટ શરૂ થઈ ત્યાં જ ગ્રેટઈસ્ટર્ન હોટેલની મેક્સીમ રેસ્ટોરાંમાં ભોજન લેતા સદ્‌ગૃહસ્થો અને બાનુઓની નજર ડાબા હાથના હોલની બાજુ તરફ જડાઈ ગઈ.

જમણી તરફની ભીંત પાસે ડાઈનીંગ હોલના સૌથી અગત્યના ગણાય એવા ટેબલ પાસે માણેકલાલ બેઠા હતા. અમદાવાદમાં તો

નિયમ. તરીકે એ છપ્પનઈંચી કોટ અને કાળી ટોપી હજી પણ પહેરતા સ્વરાજ્ય આવ્યા પછી કાળી ટોપી ઉતારીને સફેદ ખાદીની ધારદાર ટોપી પહેરનારાઓમાંના એક એ નહિ, એમ કોંગ્રેસને ગાળ દેવાનો વખત આવ્યો હોય ત્યારે એ બોલી બેસતા. એ માણેકલાલ સેલ્સમેન પોતાની મિલનું કાપડ વેચવા પરપ્રાન્તમાં જાય ત્યારે કાપડબજારમાં પતાવવાની કામગીરી આટોપ્યા પછી કૉલેજના દિવસોમાં જે પહેરવાના ક્યારેક કોડ જાગેલ તે પહેરવેશ, ક્યાં તો પૂરો સુટ ટાઇ સાથેનો, અથવા પાતળું ફરફરતું બુશશર્ટ અને ચકચકતું શાર્કસ્કીન કે ટેરીલીનનું પેન્ટ ચઢાવી લેતા.

કલકત્તાના એમના એજન્ટ મેસર્સ બનારસીદાસ અગ્રવાલના ભાગીદાર મોહનલાલના આગ્રહથી આજે એમણે ફુલસુટ ચઢાવ્યો હતો. ન્યુમાર્કેટથી ગ્લોબનર્સરીની દુકાનેથી રતુમડા ગુલાબના ગુચ્છમાંથી નાજુક બે લીલી પાંદડી સાથેની ખીડાયેલી કળી પણ એમણે બટનહોલમાં ગોઠવી દીધી હતી. મોહનલાલના આગ્રહથી માત્ર ખીસા રૂમાલમાં જ નહિ હથેળીની પછીતમાં કાનની પાછળ, અને કપડાં ઉપર પણ ક્યાંક ક્યાંક હીનો લગાડીને એ નીકળ્યા હતા. મોહનલાલે એમના માનમાં આજે મેકસીમમાં ડીનરનો કાર્યક્રમ ગોઠવ્યો હતો.

માણેકલાલ ડેન્સીંગ ફ્લોર તરફની ટેબલની ધાર પાસે બેઠા હતા, મોહનલાલે ચાહીને એ તરફની ખુરસી એમને આપી હતી. માણેકલાલ ઉપરાંત મોહનલાલ અગ્રવાલે પોતાના ખાસ વહેપારીઓ-માંથી ચુંટી ચુંટીને ચાર જણને આમંત્રણ આપ્યું હતું. સેલ્સમેનમાંથી સેલ્સમેનેજર તરીકે હવે પોતાને ઓળખાવતા માણેકલાલ શાહનો આ નવો લેબાશ એ સૌ મુક્તકંઠે બિરદાવતા હતા. 'આમ સાહેબ તમને સાફઈદાર ધોતિયું ને લોંગકોટ જો કે શોભે જ છે. પણ આમ સૂટમાં તમે માંડ ત્રીસ વર્ષના લાગો છો!' 'નહિ રે, હું તો કહું છું કે શાહસાહેબે હવે બજારમાં પણ સૂટ પહેરીને નીકળવું જોઈએ, હજાર

પંદરસોને બદલે પાંચ-હજાર ગાંસડીનું વેચાણ કરીને ન જાય તો હું ધંધો કરવાનો છોડી દઉં! કંઈ પર્સનાલીટી લાગે છે!' એમ ધીરા અવાજે અંદરોઅંદર વાત કરવાનું બહાનું છતાં માત્ર શાહ સાહેબને ખુશ કરવા એ સાંભળે એટલે મોટેથી બધા વાતો કરતા હતા.

ખાવાનું પતી ગયું. આઈસક્રીમની વરધી અપાઈ ગઈ ત્યાં પેલી જાહેરાત થઈ ને આ છએ મહેમાનો બીજાઓની જેમ સાબદા થઈને લયલા લતીફના પ્રવેશની રાહ જોવા માંડ્યા.

અંધારામાંથી એક પ્રકાશ વર્તુળ ભમવા નીકળ્યું. ડાબી તરફ એ સ્થિર થયું. અને એ વર્તુળમાં લયલા લતીફે પ્રવેશ કર્યો. એ વર્તુળ ભમતું રહ્યું.

મધ્યપૂર્વ પ્રદેશની એ નાજની, ખાસ એલેક્ઝેન્ડ્રીઆમાંથી ગ્રેટઈસ્ટર્ન હોટેલવાળાઓએ એની આયાત કરી હતી એમ એમની જાહેરાત બોલતી હતી.

મોહનલાલ અગ્રવાલે માણેકલાલનો ખભો દબાવ્યો, 'હું નો'તો કહેતો શાહ સાહેબ, સ્સાલીની શું અદાકારી છે! નટખટ પાછી કેવી! હેં!...બાબા રે, શું શરીર ઘુમાવે છે!'

'બદનમેં માનો હડ્ડી હી નહિ,' બીજાએ પોતાની આગવી રીતે જોરદાર હિંદીમાં બેચાર વાક્યોને બોલીને કદર ઠાલવી. માણેકલાલ શાહ અપલક દૃષ્ટિએ લયલા લતીફના અંગેઅંગની નજાકત માણી રહ્યા.

કેડ ઉપરથી સરીને નિતંબને આધારે ફરફરતું રહેતું જરીના રેસાઓનું પારદર્શક સ્કર્ટ અને સુપુષ્ટ વક્ષસ્થળને ઢાંકી રાખવાનો ચાળો કરતું નામનું ઉપવસ્ત્ર, લયલાનો એટલો સરખો પહેરવેશઃ કશું પણ ઢાંકવાને બદલે ઘણું બધું ખુલ્લું મૂકવાની કામગીરી પતાવવા માટે જ યોજાયો હતો એમ માણેકલાલે રસપૂર્વક નોંધ્યું.

બેલી ડેન્સનો એક અનિવાર્ય અંશ હોય તેમ મોટા મોટા પેતરા રચતી ડેન્સફ્લોરના ક્ષેત્રફળને વારંવાર આવરી લેતી લયલા અવારનવાર મહેમાનોની ખૂબ નજીક પહોંચી જતી, એકાદ જણને ચૂંટીને એની સામે બે પાંચ દસ ક્ષણ થોડો તોફાની ચાળો પીરસી જતી.

માણેકલાલ પણ ભાગ્યશાળી નિવડયા. એમની અડોઅડ આવી ઢીંચણ વાળી નિતંબને બે ત્રણ ચાર આંચકા આપી, માણેકલાલની ઘેલી ઘેલી બની ગયેલી નજરમાં આંખ પરોવી ને પોતાની નાજુક હથેલી ઉચકી માણેકલાલના ગાલ ઉપર આછી ટપલી મારી.

માણેકલાલ શાહનું રૂંવાડે રૂંવાડું ઉત્તેજના અનુભવી રહ્યું. મોહનલાલે કાનમાં કહી પણ નાખ્યું, "ભારે નસીબદાર છો શાહ સાહેબ. આટલી વાર જુદી જુદી મિલના સેલ્સમેનેજર જ નહિ ખુદ મિલમાલીકોને પણ હું અહીં લઈ આવેલો પરંતુ આ માળી કોઈની સામે જોતી પણ નો'તી જ્યારે શાહસાહેબ તમારા ઉપર તો એણે કંઇ ન્યોછાવરી કરી છે! વાહ કહેવું પડે, કયો હીરો કયો પત્થર એની સૂઝ—' અને એવું તો કેટલુંયે.

ત્રીજે દિવસે રવિવાર હતો, માણેકલાલ સેલ્સમેનેજરે ઠીક ઠીક પ્રમાણમાં જુદી જુદી જાતના સોદાઓ બેસાડવા માટેની ભૂમિકા તૈયાર કરી લીધી હતી. અમદાવાદ ટ્રંકકોલ જોડાવીને શેઠસાહેબની પરવાનગી લેવાની જ બાકી છે એમ વ્હેપારીઓને માણેકલાલે કહ્યું ત્યારે એજન્ટ અગ્રવાલે માણેકલાલ માત્ર જુએ તે રીતે આંખ મીચકારી. એમને ખબર હતી કે માણેકલાલને માલ વેચવાની પૂર્ણ સત્તા હતી.

રવિવારની સવાર તો પછી કેમ વીતાવવી? ત્યાં એકાએક

માણેકલાલને યાદ આવ્યું, 'અરે મોહનલાલજી તમારાં ભાભીએ ખાસ કહ્યું છે કે આ વખતે ગમે તેમ સમય કાઢીને બેલૂર-દક્ષિણેશ્વર તો જઈ આવવું જ, દર ટ્રીપ વેળા એટલી ધમાલ પહોંચતી હતી કે—'

મોહનલાલે ડ્રાઈવરને સૂચના આપી; ઉત્તર કલકત્તા વીંધી, દક્ષિણેશ્વરમાં મહાકાળીના દર્શન કરી બાલી બ્રીજ ઓળંગી મંડળી બેલૂર પહોંચી, લગભગ સવા અગિયાર થયા હશે. બેલૂરનું શ્રીરામ-કૃષ્ણનું કલાપૂર્ણ મંદિર માણેકલાલ અભિભૂત બનીને જોઈ જ રહ્યા. એનું ભવ્ય દર્શન વાતાવરણની ન સમજાય તેવી પકડ અને ચૂપચાપ હરતા ફરતા દર્શનાર્થી લોકોની વચમાં માણેકલાલને બીજું કશું— વ્હેપાર રોજગારની કે કોઈપણ દુન્યવી વાતો યાદ ન આવ્યું.

આરસની ભોંય ઉપર શ્રી રામકૃષ્ણની શ્વેત પ્રતિમા સાથે નજર સ્થિર કરીને એ બેઠા. આપોઆપ આસન દૃઢ થવા માંડ્યું, આંખ મિચાઈ હતી, પ્રભુદર્શનપ્રાર્થી શ્રી રામકૃષ્ણની નમેલી નજર દૂર દૂર ક્યાંક મંડાઈ હતી તે પોતાના ઉપર પડે તો કેવું ? કેવી ધન્યતા અનુભવાય તો તો ? એવી કશી લગન સાથે માણેકલાલ ત્યાં બેસી જ રહ્યા. મોહનલાલ અગ્રવાલ બાજુએ બેઠા. વારંવાર એ ચંચળ થઈ ઊઠતા હતા. પણ માણેકલાલની ભાવસમાધિ એમની ચંચળતાને કારણે જરાયે નમતું આપતી નથી એમ મોહનલાલને સમજાયું એ કારણે એમને ચિંતા થવા માંડી.

કશીક પ્રાસાદિકતા પામીને મિનિટો પછી માણેકલાલે મોહનલાલ સામે જોયું. સેલ્સમેનેજરની પાંપણોએ ઝીણાં આંસુ બાઝયાં હતાં.

'શું થયું શાહ સાહેબ ?'

'કશું નહિ, બસ મઝા આવી.'

એ મઝા ક્યાંથી આવી, એનો વિસ્તાર શો, ઊંડાણ શું,

એની શાહસાહેબને જ માહિતી ન હતી, પછી એજન્ટને તે એ શું સમજાવે?

ઘર તરફ મોટર દોડે જતી હતી, માણેકલાલ ચૂપચાપ બેસી રહ્યા હતા. રહી રહીને એમની આંખ મિચાઈ જતી હતી, એમ થતું ત્યારે એમની સમક્ષ ભૂતકાળ આવીને ખડો થઈ જતો. કૉલેજના દિવસો! કેવા આદર્શો સાથે એમણે કૉલેજમાં પ્રવેશ કર્યો હતો? અને એવા જ કશા આદર્શની તાણ અનુભવતાં એમણે કૉલેજ છોડી હતી, રાજકારણ અને આધ્યાત્મિકતા ત્યારે ગાંધીયુગમાં એકાકાર થઈ જતાં. ગીતાનું વાંચન અને 'હરિજનબંધુ'ના લેખાંકોનો અભ્યાસ, સીધો સટ જીવનમાર્ગ હતો તે દિવસોમાં લગભગ ધોરીમાર્ગ સમો. દેશને સ્વતંત્ર કરવો, જાતને તૈયાર કરવી, શાંત દૃઢ સ્વસ્થ જીવન ગાળવું. ગરીબોના ઉદ્ધારક બનવું, ગામડે ગામડે ફરીને બેકારી, રોગચાળો, અજ્ઞાન દૂર કરવા મથવું; અને એ બધી યોજનાઓને બળ આપવા માટે સવાર સાંજ આશ્રમભજનાવલિમાંની પ્રાર્થના ચીવટપણે ઉચ્ચારવી. સ્થિતપ્રજ્ઞ થવા માટે કૂર્માંગાનીવ પોતાની ઇન્દ્રિયોને વિષયોમાંથી સંકોરી લેવી. એ બધું સહજ સરલ યોગ્ય લાગતું હતું.

અને પછી વચમાં એ બધું શું બની ગયું? સસ્તી આઝાદી આવી, પુણ્ય એકઠું થાય તે પહેલાં તપશ્ચર્યા ભાંગી પડી, અને એક વેગવંતો પ્રવાહ ધસમસતો ધસમસતો બધું જ—બધા જ આદર્શો, તપ સંયમ દેશોદ્ધારની વાતો—ખેંચી ગયો.

એ પ્રવાહમાં તણાઈ જવામાં પોતે પાછળ ન પડી જાય તેવી તાલાવેલી સાથે ઝંપલાવ્યું. સફળતાને શિખરે પહોંચવા માટે ટુંકા રસ્તા સૂઝયા, અપનાવ્યા, કામયાબી વાતવાતમાં હાંસલ થઈ.

'શું વિચારે ચઢ્યા છો શાહ સાહેબ?' મોહનલાલ અગ્રવાલે

મોટરની મુસાફરી દરમિયાન ચોથી વાર પૂછ્યું. મોટર તોતીંગ હાવડા-બ્રીજ ઉપરથી પસાર થતી હતી. માણેકલાલની નજર હાવડાબ્રીજની પેલી પાર હુગલીના મેલાં નિસ્તેજ નીર ઉપર અસંખ્ય હોડકાં અને દૂર સુધી લાંગરેલાં માલ જહાજ ઉપર ફરી વળી. ઘેર પહોંચ્યા પછી સૌ પહેલાં મોહનલાલે પોતાના નવાનકોર રૂમાલમાં દક્ષિણેશ્વરની કાળીમાતાના મંદિરના પુજારી પાસેથી મેળવેલી પ્રસાદી, જાસુદનું લાલચોળ ફૂલ, થોડાં બિલીપત્ર અને એકાદ પેંડો, માણેકલાલને બતાવ્યા. 'ભાભી સાહેબને હાથોહાથ આ પ્રસાદી આપવાનું તમે કહેતા હતા એટલે મેં જતનપૂર્વક બધું સાચવી રાખ્યું છે. સૌ પહેલાં સૂટકેસમાં એ મૂકી દો શાહ સાહેબ.'

અને એ જ પ્રમાણે શાહસાહેબ ડમડમ એરોડ્રોમ ઉપરથી વિદાય લીધી ત્યારે મોહનલાલ અગ્રવાલે એક મોટું પડીકું એમના પોર્ટફોલીઓમાં જાતે ગોઠવી આપ્યું.

મુંબઈની દિશામાં હવાઈ જહાજ આગળ વધતું હતું. બારી બહાર નર્યાં વાદળ સિવાય કંઈ ન હતું. વાદળા જાતજાતના આકાર ધારણ કરતાં હતાં. માણેકલાલે એક એવા આકાર તરફ ચાહી ચાહીને જોયા કર્યું. વાદળાનાં ઢગમાંથી એક આકૃતિ સર્જાતી હતી, સુરેખ નારી દેહ સમી. માણેકલાલને લયલા યાદ આવી ગઈ...અને વળી બીજાં વાદળાં ચઢી આવ્યાં, રૂના ઢગ સમા સફેદ અને મુલાયમ. તેમાંથી પણ એક ચોક્કસ આકૃતિ રચાય એવી માણેકલાલના અંતરમાં ઇચ્છા પ્રગટી.

પણ એમની એ ઈચ્છા પાર ન પડી. બેલુરના મંદિરમાં સંગે-મરમરની આસનસ્થ પરમહંસની મૂર્તિને એમણે યાદ કરવા ભારોભાર મથામણ કરી, પણ એની રૂપરેખાઓ હાથતાળી આપીને સરી જતી

હતી. અને વારંવાર એને સ્થાને મેક્સીમ રેસ્ટોરાંની ફેએરે બેલીડેન્સર ગોઠવાઈ જતી હતી.

અમદાવાદ પહોંચ્યા ત્યારે માણેકલાલ શાહે કાન્તાબેનને એક પોટલી આપી, 'ટાંગાઇલિ સાડીઓ છે, કલકત્તાની ખાસ બનાવટ, હાથવણાટની અને આ દક્ષિણેશ્વરના મહાકાળીની પ્રસાદી.' સૂકું બીલી પત્ર અને ચિમળાયેલું જાસુદનું ફૂલ શ્રદ્ધાપૂર્વક કાન્તાબેને કપાળે લગાડ્યું તે પછી હસતે મુખે પોટલી ખોલીને એક પછી એક ટાંગાઇલિ સાડી એમણે મનભરીને જોવા માંડી.

'મોહનલાલે તારે માટે મોકલી છે કાન્તા, કહે કે મારાં ભાભીને આપજો. મેં ઘણીએ ના કહી પણ એ કંઈ માને?'

અને મિલમાં જતાં રસ્તામાં સેઈફ ડીપોઝીટ વોલ્ટ આવ્યો. માણેકલાલ મોટરમાંથી ઉતર્યા. સેઈફ ડીપોઝીટ વોલ્ટની ચકચકતી ફરસબંધી આરસની હતી કે શું? એમને ભાસ થયો. અને જાણે એમને કાને કશી અગોચર મેખલાનો રુણુરુણુ શબ્દ કશો નુપૂરઝંકાર સંભળાયો. એ રવ કેવો મધુર! એ મધુર રવ સાંભળવાની હમણાંથી લગભગ ટેવ પડી ગઈ હતી...અને આ વખતે? લયલા લતીફ જાણે લક્ષ્મીનું સ્વરૂપ ધારણ કરીને માણેકલાલ ઉપર કૃપા વરસાવતી હતી. શું એની અંગીભંગી! કેવું મદીલું હાસ્ય! એ લક્ષ્મી સ્વયં મોહનલાલ અગ્રવાલ ડમડમ એરોડ્રોમ ઉપર આપેલાં પેલાં પડીકામાં બંધાઈને ધીરે ધીરે છેવટે વોલ્ટના સલામત ખાનામાં ગોઠવાઈ ગઈ. કલકત્તામાં આ ટ્રીપ વખતે જે કાંઈ ધંધો ગોઠવાયો હતો તે ઉપર અડધો ટકો મહેનતાણું માત્ર; વીસ લાખનો ધંધો, દસહજારનું વેતન.

વળી માણેકલાલ મોટરમાં ગોઠવાયા. મિલમાં પહોંચ્યા. સેલ્સ ઓફિસના સ્ટાફે મુબારકબાદી આપી; આવી હરીફાઈના સમયમાં કલકત્તા જેવા વાંધાખોરીઆ બજારમાં વીસ લાખનો ધંધો ગોઠવી

આવવા બદલ. શેઠ સાહેબે એમનું મોંઘું સ્મિત પીરસીને સેલ્સમેને-જરની એવી કામયાબી ઉપર મહોર મારી.

બપોરે ઘેર પાછા ફર્યા ત્યારે એમના પગમાં થાક વર્તાતો હતો. જાત માટે રહી રહીને કશી શરમ એમને કંઈક બેચેન કરી મૂકતી હતી.

એક બે માર્ગ એમાંથી છૂટવા માટે એમને સૂઝી આવ્યા. ટાંગાઈલ સાડીઓ મોહનલાલને પાછી મોકલી આપવી, એમ કહી શકાય કે તમારાં ભાભીને પસંદ ન પડી...અને પેલું પડીકું શેઠ સાહેબને જ સોંપી દીધું હોય તો? સાચી ખોટી રીતે એનાં ઉપર હક્ક તો એમનો જ ગણાય, એ માલિક અને પોતે તો છેવટે પગાર-દાર સેલ્સમેનેજર.

બેઠકખંડના વચલા ટેબલ ઉપર પેલું સુકકું બિલીપત્ર અને ચિમળાએલું લાલ જાસુદ જેમનાં તેમ પડ્યાં હતાં. દક્ષિણેશ્વરની કાળીમાની લાલ જીભ કેવી મુખની બહાર લબડતી હતી! એ ક્ષણે એ મૂર્તિ એમને ક્યાંથી યાદ આવી ગઈ? અને સાથે સાથે પેલા પૂજારીએ કહેલો પ્રસંગ પણ યાદ આવ્યો—

કૉલેજીયન નરેન્દ્રની અસહ્ય ગરીબી. ગુરુ રામકૃષ્ણ સાથે આધ્યાત્મિકતાની ધર્મની નીતિરીતિની વાતો કર્યા પછી પણ ગૃહસ્થીની સમસ્યાઓ પજવતી હતી, એનો ઉકેલ મા કાળી લાવે કે નહિ? શા માટે ન લાવે? જા જઈને જે જોઈતું હોય તે મા પાસે માંગ નરેન, પરમહંસે સૂચન કર્યું.

નરેન મા પાસે ગયો. ઐશ્વર્યની માંગણી કરવા. બહુ મથ્યો ને છેવટે માંગ્યું, 'મા મને ભક્તિ આપ, જ્ઞાન આપ...'

માણેકલાલને બહુ સારું લાગ્યું. હાથમાં સુકકું બિલીપત્ર અને

જાસુદ ઉપાડી માથે ચઢાવ્યું. ત્યાં એકાએક ટેલિફોન રણક્યો. ટ્રંક કોલ, કલકત્તાથી, મોહનલાલ અગ્રવાલ વાત કરતા હતા.

'બાકીનો સાડાસાતસો ગાંસડીનો સોદો પણ પાર પડ્યો છે. અને ફેબ્રુઆરી માર્ચ એપ્રિલ ડીલીવરીના ત્રણ હજાર ગાંસડી જુદી... ટેલિફોન મિલમાં ન કેમ કર્યો?...તમને ખાનગીમાં વાત કરવાની હતી એટલે...એ અડધો ટકો ભાઈ સાહેબ આ સોદાઓમાં પણ મંજૂર... એ તો તમે હવે મારા ભાગીદાર જ ગણાવ...અરે હોય કાંઈ શાહ સાહેબ? એ વાત હું ભૂલતો હોઈશ...ભાભીસાહેબ કેમ છે? સાડીઓ ગમી?...

સામે નવી ટાંગાઈલ સાડી પહેરીને કાન્તાબેન ઊભાં હતાં. 'કેવી લાગે છે?' પૂછતાં હતાં.

'સરસ, ખૂબ સરસ' માણેકલાલે જવાબ આપ્યો.

'ચાલો જમવા ઊઠો, આજે તો મેં જાતે કંસાર બનાવ્યો છે......'

માણેકલાલ જમવા ઊઠ્યા.

બેઠકખંડની ભોંય ઉપર સુકકું બિલીપત્ર અને જાસુદનું ફૂલ વેર વિખેર પડ્યાં હતાં.

## ૧૫

## સ્વપ્નશૃંગ

'તમે તમારો ભાવ બોલોને સર, ગાડી મેં જોઈ લીધી છે.'

'આમ તો હું બાર હજાર કહું છું, ગાડીની કન્ડીશન અપટુડેટ છે, એક પૈસો પણ તમારે નાખવો નહિ પડે. છતાં સાડા અગિયાર આવે ત્યાં સુધી મને વાંધો નથી. ફાઈલોના ઢગલા ઉપરથી નજર ઊંચી કરતાં સુમન્ત પારેખે સામે બેઠેલા સદ્‌ગૃહસ્થને જવાબ આપ્યો, અને એકાએક એમની નજર એની મુખરેખાઓ ઉપર સ્થિર થઈ ગઈ.

કશો અવનવો ભાવ ત્યાં અંકાતો હતો.

'ભલે તો સર, તમને હું જો કે સાડાબાર હજાર અપાવું, પણ...'

'પણ ?'

'એટલે કે તમારે સાડા બાર હજાર જ કહેવાના અને એટલી

જે રકમ તમને મળશે, પણ પછી સાડા સાતસો તમારે મને આપવાના. તમને તો આમે અઢીસોનો ફાયદો છે. ' પેલાએ ખંધું હસીને વાત પૂરી કરી.........

સ્ટેટસમેનના પર્સનલ કોલમમાં લાગલગાટ ત્રણ દિવસ જાહેરખબર આપવા છતાં સુમન્તનું એકસઠની સાલનું એમ્બેસેડરનું મોડેલ અગિયાર હજારથી ઉપર કોઈ લેવા તૈયાર થતું ન હતું. અરે કોઈ કોઈએ તો ગાડીનો રંગ જૂનો થઈ ગયો છે, બે ટાયર ઘસાઈ ગયાં છે, બુશ નવા નંખાવવા પડશે. એન્જિનમાં ક્યારેક ક્યારેક ઘરૂરૂર્ અવાજ આવે છે, એવાં એવાં કારણો બતાવીને નવ સાડા નવ હજારથી વધુ નહિ ઊપજે એવી આગાહી પણ કરેલી. ત્યાં, સામેથી ટેલિફોન કરી એપોઈન્ટમેન્ટ માગી, મોટર માત્ર ઉપર ઉપરથી તપાસી લઈને આ કિંમત આપવા તૈયાર થનાર સદ્‌ગૃહસ્થ માટે સુમન્તનાં દિલમાં માન ઉત્પન્ન થયું અને કંઈક કુતૂહલ પણ જાગ્યું.

' મારું નામ જયંત બસુ, મોટર હું મારે માટે નથી લેવા આવ્યો એ તો આપ સમજી ગયા હશો. હું ગ્યાન પુકુરવાળા જમીનદાર શ્રી સુનિલમાધવ ચેટરજી મહાશયનો મેનેજર છું. અમારા માલિક જરા ધૂની છે. જમાઈને મોટર અપાવવી છે. પણ એનો રંગ ગ્રે, ઘેરો, બ્લ્યુ કે કાળો ન ચાલે. રજિસ્ટર નંબર એવો હોવો જોઈએ કે સરવાળાનો આંકડો ત્રણથી ભગાય એવો જોઈએ.—જ્યોતિષમાં માને છે એમ ન સમજશો, રેસીસનો ભારે શોખ છે, હંમેશાં ત્રણ અને ત્રણના મલ્ટીપલ નંબરવાળા ઘોડા ઉપર જ બાજી ખેલવાના. પણ ઘોડો કાળો હોય તો પાછા નહિ ખેલે......'

સુમન્તની ગાડીનો રંગ સી ગ્રીન હતો, નંબર WBA 8883 હતો, અને જમીનદારના જમાઈને એમ્બેસેડર ગાડી જ જોઈતી હતી. કુટુંબનો સમાસ તો જ થાય એમ હતું. આ બધા ગુણો સુમન્તની

ગાડીમાં છે એમ જયન્ત બસુએ શોધી કાઢ્યું, એવી ગાડી એ શોધી શક્યો તે કારણે જો કે એના માલિક અને જમાઈબાબુની પણ શાબાશી એને મળવાની હતી, એમ પણ ધીરે રહીને એણે ઉમેર્યું :

‘તો સર, આપ આવો છો?’

‘ક્યાં?’

‘એક વાર ચેટરજી મહાશયને મળી લઈએ.’

‘મોટર બતાવવાની છે ને. ડ્રાઈવર આવશે અને હું મારા સેક્રેટરીને મોકલી આપું છું. હું તો ખૂબ કામમાં છું, તમે જુઓ છો ને?’

‘ના સાહેબ, એમ ન ચાલે. અત્યારે ફુરસદ ન હોય તો બીજો સમય રાખીએ, કાલે સવારે ઑફિસે આવવા નીકળો તે પહેલાં અડધો કલાક જરા વહેલા નીકળીએ તો? ચેટરજી મોશાય મળવા જેવા માણસ છે.’

સુમન્ત પારેખે મુશ્કેલીથી હા પાડી. આમ તો એ મચક ન આપત પણ મેનેજર બસુએ ધીરે અવાજે કહ્યું, ‘આ અમારા બંગાળી જમીનદારબાબુ પાસે મફતના પૈસા આવી પડ્યા છે. બાપનો એકનો એક છોકરો; અઢળક ઐશ્વર્ય મૂકીને બાપ ચાલ્યા ગયા. પણ બાકી હતું તે સાસરું પણ અતિ તાલેવંત મળ્યું. શતદલ ગ્રામના જમીનદાર રાજા રામમોહન ગાંગુલી મોશાયની પુત્રી...અને માણસ જુવાન તંદુરસ્ત રાજા જેવું રૂપ! એમ જ એશઆરામમાં પૈસા વેડફે છે! આ આપના જેવા કોઈ સંસ્કારી સદ્‌ગૃહસ્થ અને સાચ્ચા વેપારીનો ભેટો થાય, તમે કોઈ એકાદ સ્કીમ આપો તો, સર, લાખ બે લાખ તો ઠીક, પાંચસાત લાખ રોકવા પડે ને તો પણ રોકી શકે એટલી આજે ત્રેવડ છે. એમની

જાણો છો, રીજન્ટ પાર્ક ટાલીગંજ પાસે એમની સાડા છસ્સો કઠ્ઠા જમીન હતી. હમણાં સાડા અગિયાર હજાર કઠ્ઠાને ભાવે વેચાઈ—'

સુમન્તે મનોમન હિસાબ ગણ્યો. લગભગ બાર લાખ મળ્યા હશે. અને જમીનોના ભાવો આજકાલ જે બોલાય છે તે જોતાં આ કાંઇ અતિશયોક્તિ ન હતી. જયન્ત બસુની વાતો ચાલતી હતી, 'પણ મને બીક છે કે કયાંક કોઈ મારવાડી ભાયડો જાણી બેસશે, અથવા તો એની પેલી રક્ષિતા કામાયિનીદેવીની નજર પડી તો આ દસબાર લાખ બેત્રણ વરસમાં બરબાદ થઈ જવાના. ગુજરાતી બિઝનેસમેન માટે એમને ભરોસો છે; બાકી માણસ સાચે જ ઉદાર અને બુદ્ધિશાળી છે......'

બીજે દિવસે રોજ કરતાં પણ ઉતાવળથી નાસ્તો પતાવતા પતિને ભારતીએ ટકોર કરી, 'એવી તે શી ધડાધડ છે. જરા સરખો નાસ્તો તો કરો.'

ટૂંકાણમાં પત્નીને સમજાવી, જરા ઊંચી જાતનો ટેરેલીનનો સુટ પહેરીને સુમન્ત પારેખ રાહ જોતાં મેનેજર બસુની સાથે નીકળી પડ્યા.

વાત સાવ સાચી હતી. સુનિલમાધવ ચેટરજીનું 'સ્વપ્નશૃંગ' સુંદર બે માળનું મકાન હતું. બંગલો ન કહેવાય છતાં ચારેબાજુ ખુલ્લી જમીન ઉપરનો બગીચો અને આરસના ફુવારાને કારણે આજુબાજુના મકાનોથી તે જુદું પડતું હતું. દરવાજે યુનિફોર્મ પહેરેલો દરવાન પણ મૂછો સમારતો બેઠો હતો, મેનેજર બસુને એણે અદાથી સલામ પણ કરી.

બેઠકખંડમાં પ્રવેશતાં વાર મીઠું હસીને બસુએ સુમન્તને કહ્યું, 'ચેટરજી મોશાયને ખબર આપું...શું, ચાલશે? ચા કૉફીની વાત

ન કરશો. કંઈક ‘ ડ્રીન્ક ’, કોઈ પણ અહીં તો અમારે ગ્રેટ ઇસ્ટર્નનો ‘ મેકસીમ ’ બાર સમજી લેજો.’ જયન્ત બસુ જાણે આ મકાનમાં પ્રવેશતાં વાર સાવ બદલાઈ ગયો હોય એમ, સુમન્તને લાગ્યું. જવાબ આપ્યો, ‘ મને ડ્રીન્કસની ટેવ નથી, મિસ્ટર બસુ.’

જૂના જમાનાનું પણ સારી જાતનું ફર્નિચર, આરસના શૃંગાર પ્રધાન પૂતળાં, મોટાં તૈલચિત્રો, મોંઘા ક્યુરીઓઝ,। માલિકની રસવૃત્તિ અને ઐશ્વર્યની જાહેરાત કરતી એ બધી સામગ્રી સામે સુમન્તને અહોભાવથી જોતો મૂકીને જયન્ત બસુ અંદર ગયા. ‘ તો હું આવું હોં મિસ્ટર પારેખ.’

થોડી મિનિટો વીતી. જયન્ત બસુ કે ચેટરજી મહાશય દેખાયા નહિ. સુમન્તને મોડું થતું હતું. એણે ઘડિયાળમાં જોયું તો સાડા નવ થયા હતા. હજી થોડો સમય ગાળી શકાય એમ એણે મન મનાવ્યું. ત્યાં એ જ બેઠકખંડમાં બીજી એક વ્યક્તિને પ્રવેશતાં એણે જોઈ. નોકરે એને જણાવ્યું કે ‘ ચેટરજી મોશાય સ્નાનઘરમાં છે, બેસો, હમણાં આવતા હશે.’

નવાગંતુક કોઈ મારવાડી સદ્‌ગૃહસ્થ જણાતા હતા. સુપરફાઈન ધોબીના ઘરની ધોયેલી ધોતી, અદ્દીનું બારીક પહેરણ અને માથા ઉપર કાશ્મીરી ભરતની ટોપી, સોનાનાં બટનં અને હીરાની અંગૂઠી.— એમના હાથમાં એક પોર્ટફોલીઓ હતો. સુમન્તને જોઈને એમણે નમસ્કાર કર્યા. હિંદીમાં મારવાડી છાંટ ઉમેરીને પૂછ્યું, “ ચેટરજી-મોશાયને મળવા આવ્યા છો ? એમનું કામ હોય તો પણ એના પેલા મેનેજર બસુને સાધજો, કામ ઝડપથી થશે. ગુજરાતી લાગો છો ? ઓફિસ ક્યાં આવે ?...ઓહ ! એમ બ્રેબોર્ન રોડ ઉપર ? શેનો કારભાર છે ?...’

એમ જયન્તને ઘણા પ્રશ્નો પૂછ્યા. પછી પોતાની ઓળખાણ

આપી, 'હું સૂરજમલ બાગરી. એસ્ટેટની દલાલી કરું છું. શેઠજી, હમણાં રીજન્ટપાર્ક પાસેની સાડા છસો કટ્ઠા જમીન મારા થકી વેચાઈ.. દલાલી બીજા તો માંડ એક ટકો આપે, પણ મને બસુ સાહેબે અઢી ટકા અપાવી, બાર આના એમાંથી એને નૈવેદ્ય...એ તો એમ જ ચાલે.....'

ત્યાં જયન્ત બસુ આવી પહોંચ્યા.

'એમ રસાલા બાગરી, તુમ ફીર આયા?' સુમન્ત પારેખ સાશ્ચર્ય બન્ને વચ્ચેની વાતચીત સાંભળી રહ્યા. કશા ઇન્વેસ્ટમેન્ટની વાત હતી.

'તુમે બોલ તો દીયાને ચેટરજીબાબુને હમેરી પર છોડ દીયા હૈ. તુમ સબ કાગજ પત્તર લેકે આઓ, ફીર બાબુજી કી સાથ બાત પક્કી હો જાયગી.'

ત્યાં તો સુનિલમાધવ ચેટરજીએ પ્રવેશ કર્યો. તખ્તા ઉપર કોઈ મહારાજાધિરાજ વીંગમાંથી પ્રવેશે એવી એમની અદા હતી. લગભગ છ ફીટની ઊંચાઈ, કાન્તિમાન ઘાટીલું મુખ, રેશમી બાબરી અને મોઢામાં પાઈપ, પાની સુધી અટવાતી ઢાકાઈ ધોતી અને ફરફરતી રેશમી પંજાબી. સુમન્ત પારેખે બંગાળના જમીનદાર કુટુંબોની શાન-કની વાતો સાંભળી હતી માત્ર, આમ નજરોનજર એમનો રૂઆબ જોવા પહેલી વાર મળ્યો.

સુમન્ત સામે એમણે બેત્રણ ક્ષણ પૂરતું જોયું. પછી મેનેજરને ધીરા અવાજે પૂછ્યું, 'ભદ્રલોકને તેં શા માટે તસ્દી આપી? તને ગમે તો મોટર લઈ જ લેવાની હતી.' પછી સુમન્ત પારેખ તરફ જોઈને પૂછ્યું—

'શા ભાવ નક્કી કર્યો છે?'

જયન્ત બસુએ સુમન્ત તરફ જોયું ને ઈશારાથી ભાવ જાહેર કરવા આમંત્રણ આપ્યું. સુમન્ત પારેખ સહેજ થોથવાયા, એમના મુખમાંથી સાડા બાર હજાર તુરત ન નીકળ્યા. 'આમ તો...વાત એમ છે ને કે...ગાડીની કન્ડીશન સરસ છે—'

'આહા! મેં એની ક્યાં ના કહી, બસુએ તે જોઈ છે ને હું તે જાણું છું. તમે કિંમત કહો ને?'

'આપને માટે બાર હજાર જોકે મારી ઈચ્છા સાડા બાર હજારથી ઓછે લેવાની ન હતી, પણ આપની સાથે ભાવતાલ શું કરું?'

'તો ભલે. જયન્ત, રવિવારે જમાઈ આવે છે, એને બતાવી દે. બસ એને કહેજે કે મને પસંદ છે, એટલે આનાકાની નહિ કરે. સોમવારે મિસ્ટર પારેખને ચેક કહે તો ચેક નહિતર રોકડા આપી દેજે...'

'ભલે ચેટરજી મોશાય.'

'તો પછી હું ઊઠું મિસ્ટર બસુ;' સુમન્ત પારેખે જવાની તૈયારી બતાવી.

ત્યાં જયન્ત બસુએ સુનિલમાધવ તરફ જોઈને કહ્યું, 'મિસ્ટર પારેખ ધંધાદારી માણસ છે. આ સૂરજમલની નવી પ્રપોઝલ બાબત, એમની સલાહ લીધી હોય તો!'

'એમ કરવાનું મન થાય પણ એમને એવી તકલીફ અપાય કઈ રીતે? He must be a busyman; ઉપરાંત તમને જ ઠીક લાગે એમ કરજો જયન્ત. કેટલા માગે છે સૂરજમલ? પચાસની વાત છે ને? If the purposals are sound enough, you can even invest upto two lacs, I do not mind.'

સૂરજમલે સુમન્ત સામે આંખ મીચકારીને અને 'હું શું કહેતો'તો ?' જેવો ભાવ એનાં મુખ ઉપર પ્રગટયો.

'ઠીક હૈ જમીનદાર સા'બ, વો તો મૈં મેનેજર સા'બકી સાથ બૈઠકે ઠીક કર લૂંગા, મગર આપ અભી તક તૈયાર નહિ હુએ ? રેસી-સમેં નહિ જાયેંગે ક્યા ?'

'નહિ સૂરજમલ, આજ મૂડ નહિ હૈ, રાની બહોત નારાજ હૈ, ગઈ દફે બાઈસ હજાર ગવા દીયે ઈસી વજેસે,' બાઈસ હજાર કીસ ગીનતીમેં એવો જમીનદારનો મુખભાવ સુમન્ત સાશ્ચર્ય જોતો રહ્યો. ત્યાં સૂરજમલ બોલી ઊઠયો, 'મૈં તો પોકેટમેં ઘોડે લેકે ફીરતા ઘૂમતા હૂં, અગર રેસકોર્સ નહિ જાના હો તો બાજી ઈધર હિ લગાઈ જાય. રાનીસાહેબાકો પતાભી નહિ ચલેગા.'

બસો પાંચસોમાં તારા જેવા લુખ્ખા સામે બાજી લગાવવાની મને મજા ન પડે, એવી મતલબનું કશું બોલીને સુનિલમાધવે અંદર જવા પગ ઉપાડયા, ત્યાં સૂરજમલે ખાતરી આપી કે એકથી ચારની બાજી, જમીનદારની જેટલું રમવાની તૈયારી હોય તેટલી રકમ રમવાનો એને વાંધો નથી. સુમન્તને જયન્ત બસુએ કાનમાં કહ્યું, 'આ રમત જોવા જેવી છે મિસ્ટર પારેખ, હજારોની હારજીત કેમ થાય છે તે જુઓ તો ખરા.'

હજારનો દાવ નક્કી થયો. સૂરજમલે પોતાના પોર્ટફોલીઓમાંથી ચણોઠી જેવા ઘાટના દાણા કાઢ્યા. કુલ અડતાલીસ દાણા છે એમ એણે સુનિલમાધવને ખાતરી આપી. એક દાણો, નંબર એક ઘોડો, બે દાણા બે નંબર, ત્રણ દાણા ત્રણ નંબર...એમ જેટલા ઘોડાને દોડાવવા હોય તેટલા દાણા ટેબલ ઉપર નંબર વાર ગોઠવવાના.

'એ કોનસી ગેમ લે આગે હો સૂરજમલ ? હમ તો તીનસે આગે નહિ જાયેંગે.'

'કોઈ બાત નહિ, તીન ઘોડે હિ સહી. અબ – બોલીએ, કોન નંબર પર બાજી લગાની હૈ?'

રેસકોર્સ ઉપર બુકી જેમ બેટ્ટિ લે તે પ્રમાણે સુનિલમાધવે બેટ્ટ લેવાનું નક્કી કર્યું, અને એ નંબર વીનમાં આવે તો સૂરજમલના હજાર જાય, એવો સાર નીકળે છે એમ સુમન્તને સમજાયું.

જોતજોતામાં ત્રણ બાજી સૂરજમલ જીતી ગયો. દરેક વખતે સુનિલમાધવ ત્રણમાંથી ગમે તે એક નંબરનો ઘોડો બોલે, અને વધેલા દાણામાં ચાર ચાર દાણે એક ઘોડો એ હિસાબે દાણા બાદ કરતાં શેપ વધે એમાં જમીનદારનો નંબર હારતો જ હોય.

રૂપિયા બાર હજાર જોતજોતામાં સુનિલમાધવે ગુમાવ્યા. જાણે ખાસ કશી વિસાત નથી એમ મેનેજરને એમણે સૂચના આપી, 'દે દો ઉસકો, આજ સાલા લક નહિ ચલતા, દુપૂરમેં એક દફે ફીર આ જાઓ સૂરજ, મૈં દસસે કમતી નહિ લગાઉંગા.'

મેનેજર અને પાછળ પાછળ સુનિલમાધવ અંદર ગયા. સુમન્તે સૂરજમલને જણાવ્યું, 'આપ ઐસી જુઆચોરી કરતે હૈં સૂરજમલજી? ઓ બચારા કભી નહિ બાજી જીત સકતા.'

છેવટનો તાળો ગોઠવતાં પહેલાં સૂરજમલ સિફતથી એક ઠેબે દાણા સેરવી લેતો હતો એ સુમન્તે જોયું હતું. ત્યાં તો મેનેજર બસુ રૂપિયા હજાર હજારની બાર થોકડી લઈને આવ્યો.

'એઈ લે બદમાસ' બોલીને સૂરજમલને માત્ર નવ હજાર આપ્યા અને ત્રણ હજાર પોતાના કોટના અંદરના ખીસામાં સેરવી લીધા. સૂરજમલે વાંધો ઉઠાવ્યો. 'પચીસ ટકા ન પોસાય, વીસની જ વાત થઈ છે' એવી મતલબનો. બસુ હસ્યો. એણે પચીસ ટકા શેતલ મોઢે સ્વીકારી લેતાં જાહેર કર્યું 'પારેખ સાહેબને હમેરી

તરકીબ જાનતે લી મેનેજર સા'બ,' 'તો ફીર થોડા ફાયદા આપ ભી ઉઠાઈએના', બસુએ સુમન્તને મીઠાશથી કહ્યું અને પછી અંગ્રેજીમાં ઉમેર્યું, 'સુરજમલ તો આવો હાથ ક્યારેક મારી જાય છે, એકાદ બાજી વળી જમીનદારને જીતવા પણ દે. અરે સાહેબ, એમની પાસે લાખો પડ્યા છે અને વધતા જ જાય છે, જ્યારે આપણા જેવાને આ કામમાં આવી જાય. એક કામ કરો મિસ્ટર પારેખ, જમીનદાર બાબુ ઇન્જેક્શન લેવા અંદર ગયા છે, ડાયાબિટિસ, યુ સી, હમણાં પાછા ફરે ત્યારે એકબે બાજી તમે પણ રમી લો...આજે શનિવારની ઑફિસ પડી છે એનો વસવસો નહિ રહે ..અને to Start with તમારા પાસેથી હું માત્ર દશ ટકા જ લઈશ.' સુમન્ત વિચારમાં પડી ગયો.

ત્યાં તો સુનિલમાધવ પાછા ફર્યા. 'અરે જયન્ત! તેં હજી સુધી પારેખ સાહેબને રોકી રાખ્યા છે! એમના જેવા કામગરા માણસને–અને સૂરજને તેં પૈસા આપ્યા કે નહિ? હું કેટલા હાર્યો... પંદર, નહિ? કે પછી– અરે સ્સાલું bad luck હોં.'

'એકાદ બાજી આપ પારેખસાહેબ સાથે પણ રમો એમ એ ઇચ્છે છે.'

'ના, ના, હું ક્યારેય જુગાર ખેલતો નથી.' સુમન્તે જવા માટે પગ ઉપાડ્યા.

'હું પણ રમતો નથી હોં મિસ્ટર પારેખ, આ તો ઠીક હવે, એ બહાને થોડી દિલચસ્પી...અને હારજીત તો જીવનમાં બીજી કોઈ રીતે માણી નથી. હંમેશાં જ્યાં હાથ નાખ્યો છે ત્યાં આમ તો જીત જ મેળવી છે...પણ હવે આજે નહિ બસુ, આજે મારું luck બિલકુલ ચાલતું નથી...'

ત્યાં અંદરની બાજુએથી એક યુવતીએ પ્રવેશ કર્યો. શું એની ચાલ! અને શું રૂપ! સૂરજમલ તથા સુમન્તને એણે એવી નજાકતાથી હસીને નમસ્કાર કર્યા. પણ તુરત સુનિલમાધવને એણે ઊધડો લેવા માંડ્યો.

'લક ચાલતું નથી તો બાજી લગાવી શા માટે?' ત્યાં વળી એકાએક મીઠું હસીને ઉમેર્યું' 'આજ તો મારો Lucky day છે, ચાલો બાજી હું ખેલું...કોણ છે આ નવા મહેમાન?'

યુવતિ સુમન્ત પારેખ સામે ક્ષણો સુધી જોતી ઊભી, 'જાણે ધનુષભંગ પછી રામને જોતી ઊભી રહેલી સીતા–' એમ રામાયણની ચોપાઈ ધીમેથી ગણગણતા સૂરજમલે જયન્ત બસુના કાનમાં કહ્યું. બોલાયું ધીરેથી પણ પોતાને કાને એ શબ્દો પહોંચે એવી યોજના એ પાછળ હતી એમ સુમન્તને વહેમ ગયો. સુનિલમાધવ બોલતા હતા,

'રાણી, ભાઈસાહેબ તો શાહસોદાગર છે, એમની એમ્બેસેડરનો રંગ અને નંબર બન્ને લકી છે; નિતુ અને જમાઈબાબુ સુખી થવાના—'

'એમ કે?!' રાણીએ સુમન્તને સાંગોપાંગ પી જતા સાશ્ચર્ય કહ્યું, 'ચાલ, તો પછી તું આજે એમની જ સાથે બાજી લગાવ, જોઈએ તો કોણ વધુ લકી છે, તમારા બેમાંથી?'

સુમન્ત હા ના કરે ત્યાં તો સૂરજમલ અને બસુએ એ પ્રસ્તાવને આનંદોદ્ગાર સાથે વધાવી લીધો.

'એક વાર મિસ્ટર પારેખ, રાણીએ ગજબ કર્યો. મોરારીપુરના રાજાસાહેબ મારે ત્યાં મહેમાન.—અરે બસુ. તું જ માંડીને વાત કર. ને,' સુનિલમાધવ સિગરેટ કાઢીને સળગાવતાં મેનેજરને આજ્ઞા કરી.

'બાબુસાહેબનું લક તે દિવસે બહુ ચાલ્યું. રૂપિયા પાંત્રીસેક હજાર બનાવ્યા. પણ છેલ્લા દાવમાં મુરારીપુરના રાજા સાહેબે ખંગ-વાળી નાખ્યો. કહે કે પચાસ હજારની બાજી. રાજાઓ એક વાર જીદે ભરાય પછી તો જોઈએ શું ? બાજી જામી......

'અમારા સરકાર હારી ગયા. પચાસ હજાર આમ તો મોટી રકમ ન હતી એમને માટે. પણ પછી રાણીસાહેબા કહે એમ જીતીને ચાલ્યા જાવ તે ન ચાલે રાજાસાહેબ—'

બસુની વાત ચાલતી હતી તે દરમ્યાન અભાનપણે સુનન્ત પારેખ રાણીનું રૂપ માપતા હતા, એમ કર્યા સિવાય જંપ ન વળે એવી પરિસ્થિતિ ન હોય જાણે! બસુની વાત ચાલતી હતી.

'–આ છેલ્લી વખત, હું જીતું તો પચાસ હજાર પાછા, પણ હારું તો–' બસુ એકાએક અટકી ગયા.

ત્યાં રાણી બોલી ઊઠી, 'શરમાઈ ગયા મેનેજર ? તો વાત હું પૂરી કરું. મેં રાજાસાહેબને કહ્યું કે હારી જાઉં તો આ કામા-યિનીદેવી ચોવીસ કલાક માટે તમારી બાંદી. અને રાજાસાહેબે જીવ પરોવીને બાજી લાગવી...' પછી વાત પૂરી કરતાં મદીલું હસી નાંખ્યું, પણ એમ કંઈ આ રાણી રસ્તામાં પડી ન હતી! પચાસ હજાર મૂકીને ગયા રાજાસાહેબ.'

સૂરજમલની આંખોમાં અજબની તાલાવેલી અને લાલચુભાવ સેળભેળ થઈ ગયાં. ત્યાં સુનિલમાધવ બોલી ઊઠ્યા, 'પણ પારેખ-સાહેબ વધારે નસીબદાર હોય તો ? એ શરત લગાવવાની છે હિંમત અત્યારે ?'

'સામેથી કેટલી બાજી મૂકે છે તે ઉપર આધાર છે.' આંખને

ખૂણેથી મારકણો કટાક્ષ સુમન્ત પારેખ તરફ ફેંકતાં એણે ઉમેર્યું, 'હારે તો એમની એમ્બેસેડર મૂકતા જવાની તાકાત છે? પૂછી જુઓ તમારા શાહસોદાગરને?'

આવું બોલકણું રૂપ! આવી નખરાળી દેહભંગી!! બેંતાળીસ વર્ષની ઉંમરમાં સુમન્ત પારેખે બધું જ મેળવ્યું હતું, સારી કેળવણી, ઘણી વધારે પડતી કમાણી, ઘરરખ્ખુ પત્ની, સમાજમાં પ્રતિષ્ઠા. પણ વિશ્વામિત્ર–મેનકાનું પેલું રવિવર્માનું ચિત્ર એ જોતો ત્યારે એનાં સંસ્કારી કહેવાતાં ઉરમા કશી ઊથલપાથલ જાગી જતી; મનને મનાવતો, ભારતી સમી સન્નારી પત્ની તરીકે મળી હોય,—ઉપરાંત એના પેઢીગત સંસ્કારો એમ ધૂળમાં મળે એવું તો બને જ કઈ રીતે? પણ સામે બીજો અદીઠ અવાજ પોકારી ઊઠતો, 'કાજલની કોટડીમાં એક વાર પ્રવેશ તો ખરો બેટા, પછી ડાઘ પડે છે કે નહિ તેની ખુમારી બતાવજે.'

આજે કાજલની કોટડી નહિ, ઝળાંઝળાં મહેલમાં પ્રવેશવાની તક સામે હતી અને ચાર વરસ વાપરેલી જૂની ગાડી કદાચ હોડમાં હારી જવાય તોયે શું? અને હારવાનો તો એ હતો જ ક્યાંથી? સૂરજમલની યુક્તિ એને સમજાઈ ગઈ હતી, પછી તો બાજી એના હાથમાં જ હતી ને?

ધંધા સિવાયનું કશુંયે સાહસ એણે જિંદગીભર વિચાર્યું જ ન હતું. એમાં પણ એણે એક ગુરુમંત્ર મમળાવ્યા કર્યો હતો 'always play safe.' પણ જીતની જેમ હાર પણ રોમાંચક બની શકે એનો અનુભવ ક્યારેક તો કરવો જોઈએ ને? અને જો જીત જ મળી તો?–

અને બાજી લાગી.

સુમન્ત પારેખ જીત્યા, કામાયિનીદેવીએ જ નહિ સુનિલમાધવે, બસુએ અને સૂરજમલે પણ એમની જીતને વધાવી. અને કામાયિની-દેવી તો જાણે આવી કશી પોતાની હાર પામવા માટે આતુર હોય એમ બોલી ઊઠી, 'આઈએ સરકાર, એ બાંદી આપકી ખિદમતમેં હાજર હૈ—'

દ્રૌપદીને ધર્મરાજાએ હોડમાં મૂકેલી, એ હારી ગયા હતા, દુઃશાસન એને ભરસભામાં તાણી લાવ્યો હતો, અને એનાં વસ્ત્ર ઉતારવા એણે......

એ ઈમારતના અંદર મહેલમાં પ્રવેશ કરતાં સુમન્તમાંથી દુઃશા-સન પ્રગટયો શું ? ક્યાંથી આવો પ્રશ્ન એના મનમાં સળવળ્યો ? મિસ્ટર પારેખે મનને વધુ દૃઢ બનાવ્યું. આ તો એક દિવસનો તાસીરો છે, સુનિલમાધવની રક્ષિતા સ્ત્રી ચોવીસ કલાક માટે નૈવેદ્ય બનીને એની સામે આવીને ઊભી રહેતી હતી, કોઈ પરસ્ત્રી કે કોઈ અખંડ કુમારિકા તો એ નહોતી ને ? તો પછી પગ આટલા ઢીલા શાથી બની જાય છે ?

રસ્તા ઉપર બેસી જતા ઘોડાને ભાડાંની ગાડીવાળો ચાબુક ઉપર ચાબુક મારે જતો હતો...ક્યાંથી એ દૃશ્ય સુમન્ત પારેખની નજર આગળ ઊપસ્યું ?

એ દૃશ્ય પણ એણે ખંખેરી નાખ્યું. રેઇસકોર્સમાં વિજયી નીવડેલા ઘોડાની ગૌરવભરી ચાલે. એ ભરબપોરે એણે કામાયિનીદેવીના શયનખંડમાં પ્રવેશ કર્યો.

બારીઓ ઉપરના પડદા રાણીએ ખેંચી લીધા. ભરબપોરે ત્યાં જરૂર મુજબનું અંધારું આવીને ગોઠવાઈ ગયું. કામાયિનીદેવીએ બે ખભેથી સુમન્ત પારેખને પોતાના કોમળ હાથમાં સાહીને પાસે ખેંચ્યા

પણ મિસ્ટર પારેખનું આવી પરિસ્થિતિ માટે અનભ્યસ્ત શરીર—એમનાં અંગોપાંગ, રાણીની એવી બધી પ્રેમચેષ્ટાઓમાં વળતો સાથ આપવા જાણે આનાકાની કરતાં હતાં.

'રાણી તુમ્હે પયસા ચાહીએ?' ખૂબ મુશ્કેલીથી એમનું મુખ ખુલ્યું ને આવો પ્રશ્ન ટપકી પડ્યો.

'દેવદાસ મત બનો બાબુજી, ઔર સુનિયે, મૈંભી ચન્દ્રમુખી નહીં હૂં.' ચાબખા જેવો તમતમતો જવાબ વાળ્યા પછી એમને ગળે હાથ લપેટીને મીઠાશથી વાત આટોપી, 'મૈં જુવાન ઔરત હૂં, મુઝે પ્યાર ચાહીએ.'

ભરપટ્ટે કશું માણવા મણાવવાની સુમન્ત પારેખની ઇચ્છાઓ મરી પરવારી હતી. દૂરદૂરથી કોઈ ધૂંધળી આકૃતિમાં અસ્પષ્ટ રેખાઓ ગોઠવાઈ જવા મથતી હતી. સામાન્ય સ્ત્રીની રેખાઓ, સતીત્વનો કશોએ દાવો ન કરતી ગૃહિણીની મુખરેખાઓ. ત્યાં જાણે ચોપાટની આકૃતિ રચાઈ ગઈ! અડધી ઢળેલી બે આંખો, શુભ્રકપાળની વચ્ચે લાલચટક બિંદી, સરળ નાસિકા, અને ઊઘડુ ઊઘડું થતા હોઠ! ચોપાટને ચારે ખૂણે જાણે ચાર ચોકીદાર ગોઠવાઈ ગયા.

રમત આરંભાઈ ચૂકી હતી. સુમન્તને હવે છેલ્લો દાવ ફેંકવાનો હતો. કશુંક અવલંબન ચાહતા હોય તેમ પેલી ધૂંધળી આકૃતિમાંથી એમણે ભારતની મુખરેખાઓ ઉકેલવા પ્રયત્ન કર્યો, પણ એમનાથી રિસાઈ ગઈ હોય તેમ એ રેખાઓ સેળભેળ બની જતી હતી.

આવી વિકટ પરિસ્થિતિમાંથી મુક્ત થવાનું બળ અંદરથી પ્રગટે તો જ ખપનું એમ એમને તુરત સમજાયું.

આવી આનાકાની દરમ્યાન રાણી પોતાનું બધું જ પાથરી

દેવા માગતી હતી. સુમન્ત પારેખના પૌરુષને આહ્વાહન ફેંકતી હોય તેમ એ સામે આવીને ઊભી.

પૌરુષને આહ્વાહન! સાચી જ વાત. ઈશારો કરીને બાથમાં સમાઈ જવા આતુર મબલખ રૂપયૌવન! એને ગ્રહણ કરવું તેમાં પૌરુષનો વિજય કે એની મોહ જાળમાંથી છૂટી નીકળવું તેમાં? સુમન્ત પારેખની સામે રાણીની બે આંખો જાણે બે પ્રશ્નો બનીને અપલકપણે મંડાઈ રહી. બીજી પળે એ આંખોના બે પ્રશ્નો અલોપ થયા, ત્યાં અખૂટ મસ્તી પ્રગટી, 'કોઈ પુરુષ અહીંથી વિજયી બનીને ગયો નથી. બાબુસાહેબ' એવી ખુમારી ત્યાં ઉભરાતી હતી.

સુમન્ત પારેખે પીઠ ફેરવી. એમની ચાલમાં જો કે વિજેતાનો ઉત્સાહ કે મદ ન હતો. પાછળ પાછળ રાણીના મુખમાંથી ધંધાદારી અપશબ્દો થૂંકાયા. એમણે તે સાંભળ્યા ન સાંભળ્યા કર્યા અને જ્યાં શયનખંડનું દ્વાર ખોલવા જાય છે ત્યાં એ આવું કશું બોલી ગઈ:

'હવે તારો ઉગારો નથી, તારો બચાવ કોઈ નહિ માને; બંધબારણાંની પાછળ તું વણઅભોટાયેલો રહ્યો હતો કે નહિ, એમ પણ કોઈ નહિ પૂછે, ભલા, ભોગવી લે આ સૌભાગ્ય.'

છતાં સુમન્ત પારેખ બહાર નીકળી ગયા.

બેઠકખંડકમાં કશી ગુસપુસ ચાલતી હતી; એ આટલા જલદી પાછા ફરશે એવી ત્રણેમાંથી કોઈ ને કલ્પના ન હતી. સૂરજમલને માથે ટોપી ન હતી. એ શુદ્ધ બંગાળીમાં બોલતો હતો, સુનિલમાધવ અને જયન્ત બસુ પણ શેઠ–નોકર જેવા લાગતા ન હતા–ત્રણે ભેરુબંધો સમા વધુ આત્મીયતાથી વાતો કરતા હતા.

એમનું ધ્યાન દોરાય તે પહેલાં સુમન્ત બહાર નીકળી ગયા.

એમ્બેસેડરનું એન્જિન ચાલુ થયું. ત્રિપૂટી ચમકી, કપડાં ઠીક ઠીક કરીને રાણી પણ બહાર આવી પહોંચી પણ શિકાર હાથમાંથી સરી ગયો હતો, એમ ચારેને સમજાયું.

પરંતુ સુમન્ત પારેખ !!

તે દિવસે અને ત્યારબાદ દિવસો સુધી પોતાનામાં ઢંકાઈ રહેલી ચંડાળ ચોકડી સાથે સુમન્ત પારેખ બાજી લગાવતા રહ્યા...અને... અને પ્રત્યેક દાવે હારતા રહ્યા, ખાસ કરીને ભારતી સાથે એકાંતમાં હોય ત્યારે તો એમને અપટ લાગતું કે વિજય માટે વલખાં મારવાનો કશો અર્થ નથી, કારણ કે એમને અનુભવાતું હતું કે કોઈ અજાણ્યો પુરુષ એક સુશીલ સ્ત્રી સાથે વ્યભિચાર આચરી રહ્યો હતો.

## ૧૬

# સોનાનો ચરુ

"પછી રામજીએ ખેતર ખેડવા માંડયું. સવારથી મંડયો હતો. ત્રણચાર ચાસ ખેડાયા હશે ત્યાં એકાએક એના હળ સાથે જમીનમાં કંઈ અથડાયું—"

"શેની સાથે અથડાયું, પપ્પા?"

"એણે વાંકા વળીને જોયું: બૂમ પાડીને પોતાના સાથી પાસેથી કોશ મંગાવી અને એને પાછા કામે લાગી જવા કહ્યું."

"કેમ? એને ઊભો ન રાખ્યો?"

"ના, રામજીને વહેમ પડયો. જમીનમાં કંઇક હોય ને પેલો સાથી જોઈ જાય તો? એટલે એને વળી પાછો થોરીઆની તૂટેલી વાડ સમી કરવા મોકલી આપ્યો, એમ કહીને કે 'માટીનું ઢેફું માળું સખત થઇ ગયું છે. કયાંક ઢેખાળા ઈંટાળાને ચોંટી ગયું

હોય' ને એવું કંઈ બહાનું કાઢ્યું. સાથીના ગયા પછી કોશથી એણે ખાડો ખોદવા માંડ્યો. એકાદ હાથ ઊંડો ખાડો ખોદ્યો હશે ને તાંબાના એક ઘડા સાથે કોશ ભટકાઈ."

"ત્યાં ચરુ હતો, પપ્પા? સોનામહોરોથી ભરેલો ચરુ?"

"જો, બચુ! હું વાત કહું છું ને એમાં બધુ આવશે. તું આમ વચમાં પ્રશ્નો પૂછ્યા કરે તો મારે કહેવું હોય એક ને બોલાઈ જવાય બીજું."

"પણ પપ્પા! કહોને, ત્યાં ચરુ હતો?"

"ચરુ નહિ, તાંબાનો ઘડો."

"હવે કહી દોને કે ઘડો એટલે જ ચરુ છોકરાને આમ ચિઢવતા શું હશો?"

"તારે રાત પડ્યે ઢાંકોઢૂંબો કરવો ને વાર્તા કહેવાની જવાબદારી મને સોંપવી, ઉપરાંત તારી ટીકા ટિપ્પણી તો ચાલુ જ રહેવાની, સવિતા!"

"વાર્તા કહેવા બેસવું પડ્યું એટલે ચૂંક આવી. રાત પડે બિચારો બચુ બાપ પાસે એકાદી વાર્તા સાંભળવા માટે ઝંખતો હોય, તેમાં યે કેટલી પળશી કરાવો છો? સૂઈ જા, બચુ!...નહિ તો તારા હિંદીના શબ્દો પાકા કર. હું દહીં મેળવીને આ આવી."

"તાંબાનો ઘડો જોતાં વાર રામજીનાં રૂંવાડાં ખડાં થઈ ગયાં. વિચારવા લાગ્યો: 'ઘડો ધોળે દહાડે બહાર કાઢું તો તો આજુબાજુનાં ખેતરોમાં કામ કરતા બીજા ઓળખીતા પારખીતાઓ જોઈ જાય. મારા જ ખેતરમાં કામ કરતા ઢબૂડો ને કાળીઓ પણ પૂછવા માંડે

કે એમાં શું છે? એ કરતાં બપોરે ઝમકુ ભાથું લેને આવે પછી એની સલાહ લઇને આગળ પગલું ભરવું સારું."

"ડાહ્યો ને સમજુ ભાયડો. તમે ક્યારેય મારી સલાહ કશામાં લીધી?"

"મમ્મી! તું દહીં મેળવવા જાને હવે! હં...પછી પપ્પા? તાંબાના એ ઘડામાંથી સોનામહોરો નીકળી?"

"બપોરે ઝમકુ આવી. રોટલા કાઢ્યા. ઉપર ચટણી ને ગોળનું ઢેફું મૂક્યું, પણ રામજી તો સૂનમૂન જોયા કરે! એટલે પૂછ્યું: 'શું જુવો છો? ભૂખ નથી લાગી?' તો રામજી ધીરે રહીને વહુના કાનમાં કહે: 'ખેતર ખેડતાં અહીંથી કંઇ નીકળ્યું છે.' વહુએ પૂછ્યું: 'શું નેકળ્યું સે?' રામજીએ તાંબાના ઘડાની વાત કહી. ઝમકુએ પૂછ્યું: 'એમાંથી શું નેકળ્યું? ઘડો કશાથી ભરેલો હતો કે તમારા જેવો ખાલીખમ!' રામજીએ કહ્યું: 'તારી સલાહ લેવા બેસી રહ્યો છું. શું કરશું?' ઝમકુએ કહ્યું: "ધરમના કામમાં વળી ઢીલ શી?"

"ઝમકુ બા'દૂર હતી, પપ્પા? એને પેલા ઢબૂડાની ને કાળીયાની બીક ન લાગી?"

'તારી મમ્મી જેવી બહાદૂર હતી. હં...હવે વાત આગળ કરું? સાંજ પડી ત્યાં સુધી ઝમકુ ખેતરમાં જ બેસી રહી. અંધારું થયું એટલે છાનામાના વરવહુએ પેલી જગ્યાએથી ઘડો બહાર કાઢ્યો. ઘડો ખૂબ વજનદાર હતો. ઝમકુએ પોતાના સાલ્લામાં ઢાંકીને કેડે ઊંચકી લીધો. બળદને દોરતાં બેઉ ચૂપચાપ ઘેર પહોંચ્યાં. ખડકીને સાંકળ વાસી, અંદરના ઓરડામાં જઈને કોડીયાંને અજવાળે રામજી

ને ઝમકુ તાંબાના ઘડા ફરતાં બેઠાં. ત્યાં એકાએક ઝમકુને કશું યાદ આવ્યું.

"એમ કે પહેલાં ભગવાનને યાદ કરીને પછી ઘડો હાલવવો, એવું ?"

"બોલો, તમને આવું સૂઝતું ? છોકરાને માએ સંસ્કાર આપ્યા છે. મેં એને કહ્યું છે કે કશું પણ કામ કરતાં પહેલાં ભગવાનની પ્રાર્થના કરવી. હં...પછી શું થયું ?"

"તમારો ઢાંકોઢૂંબો પતી ગયો ? દહીં મેળવી લીધું ? તમે પણ વાત સાંભળવા જ બેસી ગયાં ને ? એમ કરો, હવે બાકીની વાત તમે પૂરી કરો."

"કેમ ? મને માનથી બોલાવવા માંડી છે ?"

"બચુમાં સારા સંસ્કાર ઉતરે એ માટે."

"તમે બેઉ આવી આડી વાતો જ કર્યા કરશો ? પછી ઘડામાંથી શું નીકળ્યું, પપ્પા ?"

"ધૂળ ને ઢેફાં, બીજું શું ? તારા પપ્પાને તો એવી જમાનાજૂની વાતો કરતાં જ આવડે છે. સ્પુટનિકની કે ચંદ્રમાની મુસાફરીની વાતો કરવાને બદલે ખેતરમાંથી ચરુ નીકળવાની વાતો ઠોકયા કરશે."

"પણ પપ્પા !......"

"તારી મમ્મી સાચું કહે છે, બચુ ! તાંબાના ઘડામાંથી ધૂળ ને ઢેફાં જ નીકળ્યાં !"

"હાય હાય ! સાચ્ચે જ ? હું તો હસતી'તી."

"ના, પપ્પા ! સોનામહોરો કાઢોને એમાંથી."

"વાત એમ હતી, કે, ઝમકુને નવાઈ લાગી. કહે: 'છેલ્લાં દસ વર્ષથી તમે આ ખેતર ખેડો છો. કંઈક વાર એ જ જગ્યાએ હળ ફરી ગયું હશે. આટલાં વરસમાં ઘડો હાથમાં ન આવ્યો ને આ વરસે ક્યાંથી?' રામજીએ કહ્યું: 'વહુ! તારી વાત હાચી, હોં. નક્કી માળા કોઈ જાણભેદુએ આપણી મશ્કરી કરી અશે.' આમ બન્નેનો ઉત્સાહ ઓછો થઈ ગયો. છતાં ઘડો ઊંધો પાડ્યો તો મહીંથી ઢેખાળા, માટી ને એવું એવું તો નીકળ્યું જ, પણ એની તળેથી એક કાગળીઓ નીકળ્યો."

"હં......હવે તારા પપ્પાએ વાત જમાવી. એ કાગળમાં શું લખ્યું હતું? કોઈ રાજાએ તામ્રપત્ર લખી આપ્યું હોય એવી વાતો તો સાંભળી છે, જ્યારે તારા પપ્પાએ તો કાઢી કાઢીને કાગળીયું જ કાઢ્યું!"

"કાગળ બેમાંથી એકેયને વાંચતાં ન આવડે. ખેપીઆને મોકલીને શહેરમાં એમનો દીકરો પ્રેમજી ચોથી અંગ્રેજીમાં ભણતો હતો એને તાબડતોબ બોલાવ્યો. પ્રેમજીએ પછી કાગળ વાંચ્યો ધીરે ધીરે......"

"એમાં શું હતું, પપ્પા? કહોને, ચૂપ કેમ થઈ ગયા?"

"કહોને, બોલતા કેમ નથી?"

"સવિતા! તું ધાર તો, શું લખ્યું હશે એ કાગળમાં?"

"મને શી રીતે ખબર પડે?"

"પણ ધારને, ધારવામાં શું જાય?"

"હું કહું, પપ્પા? એ કાગળમાં લખ્યું હશે: 'રામજી, તારી હિપ્પિપૂરા! તું બન્યો એપ્રિલ ફૂલ!"

"ના બચુ, રામજીને કે પ્રેમજીને 'એપ્રિલ ફૂલ'માં શી સમજ

પડે ? ને નહિ તો ય એ તો વૈશાખ જેઠના ગરમીના દિવસોની વાત, વરસાદ પડવો શરૂ થાય એ પહેલાંની મોસમ. એ કાગળમાં લખ્યું હતું: 'સોનામહોરોની આશા રાખીને આ ઘડો ઊંધો વાળ્યો તે સારું કર્યું. તમારી આશા ફળશે. અહીંથી એક ગાઉ ઉત્તરે મોટી સડકની ધારે માતાનું થાનક છે. એના પર બે લાલ ધજાઓ ફરફરે છે. ત્યાંથી ડાબે હાથે એક નેળ જાય છે. સો પગલાં આગળ વધશો તો થોરીયાની વાડની વચમાં જાડું આંબાનું થડ દેખાશે. થડ ઉપર એક પાટીયું લગાડયું છે. એના પર લખ્યું છે શેઠ વનેચંદ વનમાળીની વાડી. વહેલી તકે આ કાગળ વાંચનારે ત્યાં પહોંચી જવું. સોનામહોરો એની ત્યાં રાહ જુવે છે.' પછી તો માબાપ ને પ્રેમજી નીકળ્યાં વનેચંદ વનમાળીની વાડીની શોધમાં. કેમ, હવે વાતમાં રસ પડે છે ને, સવિતા ?"

"ઠીક હવે, છોકરાને બિચારાને બનાવી ખાવ."

"બચુ ! તને ?"

"તમે કહ્યે રાખોને, પપ્પા ! મમ્મી-તો હમણાં લંબી તાણશે."

"નહિ તાણે. જ્યાં સુધી ઝમકુના હાથમાં સોનામહોરો નહિ આવે ત્યાં સુધી એને ચેન નહિ પડે."

"કે'તા હો તો કહોને, પછી શું થયું ?"

"પેલા કાગળમાં લખ્યું હતું તેમ બરાબર આંબાના થડ ઉપર પાટિયું હતું. પ્રેમજીએ તે ઉકેલ્યું. ત્રણે વાડીમાં પેઠાં. સૂમસામ હતું. કોઈ કહેતાં કોઈ ન મળે ! એક પડાળીવાળી પાકી બાંધેલી ઓરડી, બાજુમાં કૂવો અને રામજીએ ચારે બાજુ નજર કરી તો નાંખી દેતાં પચીસત્રીસ વીઘા કોરીધાકોર જમીન. ઝમકુને તરસ લાગી. કૂવાની ગરગડી ઉપર દોરડું ને દોરડાંને એક છેડે ડોલ બાંધેલી. ઝમકુએ તો ડોલ ઉતારી કૂવામાં ને પાણી ખેંચ્યું ઉપર. ત્રણેએ

ચરાઈને પાણી પીધું. મીઠું મધ જેવું પાણી હતું. ત્રણેને એ બહુ ભાવ્યું. રામજીએ કહ્યું : 'આવું પાણી હોય ને આવી કાળી જમીન હોય તો તો આ જમીનમાં કાચું સોનું પાકે સોનું.' બસ, આ વાક્ય હજી એના મોંમાંથી નીકળ્યું કે ઓરડીની પછવાડેથી ઘોડી ઉપર બેઠાંને વનેચંદ શેઠ આવતા નજરે પડ્યા."

"પણ ત્યાં તો કોઈ નહોતું ને?"

"એકાએક ક્યાંથી હવામાંથી ટપકી પડ્યા તમારા વનેચંદ શેઠ?"

"વાત આગળ કરું ને?...ત્રણે અવાક્ થઈને જોયા કરે. વનેચંદ શેઠે પૂછ્યું : 'અલ્યાંઓ! કોને પૂછીને મારી વાડીમાં પેઠાં છો? કોને પુછીને કૂવાનું પાણી પીધું?' રામજીએ માંડીને વાત કરી, પણ શેઠ કંઈ માને? કહ્યું : 'માળા! ગપાટા મારે છે? જમાદારને બોલાવું છું. મારી તો ભરીભાદરી વાડી હતી. નક્કી બધું અનાજ તમે ત્રણે વાઢી ગયાં લાગો છો.' શો શેઠનો રૂઆબ! શો અવાજ? રામજી ઘણું કરગર્યો, અને શેઠને પેલો કાગળ બતાવ્યો, પણ શેઠ કંઈ માને? કહ્યું : 'એક શરતે જવા દઉં' રામજીએ કહ્યું : 'તમે કો' તે શરત, બાપલા!' શેઠે કહ્યું : 'તારું બોરડું ને ખેતર મેલ પડતાં. લે આ કૂંચી. ઉઘાડ આ ઓરડી. તમારે ત્રણેએ અહીં રહેવાનું, મજૂરી કરીને ખાવાનું ને આ પચીસ વીઘાનું ખેતર ખેડવાનું.' ઓરડીમાં સરસામાન તથા બીયારણ નજરે પડ્યાં. ફરી ફરીને શેઠે એકે એક ચીજ ગણી બતાવી અને પ્રેમજીએ નોંધી લીધી. પછી રામજીએ કહ્યું : 'પણ શેઠ! બળદ વિના તે ખેડ શી રીતે થાય?" પણ ત્યાં તો ઓરડીની બહાર અવાજ સંભળાયો. ત્યાં જમદૂત જેવા બે બળદ ભાંભરતા ઊભા હતા. વાંકાં મોટાં શિંગડાં ને ડોકું હલાવે ત્યારે તો આકાશ ઉલળી પડશે એમ લાગે!"

એના જ ગામનો મંગળદાસ કાકો સામેથી ગાલ્લામાં બેસીને આવતો દેખાયો. રામજીને એમણે પણ ન ઓળખ્યો. હવે? છતાં હિંમત ભેગી કરીને એણે મંગળકાકાને પૂછ્યું: 'હેં મંગળકાકા! તમે વનેચંદ વનમાળીદાસની વાડીની વાત જાણો કે?' તો મંગળકાકાએ કહ્યું: 'નામ ન દઈશ એ ભૂતનું!'

"ભૂતની વાત કરતા હતા અત્યાર સુધી? રાતે મારો દીકરો બી મર્યો હોત તો?"

"બહુ મઝા પડી, પપ્પા! પછી શું થયું?"

"બચુ! રહેવા દે હોં. રાતના પાછો ઝબકીને જાગીશ. તારા પપ્પાને તો વાત કહેવાનું કહ્યું એટલે ગપ્પે ચઢી ગયા. લે જા, હવે સૂઈ જા."

"ના, પપ્પા! પછી શું થયું? વાત પૂરી કરોને.'

"આખી યે સીમમાં ને પોતાના ગામમાં રામજી રખડી આવ્યો, પણ કોઇ કહેતાં કોઈ એને ન ઓળખે! રામજી મેઘજી પટેલની વાત માંડે ને ગામલોકોની આંખમાં ડબક ડબક આંસુ આવી જાય! લોકો કે'વા માંડે: 'રામજી બૌ ભલો માણસ. એણે ક્યારે ય કોઈનું બૂરું નો'તું કર્યું. સૌનું કંઇ ને કંઈ કરી છૂટે. ને ઝમકુ તે શું બાઈ હતી? કે'વાની વાત નૈ. લખમી હતી લખમી! અને પ્રેમજી પણ રજામાં ગામ આવે ત્યારે ગામ આખાને બચારો છોકરો કાગળ લખી આપે, વાંચી આપે...કે'છે કે ખેતરમાંથી તાંબાનો ઘડો નીકળ્યો. મૈં કાળો ભોરીંગ તે તેણેને આભડતો ગયો!...પેલો વનેચંદ નો'તો, વનેચંદ વનમાળી, આ આપણા કરતાં બે પેઢી આગળ, ગામનો વાણીઓ! કે'છે કે એ મર્યો પછી ભોરીંગ થયો છે. ને પોતાની વાડીની આજુબાજુ આંટા મારે છે. કોઈ એની વાડીમાં નો પેહે. નધણિઆતી પડી છે વરસોથી! એનો ભોરીંગનો અવતાર થયો

છે. પોતાની મિલ્કત પોતે નો ખાધી ને ખાવા ય નો દીધી. લાલ-ચટક પાઘડી પે'રીને કાઠિયાવાડી ઘોડી ઉપર ફરતો. ગામેગામ ઉઘ-રાણી એની. કંઈકનાં ખેતર ને કંઈકનાં ખોરડાં ઓળવ્યાં ને એ ને એ વાસના ભેગી લૈને મરી ગ્યો. હાય મારું ધન / હાય મારાં ખેતરો ! કે'છે કે રામજી મેઘજી પટેલના ખેતરમાં ગઈ સાલ એક નાગ નીકળ્યો'તો. ગામના છોકરાઓએ એને લોહીલુહાણ કરીને રામજીના ખેતરમાં દાટી દીધેલો."

"હવે વાત આગળ વધતી નથી ને ? તો બંધ કરોને. તમે ય થાક્યા જણાવ છો. બચુ ! ઓ બચુ ! લો, દીકરો યે તમારી વાત સાંભળતાં સાંભળતાં છેવટે સૂઈ ગયો. હં...તે પછી શું થયું ? રોજ ને રોજ તમે આવી પગમાથા વિનાની વાતો બચુને કહો છો, પણ આજે લાગે છે કે જાણે તમે કોઈ સાચી વાત..."

રમણલાલે સવિતા સામે જોયું, શાંતિથી ઊંઘતા પુત્ર સામે જોયું. પછી ધીરેથી કહ્યું : "સવિતા ! વાત બધી ખોટી હોં ! બચુને સમજાવવા, પટાવવા માટે જ..."

"પણ તમારા મોં ઉપર આ તે કેવો ભાવ ? શું થાય છે તમને ?"

ક્યાંય સુધી રમણલાલ ચૂપ બેસી રહ્યા. પછી સૂતેલા પુત્રના વાળના ગુંચળામાં આંગળાં પસરાવતાં પોતે જ સાંભળે એવા ધીરા અવાજે બોલ્યા : "સવિતા ! મારા લોહીમાં કોઈ વનેચંદ વનમાળીનું લોહી વહે છે એવું મને જાણે લાગ્યા કરે છે ! થોડા મહિનાથી તો ખાસ મને લાગે છે કે હું પણ..."

"આવું તે શું બોલતા હશો ? ચાલો, હવે આ પાણી પીને સૂઈ જાવ. નાહકના જેવાતેવા વિચારો ન કરશો."

પિત્તળનો ચમકતો લોટો ને પ્યાલો લઈને સવિતા પતિની સામે આવીને ઊભી. પાણી પ્યાલામાં ઢાળી સામે ધર્યું.

"ઘરમાં આટઆટલા સ્ટીલના ગ્લાસ છે અને ઇમ્પોર્ટેડ જગ અને ગ્લાસ છે છતાં તને આ જૂનો પુરાણો પિત્તળનો લોટો શેં ગમે છે, સવિતા ?"

"જુવોને, કેવો ચમકે છે ? ને એના ઉપરની ભાત જોઈ ?" સવિતાએ બાજૂની ટીપોય ઉપર લોટોપ્યાલો મૂકીને બત્તી બંધ કરી.

આંખો મીંચીને રમણલાલ પલંગ પર પડ્યા. એરકન્ડીશન રૂમની ઠંડક છતાં એ કશી અકળામણ અનુભવતા હતા. બેચેનીનો કોઈ અંત ન હતો જાણે ! શા માટે પોતાને પાછી આવી ભૂતયોનિની અને ચરુ તથા નાગની વાત સૂઝી આવી ?! શા માટે ?

સવિતાને બધું કહી ન દેવાય ? આમ ગોળ ગોળ વાતો કર્યા કરતાં સીધેસીધું કહી દીધું હોય તો ? સોનાનો ચરુ એણે શોધવા માંડ્યો હતો અને લગભગ એને એ મળી ચૂક્યો પણ હતો. મહિને મહિને અને ક્યારેક નસીબ પાંસરું હોય તો પંદર પંદર દિવસે કન્સાઈનમેન્ટ સલામત રીતે પહોંચતું. કસ્ટમ પોલીસને કેમ હાથતાળી આપવી એના તે કેટકેટલા રસ્તા ?!

પણ એ સોનાનો ચરુ ભરાયે જાય છે છતાં રોજ ને રોજ ખાલી શાથી ? કાલ્પનિક મુક્તિ મેળવવા માટે પણ કેવાં ફાંફાં ! રામજી ને વનેચંદની ઉપજાવી કાઢેલી વાતો ! સારું યે જીવન જાણે ઉપજાવી કાઢેલું !!

અસ્તિત્વના તંતુ યે તંતુમાંથી હવે તો એ ઉપજાવી કાઢેલી વાતો પ્રગટ થતી નો'તી ? કેવી કેવી રીતે માથું ઊંચકતી હતી એ

વાતો ? ક્યાં ગયો પેલો '૩૦–' ૩૨ની પ્રભાતફેરીઓમાં ખભે ધ્વજ લઈને ઘૂમતો કિશોર રમણ ? ક્યાં ગયો જાન મુઠ્ઠીમાં લઈને ફરનારો '૪૨નો રણરસિયો કહેવાતો યુવાન રમણ ? અને ક્યાં આ રમણ 'સ્મગલર' ?

સ્ટીમ લોન્ચનું એન્જીન, ઘોર અંધારી રાતે ખાડીના છીછરા પાણી ઉપર નિ:શબ્દ હલેસે સરી આવતી હોડીઓ, સોનાની લગડીઓનો ચળકાટ, નોટોની થોકડીઓ ! અને એ નિ:શબ્દ પ્રવૃત્તિની આજુબાજુ ભરડો લેતો પેલો ફણીધર નાગ ! !—વનેચંદ વનમાળી પુર્નજન્મ પામ્યો હોય એવો !

રમણલાલે પાસાં ઘસવા માંડયાં. માંડ આંખ મીંચાઈ.

સવાર થઈ. સવિતા કામે લાગી ગઈ. બચુ 'હોમ વર્ક' કરવા બેસી ગયો. એરકન્ડીશન રૂમના સખત બિડાયેલા દ્વાર વચ્ચે થંભી ગયેલા વાતાવરણમાં રમણલાલનો ધીરો શ્વાસોચ્છ્વાસ એ જ માત્ર શબ્દ હતો.

પણ એ શબ્દને ડૂબાડી દેતો ટેલિફોન રણક્યો. રમણલાલ સફાળા ઊઠયા. રીસીવર ઊંચકતા પહેલાં પિત્તળના પેલા ચળકતા લોટા પર એમની નજર પડી. લોટો જાણે રહી રહીને સૂચવતો હતો : "આ રહ્યો તમારો સોનાનો ચરુ !" પણ અંતરમાંથી એ ભાવને ખંખેરી નાખીને એમણે રીસીવર ઉપાડયું. સામે છેડેથી અવાજ આવ્યો : "શેઠ ! સબ સલામત ! કન્સાઈન્મેન્ટ પહોંચી ગયું છે. સાડા સાતનો માલ છે. સાહેબ ! કયારે આવો છો ? ચોકખા દોઢ મળશે."

ઝડપથી રમણલાલે કપડાં બદલ્યાં અને રૂમની બહાર જવા નીકળ્યા. સવિતાએ ચાપાણી પતાવીને જવાનું સૂચવ્યું, પણ...!

## ૧૭

# મોંઘી મિરાત

ત્રણ દિવસથી એ જેની રાહ જોતો હતો જાહેરાત છેવટે એની નજરે પડી. સ્ટેટસમેનના પર્સનલ કોલમમાં સૌથી મથાળે એ છપાઈ હતી.

'અનિલ, પાછો આવ, બધી પતાવટ થઈ જશે. મા બાપુ ખૂબ હેરાન થાય છે. લિ. દાદા.'

અનિલે બે ત્રણ વાર એ જાહેરાત વાંચી. શબ્દો જ નહિ શબ્દોનો આકાર પણ એને બરાબર યાદ રહી ગયો. સ્ટેટસમેનના સાવ ઝીણાટાઇપ, અડોઅડ ગોઠવી...

એના મુખ ઉપર આછું સ્મિત ફરકી ગયું અને પછી તુરત અલોપ થયું. અનિલ આટલો સસ્તો દાદાએ માત્ર પંદર વીસ રૂપિયામાં નાનાભાઈની ખોળ કરી લીધાનો સંતોષ મેળવી લીધો. ના, એમ કંઈ અનિલ હવે પાછો ન ફરે.

વધુ બે દિવસ વીત્યા, વળી સ્ટેટસમેન જોતાં પર્સનલ કોલમમાં એ જ સ્થાને છપાયું હતું.

'અનિલ, માની તબિયત બગડતી જાય છે. તારા સિવાય એ બેચેન છે. તુરત પાછો આવ—દાદા.'

પણ અનિલે મચક ન આપી. આ તો બધાં જ પાછળથી છપાવે છે એવી જાહેરાત હતી. જે કોઈ છોકરાઓ ઘેરથી ભાગી નીકળ્યા હોય છે તેમને પાછા બોલાવવાનો આ તો જૂનો પેંતરો છે. અનિલ એટલો સુલભ નથી. એણે પાનું ફેરવ્યું. સ્પોર્ટ્સ પેજ ઉપર નજર પડી. 'મોહન બગાન'ની ત્રણ ગોલે જીત થઈ હતી. 'કસ્ટમ્સ'ની ટીમને એમણે ખોખરી કરી હતી.

કલકત્તાનું હરિયાળું મેદાન. બેયને સાંજ પડે તે દોસ્તો સાથે એ ફર્સ્ટ ડીવીઝન લીગની ફુટબોલ મેચો જોવા પહોંચી જતો. ચૌરંગી ઉપર ટ્રામ પહોંચે તે પહેલાં તો એમની ટુકડી ચાલુ ટ્રામે રસ્તા ઉપર કૂદી પડતી. કોઈ ભેરુબંધોએ તો ટિકિટ પણ કપાવી ન હોય. કંડક્ટર ગાળો દઈ દેતો, 'નાલાયક, બચ્ચોર,' અને એ બધા ખડખડાટ હસી લેતા. 'પરદેશી ટ્રામ કંપનીને થોડું ભાડું ન મળ્યું એમાં આ સાલા કંડક્ટરનું શું બગડતું હશે?' એને એનો પગાર ન મળે કે ક્યાંય બોનસ ઓછું પડે તો આપણને ભલે બોલાવે, હડતાળ પાડી કંપનીની ટ્રામો સળગાવવી હોય ત્યારે તો આપણી મદદ જોઈશને' ટપુ બોલી બેસતો. અને એની એવી વાતોમાં સુરેશ, નની, ભૂદેવ, સમરેશ બધા જ હસીને સાથ આપતા.

પછી ઘૂમચાવાળાનો વારો ક્યારેક આવતો, ક્યારેક વળી બીજો એમને સપાટે ચઢતો. મશલા મૂડી (મશાલેદાર મમરા) કે પછી પોચકા કે દહીં, પકોડીવાળો; મેદાન ઓળંગતાં જે પહેલો નજરે ચઢતો એનું

આવી બનતું. રૂપિયા દોઢરૂપિયાનું તો એ લોકો ખાઈ જતા. પછી ઝઘડો કરતા. ખૂમચાવાળો જો નરમ બનીને સલામ કરે તો એની બિહારી કે હિંદુસ્તાની બોલીનું બેહુદું અનુકરણ કરી એને ભાઈ-બાપા કરાવી ક્યાંક તો પચીસ ટકાનો કડદો નક્કી થતો, અને જો એ મિજાજ કરે તો તો એક પૈસો તો ન જ પામે પણ ક્યારેક એનો ખૂમચો પણ ઊંઝી જતો.

અને મેચ ચાલુ થાય પછી સ્ટેડિયમમાં એમની ટુકડી આજુ-બાજુનાઓની પરેશાની વધારી મૂકતી. મોટે મોટેથી ખેલાડીઓનાં નામ બોલી ફુટબોલ કેમ રમાય એની એમને સૂચના આપતા, ' એય હરામજાદા બાગચી, જરા જોરથી કીક મારવી'તીને બેટમજી......' ' અલ્યા નંદી, સાંજ સુધી સૂતો હતો કે શું ? આવો સહેલો પાસ તારી નજરે ન પડ્યો ?' ' અરે એય સલીમમિયાં જરા બાંયીઓર દેખો, તુમેરા બાપ ભટ્ટાચારજી ખડા હે.' અને એમ વાક્યે વાક્યે એમની મંડળી ખડખડાટ હસી લેતી. બીજા પ્રેક્ષકોની ફરિયાદોનો જવાબ ફરિયાદ કરનાર કોણ છે તે ઉપરથી નક્કી થતો. એમને પહોંચી વળે એવી કોઈ બીજી ટોળામાંથી કોઈ વાંધો ઉઠાવે તો એ લોકો ચૂપ થઈ જતા, કોઈ એકાદ પહેલવાન જેવો ગુસ્સાદાર પ્રેક્ષક જો ઊભો થઈને બાંય ચડાવે તો તો મેચ અધૂરી મૂકીને ભાગી જવાની પણ એમની તૈયારી રહેતી.

આવાં તોફાનો વધવા માંડ્યાં, અભ્યાસમાં અનિલ બેધ્યાન રહેવા માંડ્યો. ત્યારે કુટુંબીઓને ચિંતા થવા માંડી. ચબરાક ને બુદ્ધિશાળી અનિલ સારા માર્કસથી સ્કૂલ ફાઈનલમાં ઉત્તીર્ણ થયેલો. બંગાળી અને ગણિતમાં તો એના સિત્તેર ટકા ઉપર માર્કસ આવ્યા હતા. અંગ્રેજીમાં પણ એણે સારું કર્યું હતું. એના ઘાટીલા ચોખ્ખા હસ્તાક્ષર જોયા પછી તો એના મોટાભાઈ સુનીલે ખાતરી આપી હતી કે અનિલ બી. કોમ. થઈ જાય પછી સ્ટેટ બેન્કમાં

એને એકાદ લેજર ઉપર ગોઠવી દેવો એ જરાએ અઘરું નથી. માતાપિતા અને વચેટ બેન શુભા એ દિવસની રાહ જોતાં હતાં. નાનો ભાઈ ભણીગણી લે, શુભાનું લગ્ન નક્કી થઈ જાય, એવી એવી કુટુંબની જવાબદારીઓ પતાવી ન લે ત્યાં સુધી લગ્ન ન કરવું એમ સુનીલે પોતાને માટે ઠરાવ્યું હતું. પોતાની અઢીસો રૂપિયાની બેન્કની નોકરી અને રિટાયર્ડ બાપનું સામાન્ય પેન્શન, કલકત્તાની મોંઘવારીને પહોંચી વળવા માટે પૂરતાં ન હતાં. સુનીલ પ્રાઇવેટ ટ્યુશન્સ કરતો, બી. કોમ.ના વિદ્યાર્થીઓનો એક ક્લાસ ચલાવતો. રવિવારે એક ઓળખીતાની ઑફિસનો હિસાબ જોઈ આપતો. એમ કરતાં થોડી રકમ એ દર મહિને બચાવી પણ લેતો.

સીટી કૉલેજમાં દાખલ થયા પછી અનિલ કંઈક જુદા રસ્તે જ ચઢી ગયો. કૉલેજમાંથી પિરિયડ છોડીને કૉફી હાઉસમાં કલાકોના કલાકો એ ગાળતો, બે ત્રણ સીગારેટથી શરૂઆત કરીને દિવસમાં એકાદ પેકેટ તો વાતવાતમાં એ પૂરું કરી નાંખતો; સીનેમા સ્પોર્ટ્સ રાજકારણ અને સેક્સ ચર્ચાના અગત્યના વિષયો બની ગયા; ખીસાખર્ચને પહોંચી વળવા એ માબાપ અને પછી ભાઈને પણ તંગ કરવા માંડ્યો.

એકવાર બાપે વટાવવા આપેલા ચેકનાં નાણાં એણે બધાં જ વાપરી નાંખ્યાં. એ કારણે પિતાનો ઠપકો, માનો તિરસ્કાર અને સુનીલની હાથની તીખી પ્રસાદી એને મળી. એ ઘર છોડીને ભાગ્યો.

પણ ભાગી ભાગીને ક્યાં જાય? મિત્રો લગભગ એની જ કોટિના હતા, પોતાના ઘરમાં એકાદ મિત્રને આશ્રય આપવા જેટલી સ્વતંત્રતા એમને ન હતી.

દુર્ગાપુરમાં નવી વસાહતો ઊભી થતી હતી. એક એક નવી

ઈન્ડસ્ટ્રીની સાથે સાથે એ નવા શહેરની રોનક વધવાની જ એને મિત્રો તરફથી ઈશારો મળ્યો, રેલભાડાના પૈસા ઉપરાંત આઠ દિવસ નભી શકાય એટલી રકમ ખીસામાં લઈને એ નીકળી પડ્યો.

માર ખાધો હતો તેનો બદલો લેવાના એ પ્રકાર મનમાં એ ગોઠવતો હતો : મોટાભાઈ સુનીલને, ઘરડાં માબાપને લાગવું જોઈએ કે અનિલની ગેરહાજરી સહન થાય એવી નથી. ગમે તેવી શરણાગતિ સ્વીકારીને પણ એને પાછો બોલાવી લેવો જોઈએ. અને એમ પાછો બોલાવે ત્યારે ઘરને ઉંબરે ફરીથી પગલું મૂકવાને બદલે દુર્ગાપુરના કોઈ કારખાના કે ઓફિસમાં કામે લાગી જઈને જે સ્વતંત્રતા માણવા માટે એ આતુર હતો તેનું આકંઠ પાન કરે જવું. કુટુંબને એની ખબર પડવી જોઈએ કે અનિલ કંઈક છે.

પણ ત્રીજે જ દિવસે એ તંગ આવી ગયો. માનો વહાલ ભર્યો સાદ. – 'બેટા અનિલ થાકી ગયો હોઈશ, હાથપગ ધોઈને જમી લે...' બાપુનો સ્નેહાળ સ્પર્શ, માથે હાથ ફેરવતાં એ કહેતા. 'બહુ રખડે છે અનિલ! અભ્યાસમાં ધ્યાન નહિ આપે તો આ હરીફાઈના જમાનામાં તારો કોઈ ભાવ નહિ પૂછે, હોં,' અને મોટાભાઈ સુનીલનો વાત્સલ્ય ભર્યો ઠપકો 'દિવસે વધે છે તે કરતાં રાતે વધુ વધે છે કે શું અનુ? જાણે રોજ સવારે તને જોઉં છું ને મને ભય લાગે છે કે વધુ એક ઇંચ ઊંચો થયો...પાટલુન નાનું પડે છે? કહેતો કેમ નથી. આ કપડું મારે માટે લાવ્યો'તો. પણ લે તું સીવરાવી લે... પુસ્તકો બધાં જ આવી ગયાં? એકાઉન્ટસમાં સમજ ન પડે તો પ્રોફેસર સુનયન દાસગુપ્તાને મળવું. મારું નામ દેજે. અમે એક જ કલાસમાં હતા...'

નાનું સરખું ઘર મા અને બેન એ ચોખ્ખું ને વ્યવસ્થિત રાખતાં. ઘરમાં સદાનો ઉષ્માભર્યો આવકાર એણે નાનપણથી અનુ-

ભવ્યો હતો એક દિવસ સ્હેજ જુદો વર્તાવ થતાં આમ રિસાઇ બેસવાનું ?

પણ એનું અભિમાન હજી એનો કેડો છોડતું ન હતું. સ્ટેટસમેનના પર્સનલ કોલમની નાની સરખી જાહેરાતોથી એ અભિમાનની ધાર ઊલટાની વધુ તીક્ષ્ણ બની; એ વાંચવા માગતો હતો, 'અનિલભાઇ, અનિલ તું કોઇ રીતેય પાછો આવ. તું કહીશ તે કરીશું, તારા વિના ઘર ખાવા ધાય છે. મા મરણપથારીએ પડી છે. પિતા અનશન કરે છે. તારું મુખ નહિ જુએ ત્યાં સુધી...'

બે દિવસ વધુ રાહ જોઈ સ્ટેટસમેનમાં પર્સનલ કોલમમાં ફરીથી જાહેરાત ન દેખાઈ. બંગાળી, હિંદી છાપાંઓ પણ લાયબ્રેરીમાં જોઈને ઉથલાવ્યાં ક્યાંયે ફરીથી જાહેરાત છપાઈ ન હતી.

વીશીનું અધપાકું અધકાચું ખાવાનું, ગમે ત્યાં સૂઈ રહેવાનું; ઉપરાંત નોકરી માટેના પ્રયત્નોના અપમાનજનક જવાબોથી અનિલ તંગ આવી ગયો.

સાંજની ગાડી પકડી એ કલકત્તા પાછો પહોંચ્યો. હાવડા સ્ટેશનનો વિસ્તાર આછી રીતે અજવાળતી ટ્યુબ લાઇટોમાં એને અખૂટ લાગ્યો. હજારોની આવજા, મજૂરોની કૂણીનો ગોદો, મુસાફરોની દોડાદોડી, અવાજો માત્ર અવાજો ને એન્જિનોની તીણી વ્હીસલ—! એ બધાંમાંથી ઉપરવટ 'અનિલ અનિલ' એવો પોકાર એને સંભળાતો હતો, પણ કોઈ એના સામે જોતું પણ ન હતું. અનિલ જેવો એકાદ છોકરો આ સ્ટેશનની ગીરદીમાં જો વિસાતમાં ન હોય તો પછી પેલી ચોગરદમ વિસ્તરેલી ભલભલી પૃથ્વીમાં તો એની શી ગણત્રી?

ભીડમાંથી રસ્તો કરતો કરતો અનિલ સ્ટેશનની બહાર નીકળ્યો.

જુદા જુદા રુટસની બસોની કતાર લાગી હતી. ઊપડતી, ઉપડવાની રાહ જોતી, પેસેન્જરો ભરી ભરીને આવતી, ઠાલવતી બસો એ જોઈ રહ્યો. ના બસમાં નથી ચઢવું. ચાર પાંચ માઇલનો ઘર સુધીનો રસ્તો છે. બસ ચાલી જ નાખું. સવારનો જમ્યો નથી. કપડાં તો મેલાં છે જ. પછી ઉપરથી થાક ઉમેરાશે. એનો દેદાર દયા-ઉત્પન્ન કરે તેવો બની જશે. એવા દીકરાને જોઈને મા દોડતી આવીને છાતી સરસો ચાંપશે. પિતા ધોતીની પાટલીને છેડેથી પાંપણની ધારે બાઝેલાં આંસુ ચૂપચાપ લૂછી નાખશે, ટ્યુશન ઉપરથી પાછા ફરેલા સુનીલદા, 'પગલો નહિ તો ! ચાલ પહેલાં જમી લે પછી તને...' કહીને શિક્ષા કરવાને બદલે ભેટી પડશે... એવાં અનેક ચિત્રો મનમાં કલ્પતો એ હાવડા-બ્રિજની પગથાર ઉપરથી પસાર થવા માંડ્યો. તોતીંગ અસ્પાત ! દુર્ગાપુરના પોલાદના કારખાનામાં એણે મોટાં વજનદાર પતરાં અને મોભ જોયાં હતાં, સળિયા ને પાટા, ચક્રો ને જાતજાતની કેટલીયે લોખંડની સામગ્રી નિહાળી હતી. એ કારખાનામાં એકરોમાં પથરાયેલાં મકાનને વર્કશોપ હજાર જાતની યંત્રસામગ્રી જોતાં માનવીએ સર્જેલી એ સૃષ્ટિથી એ અભિભૂત થયો હતો. છાતીમાં દમ ભરીને એ ચાલતો હતો. વયને હિસાબે કંઈક વધુ ઊંચાઈને કારણે થોડો વધુ આત્મવિશ્વાસ પણ એણે માણ્યો હતો. અને છતાંએ એને ઘર સાંભર્યું. બાપનું ઘર. એવી ખાસ ત્યાં સમૃદ્ધિ નથી, કશીએ વારી જવાય એવી સુખસગવડની સામગ્રી નથી. વિશાળ દુનિયાએ એક ખૂણે અંધારિયું બે ઓરડાનું બિસ્માર ઘર, એની તે આટલી શી તાણ ? ! ! !

કલકત્તા પાછા ફરવાનો નિર્ણય કર્યો તે બરાબર હતો ? મનમાંથી આછી પાતળી પણ 'હા' સંભળાતી ન હતી. અને છતાંયે એક એક પગલે એ ઘર ભણી આગળ વધતો હતો.

એની અંધારી ગલી આવી. મોટા રસ્તાને કાટખૂણે જ્યાં એ ગલીની શરૂઆત થતી ત્યાં એક ગેસલાઈટ ઝાંખી બળતી હતી. એનાં થાંભલે જાડી સૂતળીનો છેડો હજી સળગતો હતો, ગલીમાં જતા આવતા લોકો એ સળગતા છેડાથી સીગારેટ સળગાવી બે ચાર દમ મારી પાનવાળા મહાદેવ બિશિરના આરસના પથ્થર ઉપર પાંચ નયા પૈસાનો સિક્કો નાખી બંગલા પાનની વરદી આપતા હતા.

સારું હતું મહાદેવની નજર ઘરાકોને પતાવવામાં હતી, નહિતર પેલા કેપ્સ્ટનના ત્રણ પેકેટના બાકી પૈસા અત્યારે એ માંગત... અનિલ ચોરની જેમ ગલીમાં સરકયો. હજી તો બાર તેર દિવસ થયા હતા. છતાં ગલીની એ ભીંતે નાના મોટા આવાસો બધું જ એને કેટલું યે દૂર સરી ગયેલું...અને હવે ?...હવે જાણે પોતાનો હાથ પસારીને એ સમગ્ર સૃષ્ટિ એને આમંત્રણ આપતી હતી! નારે! બધું જેમનું તેમ નિશ્ચિંત હતું. શેરીનો ચબરાક દેખાવડો છોકરો તરવરતો અનિલ આટલે દિવસે પાછો ફર્યો છતાં ત્યાંની કાંકરીએ હાલતી ન હતી. દૂરથી પોતાનું ઘર દેખાયું. હાશ! બાબા હજી સૂતા ન હતા. બેઠક ખંડનો દીવો બળતો હતો, બેઠક ખંડ કહો શયનખંડ કહો, બાબા અને મા લગભગ ત્યાં જ બેઠાં હોય. અને પાછળના ઓરડામાં સુનિલ અને શુભાના ઓરડામાં બધું શાંત હતું. દાદા સૂઈ ગયા હશે? કોણ જાણે? આટલા વહેલા તો એ ટ્યુશનમાંથી ક્યારેય પાછા નો'તા ફરતા.

રસ્તા ઉપર પડતી બારી પાસે જઈને એ ઊભો. બાબા આરામ-ખુરશી ઉપર લંબાવીને રોજની જેમ નિરાંતે હુક્કો તાણતા હતા. નીચે પાથરેલી ચટાઈ પર પલાંઠી વાળીને મા હાથમાં પંખો લઈને બેઠી હતી. સુનીલ નીચું માથું રાખીને થાળીમાં પીરસેલી એક પછી એક ચીજો આરોગતો હતો, મા એને પંખાથી પવન નાખતી હતી.

ત્રણેનાં મુખ ઉપર કશીયે ગમગીની ન હતી, એને બદલે નરી નિરાંત લાગતી હતી.

અનિલના મનમાં જાગેલા ભાવનો પડઘો પાડતા હોય તેમ એના બાપુએ મોટેથી બગાસું ખાધું તેને ગણગણતા અવાજે બોલ્યા, 'હાશ, કેવી શાંતિ લાગે છે ગિન્ની (પત્ની માટેનું 'ગૃહિણી' ને બદલે ટૂંકાવેલું સંબોધન), આજ પછી કૃત્તિવાસી વાંચવું નથી ..? ગઈ કાલે ક્યાં સુધી આપણે પહોંચ્યાં હતાં ?...

'રામ વનવાસ સંચર્યા અને દશરથ મૂર્છાવશ થયા ત્યાં સુધી... શુભા ગળગળી થઈને દોડી ગઈ ને મેં બંધ કર્યું.'

'હુમ...સુનીલ જમી લે પછી આગળ વાંચીએ ..શુભા કેમ દેખાતી નથી ?'

'બાજુના ઓરડામાં સૂતી છે, સાંજથી...'

'એને માટે પણ છોકરો શોધી કાઢયો છે બાબા, સુનીલે ભાતનો મોટો કોળિયો લઈને મોમાં મૂકી ઉપર પાણીના બે ઘૂંટ પી લીધા. 'સ્ટેટ બેન્કમાં કેશ ડીપાર્ટમેન્ટમાં છે; શામબજારની બ્રાન્ચમાં; દેખાવમાં પણ ખોટો નથી. ઘરનું ઘર છે, ઉત્તરપાડામાં; અને બે ચાર વીઘાં જમીન પણ ખરી. મેં એને વાત કરી, મોઢેથી કશું બોલી નથી પણ અત્યારે પડી પડી ભાવિ જીવનનાં સ્વપ્નાં જોતી હશે, એના રવીન્દ્રનાથ અને શરદબાબુમાંથી નીચે ધરતી ઉપર પગ મૂકે તો સારું.'

અનિલ બારી પાસેથી ખસી ગયો.

પાછળના ખંડની બારી દસેક કદમ દૂર બાજુના મકાન સાથેની

સાંકડી નેળમાં પડતી હતી. આ માણસો આટલાં નચિંત હતાં, તેમની દુનિયામાં ફરીથી પ્રવેશવાનો શો અર્થ ? એવો વિચાર અનિલના મનમાં ગોઠવાઇ ગયો હતો છતાં એકવાર શુભાને જોઈ લેવાની વૃત્તિ વિજયી નીવડી. પેલી બારી પાસે જઈને એ ઊભો; અંદર ઝાંખો પ્રકાશ આમતેમ ગૂંગાળાતો હતો, સીલીંગ ઉપરથી લટકતો પચીસ કેન્ડલનો બલ્બ ક્યારેક પવનની ભૂલી પડેલી ઝાપટમાં ઝુલતો હતો. ભોંય ઉપર શુભા ઊંધી પડી હતી. એનું મુખ બારીની દિશામાં હતું પણ નજર નીચે નમેલી હતી. બે હાથમાં એક ફોટો હતો, વારંવાર એ ઢળીને એની તરફ જોઇ લેતી હતી, ચૂપચાપ ! અનિલે તે ફોટો ઓળખ્યો. અનિલ મેટ્રિક પાસ થયો તેના ઉત્સાહમાં એને પોતે બચાવેલા પૈસામાંથી ભાઈબેને સાથે પડાવેલો એ ફોટો. શુભાએ નજર ઊંચી કરી. સાંકડી નેળના ધાઢ અંધકારમાં ઊભાં ઊભાં અનિલે બેનની આંસૂથી ખરડાએલી આંખો જોઈ. દબાવી રાખેલા રુદનનો ભાર અસહ્ય બનતા ધ્રૂજી ઊઠતા ઓઠ જોયા, એનો ગૃહત્યાગ જાણે સફળ થયો.

અંધારામાંથી પ્રગટ થઈને 'દીદી ઓ દીદી હું પાછો આવી ગયો છું.' એમ પોકારી ઊઠવાની લાલચ એ માંડમાંડ રોકી શક્યો. જાણે ગળામાંથી સૂરજ ન નીકળ્યો, ઝુલતા દીવાના ઝાંખા પ્રકાશમાં એકવાર ફરીથી શુભાને એણે જોઈ લીધી. કશીક તૃપ્તિ અનુભવતો એ નેળમાંથી બહાર નીકળી ગલીમાં પાછો ફર્યો. એમ કરતાં પેલા આગળના ઓરડામાં એણે નજર સરખી ન નાંખી.

છતાં કૃત્તિવાસી રામાયણની બે ચાર લીટીઓ એને કાને પડી ગઈ. મા મોટેથી વાંચતી હતી :

'રામનો વિરહ અસહ્ય બન્યો, રાજા દશરથની ચેતના પાછી

ક્યારેય ન વળી...સારું યે અયોધ્યા કુશીક ગમગીનીના ભાર નીચે સૂમસામ...' પછીના શબ્દો અનિલને કાને ન પડ્યા.

ગલીમાંથી સરિયામ રસ્તા ઉપર એણે ચાલવા માંડ્યું. ટેવ પ્રમાણે ખિસ્સામાં હાથ ગયો, સીગરેટ ફંફોળી, ખાલી હાથ બહાર આવ્યો.

શુભાનાં આંસુની મોંઘી મિરાત હૈયાંમાં સંઘરીને એ ચાલતો રહ્યો.

## ૧૮

# સુદૂર ગિરિસંકટે

**સવારના** ૭ ચાલીસના ન્યૂઝ બુલેટિનમાં જ આકાશવાણીએ સમાચાર આપ્યા 'ચીને અલ્ટીમેટમ આપ્યું છે. ત્રણ દિવસની મહેતલ આપીએ છીએ. જો સિક્કીમ બોર્ડર ઉપરના ઈન્સ્ટોલેશન્સ ડીસમેન્ટલ નહિ કરો તો ભયંકર પરિણામો માટે તૈયાર રહેજો...'

નિમિષના મુખ ઉપર ઘેરું વાદળ છવાયું. હજી તો દેશ માંડ પગભર થતો હતો ત્યાં! બબ્બે બાજુથી આટઆટલી કનડગત! પાકિસ્તાની હવાઈ હુમલાની સામે રક્ષણ કઈ રીતે કરવું. નાગરિક તરીકેની કઈ કઈ ફરજો અદા કરવી એની વાતો થોડા દિવસથી પ્રસારવામાં આવતી હતી. કલાઈ કુન્ડા અને બેરેકપુર વિમાન ઘર ઉપર તો બોંબવર્ષા માટેના પ્રયત્નો પણ થઈ ચૂક્યા હતા, અને તે વખતે જ્યારે ચેતવણીનું સાયરન વાગ્યું ત્યારે અંતરમાં કેવો ધ્રાસકો પડ્યો હતો? બેરેકપુર સુધી શત્રુવિમાનો બોંબ ફેંકવા આવી ગયાં તો હવે કલકત્તા કેટલું દૂર? આવી ગજબની સ્પીડવાળાં જેટ બોંબરોને બીજી પાંચ મિનિટ જ લાગે કે વધુ?

અને બાકી હતું તે હવે આ પાકિસ્તાનના નવા ભેરુ લાલચીનની ધમકી! એ તો ગાંડો દેશ છે. એના સત્તામદથી છકેલ નેતાઓ. કશાયની એ પરવા ન કરે તેવા. માનવજંતુઓ પછી ભલેને લાખોની સંખ્યામાં ખતમ થઈ જાય, એમની ફીલસૂફીમાં માનવસંહાર એ માનવપ્રગતિને માર્ગે અગત્યનું સોપાન છે એમ એ લોકો જાહેર નથી કરતા? સિક્કીમની ઉત્તરે તિબ્બટમાં તો હવે રીતસરનાં લશ્કરી એરોડ્રોમ એમણે બાંધ્યાં છે. એમને ત્યાંથી ઊપડે તો અડધા, પોણા કે એક કલાકમાં કલકત્તા! પછી?

પછીનું પ્રશ્નાર્થચિહ્ન નિમિષની નજર સામે એક સો ફીટ ઊંચું હોય જાણે તે રીતે નિમિષ ફાટી આંખે અંતરીક્ષ તરફ જોઈ રહ્યો. પૂર્વ તરફની બારીમાંથી સપ્ટેમ્બરની સવારનો હળુહળુ તડકો પણ જાણે એને અસહ્ય ગરમી આપતો હોય તેમ એણે બેચેની અનુભવી.

ત્યાં ડાઈનીંગ રૂમમાંથી સુલતાની બૂમ સંભળાઈ. 'ચાલો, પપ્પા, ચાલો તો છોકરાંઓ, ચા નાસ્તો તૈયાર...'

બાળકોની જેમ સુલતા પણ હવે અવારનવાર નિમિષને 'પપ્પા' કહીને સંબોધતી. નિમિષને એ કારણે સારું લાગતું. એ પણ ઘણીવાર સુલતાને 'મમ્મી' કહીને બોલાવતો. એવી રીતે બોલવાની શરૂઆત કરી ત્યારે એણે ખુલાસો પણ કર્યો હતો, 'જો સુલુ બાપુજી કસ્તુરબાને 'બા' કહેતા એવી નિર્મળ તપસ્વીની દૃષ્ટિએ હું તને 'મમ્મી' નથી કહેતો. મમ્મી એટલે મારાં તુષાર અને તપસ્વિની મમ્મી...' અને સુલતાએ આંખને ખૂણેથી એ બાબતમાં પોતાની સમ્મતિ છે એવો મૌન જવાબ આપેલો. તુષાર અને તપતિ ટેબલ પાસે પોતપોતાની બેઠકમાં ગોઠવાઈ ગયાં હતાં. આઠ વર્ષનો તુષાર! લોકો કહેતા 'નિમિષભાઈ તમારા જેવો જ ઊંચો અને તંદુરસ્ત થશે તમારો તુષાર' અને સાચે જ એની ચાલમાં અત્યારથી જ

આત્મવિશ્વાસની કશી અગત્યની માત્રા ભળી ગઈ હતી. એના સઘળા હલનચલનમાં બીજાં એની ઉંમરનાં બાળકો કરતાં જુદો જ તરવરાટ નિમિષને દેખાતો હતો. સુલતાને એ એકાંતમાં કહેતો પણ ખરો, ' આ આપણો તુપારબાબુ કંઈક જુદો થશે હાં સુલુ...' અને સુલતા એમની એવી તારવણીને અનુમોદન આપ્યા પછી તુરત દીકરીનો પક્ષ લેતી.

'અને તપતિ કાંઈ ઓછી નથી હોં. એની તાલની સમજ અને મુખના હાવભાવ ઉપર તો ચીલ્ડ્રન્સ લીટલ થીયેટરવાળાં પેલાં મીસ સન્યાલ તો એટલાં ખુશ છે પપ્પા ! કહે છે કે ગુજરાતી છોકરીઓનાં પણ અમારી બંગાળી ભદ્ર ઘરની છોકરીઓની જેમ નૃત્ય-સંગીત માટેની આવી જન્મજાત ગીફ્ટ હશે એવો મને તો ખ્યાલ જ ન હતો...'

નિમિષ કંઈક ઢીલી ચાલે ચાનાસ્તા માટે ઊઠયો. સનમાઈકા હમણાં જ રૂપિયા સવાસો ખર્ચીને ટેબલ ઉપર જડાવ્યું હતું.

કેવું સાફ ચમકતું ટેબલ ! અને ત્યાં ધ્રાટીલો ચા-નાસ્તાનો સરંજામ ગોઠવાયો હતો. નિશાળે જવા માટેના સફેદ યુનિફોર્મમાં તુપાર-તપતિ કેવાં તાજાં પ્રફુલ્લ લાગતાં હતાં ! દાર્જિલીગના બોટનીકલ ગાર્ડનના કાચઘરમાંનાં પેલાં સફેદ ઓર્ચીડ જાણે ! દાર્જીલીંગ ! હજી તો બે વર્ષ ઉપર જ સહકુટુંબ ત્યાં નિમિષ ગયેલો. કેવો ભવ્ય હિમાલય ! કાંચન-જંઘાની મગરૂર મબલખ સૌંદર્યરાશિ ! હેતાળ હસમુખી પહાડી પ્રજા અને ત્યાંનું તાજગી ભર્યું વાતાવરણ ! એની પડોશમાં જ તો સિકીમ-ગન્ગટોકનું પેલું ચોખ્ખું ચોખ્ખું બજાર ! અને કેટલી નિરાંતે તે દિવસોમાં ગન્ગટોક, કલીંપોંગ. દાર્જિલીંગ ઘૂમેલાં !

એ બધાં ઉપર આવી આફત ? એમાંનું હવે શું રહેશે ? શું બચશે ? શું શું ખતમ થઈ જશે ?

'કેમ આમ ઢીલા લાગો છો? આવો બેસો, ચા ઠંડી થઈ જાય છે.' સુલતાએ ધ્યાન દોર્યું.

નિમિષ પોતાની જગ્યાએ બેઠો. જમણી બાજુ તપતિ, ડાબી તરફ સુલતા, સામે તુષાર, વચમાં મનગમતો નાસ્તો, ગરમ ટોસ્ટ, માખણ, બિસ્કિટનો ડબ્બો! કોર્નફ્લેક્સના ખોખામાંથી સારા એવા પ્રમાણમાં તુષારે પોતાની ડીશમાં પતરીઓ ઠાલવી, દોઢ ગ્લાસ દૂધ ઠાલવ્યું, ત્રણ ચમચી ખાંડ ભભરાવી...દાર્જિલીંગ, માઉન્ટ એવરેસ્ટ હોટલમાં રહેતાં રહેતાં જ એને કોર્નફ્લેક્સ અને આમલેટનો શોખ લાગ્યો. અને બે વરસમાં તો એ ૭ સાડા ૭ ઇંચ વધી ગયો હશે 'તમને શું આપું? ટોસ્ટ કે પછી સેવબિસ્કિટ ચાલશે? નહિતર પછી ખારી પૂરી પણ છે–' સુલતાએ એક પછી એક નાસ્તાની ચીજ નિખિલની સામે ધરી.

ડાબી તરફ તપતિ પોતાની મેળે ટોસ્ટ ઉપર માખણ ચોપડતી હતી. લગભગ એક ઔંસ માખણનો ખુરદો વાળી નાંખશે, થોડું ખાશે, ઘણું બગાડશે: અને એવા બગાડની મમ્મી કે પપ્પા ખાસ ચિંતા પણ નહિ જ કરે એમ એને ખબર હતી:

છોકરાંને કેટલી સગવડ! કેટલાં લાડ! ગરમ ફ્ફળતી ચા સુલતાએ કીટલીમાંથી કપમાં ઢાળી; નિમિષે એક બિસ્કિટ લીધું. ચાનો રંગ એને ખૂબ ગમતો...દાર્જિલીંગની અસલ ચાનો જ એને શોખ! એની એક ખાસ સુગંધ હતી. એથી ઊતરતી કક્ષાની ચા એને ન જ ચાલે, આઠ સાડા આઠ રૂપિયે રતલ–ના પાંચસો ગ્રામ!...

વર્ષોની આકરી મહેનત પછી, છેલ્લાં પાંચ-૭ વર્ષથી હવે નિમિષ નિરાંત અનુભવતો હતો. સફળતા એને વરી ચૂકી હતી. સામાન્ય ઑફિસના ત્રણસો સાઠ ત્રણસોના પગારદારમાંથી સ્વપ્રયત્ને હવે કલકત્તામાં એણે ધંધો જમાવ્યો હતો. એરકન્ડીશન્ડ ઑફિસ,

પંદર વીસનો સ્ટાફ, બે ટેલિફોન, મોટર, સગવડભર્યો સોડાચારસો ભાડાનો ફ્લેટ, કલાત્મક એની સજાવટ, જીવનને રસભર્યું બનાવે એવી સમજુ સુલતા, હૈયું ઠારે તેવાં બાળકો...આ જીવનની હવે ટેવ પડી ગઈ હતી. આમાંથી કશું પણ ઓછું થાય તે નિમિષને હવે પાલવે તેમ ન હતું.

અને ત્યાં તો આજ સવારની ચિંતા ઉપજાવે એવી જાહેરાત! ચીનનું અલ્ટીમેટમ ! !

'મમ્મી સફરજન હું અત્યારે નહિ ખાઉં, ટિફિન વખતે ખાઈ લઈશ.' ટેબલ પાસેથી ઊઠતાં તુષારે વચ્ચે પડેલી ફળની છાબમાંથી મોટું લાલ પીળું સફરજન ઉપાડતાં સુલતાને જણાવ્યું.

કેવું સફરજન !

પૂજાની રજાઓમાં ત્રણેક વર્ષ પહેલાં એ સહકુટુંબ કાશ્મીર ગયો હતો. એકવાર વેલુરથી પાછાં ફરતાં એમની જીપ ગરમ થઈ ગઈ હતી. રસ્તા વચ્ચે થોભાવીને એ લોકો નીચે ઊતરી ગયેલાં. બાજુમાં જ સફરજનનો બગીચો હતો. વૃક્ષેવૃક્ષે સફરજન ઝૂલતાં હતાં. બગીચાના રખેવાળ પાસેથી કરંડીઓ ભરીને ત્યાં ને ત્યાં તોડાવીને નિમિષે ખરીદ્યાં, એણે માગ્યાં તે કરતાં પણ બે રૂપિયા એણે વધારે આપેલા, નહિ? અને તુષારે સવારમાં જ એ સફરજન ક્યાં સુધી ઝાપટેલાં! નાની તપતિ પણ એકાદ બે ચીરી કરડી લેતી.

'એ સફરજન, પીચની વાડીઓ, ત્યાંના રંગરંગીન પહાડો, ત્યાંની રૂપાળી પ્રજા! પશ્ચિમથી પૂર્વ સુધીનો એ રળિયામણો હિમપ્રદેશ!?......'

'તમારી ચા ઠંડી થઈ ગઈ. રોજ તો બે કપ પણ ઓછા

પડતા આજે એક કપ પણ હજી પૂરો કર્યો નથી ! તમને થયું છે શું ?'

નિમિષે કશો જવાબ ન વાળ્યો.

બાળકો શાળાએ ગયાં. રસોડામાં જતાં પહેલાં નાહીધોઈને સુલતા ડ્રેસીંગટેબલ પાસે આવીને ઊભી રહી.

'મમ્મી' ખૂબ ધીરા અવાજે નિમિષે સુલતાને બોલાવી. એ અવાજ સુલતાને કંઈક નવી જાતનો લાગ્યો.

'શું છે નિમિષ ?' ટુવાલથી બોચી, અને ભીના વાળ લૂછતી સુલતા પતિ પાસે આવીને ઊભી રહી. નિમિષ એકદૃષ્ટિથી સદ્યસ્નાતા પત્નીને જોઇ રહ્યો. સુગંધીદાર સાબુની વપરાશ પછી એનો સારોયે દેહ મહેકતો હતો. વાતવાતમાં કલાત્મક રીતે જાતને સજાવી લેવાની પત્નીની આવડત ઉપર નિમિષ મુગ્ધ બની જતો, અને ઝડપથી આવી ક્ષણોએ પત્ની ઉપર કદરદાની પણ એ ઢાલવી લેતો. પરંતુ આજે સુલતાને પતિની દૃષ્ટિમાં કશી બેહાલી, કશી ઊંડી વ્યથા દેખાઈ.

પોતાના મનમાં ચાલતી બધી જ વિમાસણની વાતો નિમિષ અસ્ત–વ્યસ્ત રીતે બોલી ગયો. પ્રસાધનક્રિયા થંભાવી દઈને સુલતા પતિની વાતો સાંભળતી નજીક બેઠી હતી. નિમિષની ચિંતા, ભવિષ્ય માટેની એની ભડક, શું થશે ? શું રહેશે ? એવા પ્રશ્નો–બધું સાંભળ્યા છતાં સુલતા જરાયે અસ્વસ્થ ન બની.

'તું તો શાંતિથી બધું સાંભળ્યા જ કરે છે સુલા ? કેટલી બધી નિશ્ચિંત લાગે છે તું ? તારે પણ છાપાં વાંચવાં જોઇએ, રેડિયો સાંભળવાનો સમય કાઢવા જેવો છે, ક્યારે શું થશે ?...કેમ કશું બોલતી નથી ?'

સુલતા ઊભી થઈ, પતિ સામે જોઈ ને એણે પૂછ્યું. 'હિમાલયની વાતો કરો છો, આપણો આવો દેશ સુફલા સુજલા ભારતભૂમિની ચિંતા કરો છો ત્યારે સાચેસાચ તમને માભોમની જ ફિકર હોય છે નિમિષ?...ના, એવું નથી લાગતું. તમને આપણી સલામતીની આપણાં સાધનસામગ્રીની સલામતીની, ફિકર પડી છે. પણ તમે એક વાત કેમ ભૂલી ગયા? આપણે પરણ્યાં ત્યારે શું હતું આપણી પાસે? મેં નો'તું કહ્યું કે એક રોટલાના બે કકડા કરીને–'

'પણ હવે તુષાર અને તપતિ છે, એમનો તો વિચાર થાય જ ને?'

'આપણા એકલાંને બાળકો છે? રોટલાના બેને બદલે ચાર કટકા કરીશું, જે હશે તેનાથી ચલાવીશું–'

'તું તો સાવ! કશું રહ્યું જ નહિ હોય. બધું ખતમ થઈ ગયું હશે. મિલો, ફેક્ટરીઓ, મોટા મોટા ડેમ્સ, રેલ્વેના શેઇડસ, સ્ટેશન, બંદર હવાઈ અડ્ડા કંઈ કહેતાં કંઈ સલામત નહિ રહે.'

'તમે નાહીધોઈ હવે ઑફિસે જાવ. નાહકની આટલી કલ્પના કરવાની જરૂર નથી. એ બધું જતાંયે જો દેશ બચ્યો હશે, એની પ્રજાનું હીર બચ્યું હશે તો–'

પછીની વાત નિમિષને કાને જાણે ન પડી. એને ચીને તૈયાર કરેલો એટમબોમ્બ હિંદની ધરતી પર ક્યાંક પડતો દેખાયો. એ જાણે એવા કોઈ ભગ્ન બિસ્માર ખંડેરના કાટમાળ ઉપર ઊભો હોય અને ઘાયલ ને નષ્ટપ્રાય માનવીઓની યાતનાનો એક માત્ર સાક્ષી રહ્યો હોય એવી ચિંતા એના મુખ ઉપર કોતરાઈ ગઇ.

ઑફિસે તેમ છતાં જવા એ તૈયાર થયો. ઉકાળેલા પાણીનો જગ અને નાસ્તા માટેનો ડબ્બો નોકર સાથે મોટરમાં મૂકાવતી વખતે સુલતાએ ટ્રાન્ઝીસ્ટર રેડિયો પણ નિમિષને યાદ કરાવ્યો. 'આકાશવાણીના એકેએક બુલેટિન સાંભળવા ખપમાં આવશે.' નિમિષે નાજુક ટ્રાન્ઝીસ્ટર રેડિયો હાથમાં લીધો. જાપાનીઝ બનાવટનું 'સૉની મેઈક' એ યંત્ર હતું.

બપોરે ખાણા સમયે એક ને ત્રીસ મિનિટે સમાચાર સાંભળવા નિમિષે હવે રેડિયો પોતાની કેબિનમાં ચાલુ કર્યો. ઑફિસના મુખ્ય ઈલેક્ટ્રિકલ એન્જિનિયર દાસગુપ્તા સાંભળવા કેબિનમાં આવીને ઊભા.

સમાચાર પૂરા થયા.

દાસગુપ્તા હજી ત્યાં જ ઊભા હતા.

'શું જુઓ છો દાસગુપ્તા નિમિષે પૂછ્યું, 'આ અસલી જાપાનીઝ સૉની ટ્રાન્ઝીસ્ટર છે. પોકેટ ટ્રાન્ઝીસ્ટર–તમને ગમ્યો ?'

'હુમ' દાસગુપ્તા એની ઝીણી ઝીણી બનાવટ જોતા ઊભા રહ્યા. થોડી ક્ષણો વીત્યા પછી બોલ્યા, 'આ પ્રજાને તે શું કહેવું ? હીરોશીમા અને નાગાસાકીની હોનારત જેણે અનુભવેલી એવો પરાસ્ત થયેલો દેશ આજે ઇલેક્ટ્રોનિક્સ અને બીજી કેટલીયે ઇન્ડસ્ટ્રીમાં કેટલો આગળ વધ્યો છે ! અને જર્મની: કહે છે કે યુદ્ધ પહેલાં ન હતી એવી જાહોજલાલી પશ્ચિમ જર્મનીમાં ઊતરી પડી છે. એ પ્રજાનું ખમીર કેવું હશે ?'

નિમિષ એ દિવસે ફરીથી ઊંડા વિચારમાં પડી ગયો. સાંજે તુષાર અને તૃપ્તિ એને વીંટળાઈને બેઠાં હતાં: નિમિષ એમને કાશ્મીર મોરચે શું શું બન્યું છે એની અને પછી હીરોશિમા અને

એટમ બૉમ્બની વાતો કરતો બેઠો હતો. પણ સુલતા ક્યાંય દેખાતી ન હતી.

'અરે પણ મમ્મી ક્યાં?'

તુષારે ખબર આપ્યા, 'લત્તામાં વોર્ડન સેન્ટરમાં ફર્સ્ટ એઈડના કલાસ ચાલે છે ત્યાં પાટાપીંડી કેમ બંધાય તે શીખવા ગઈ છે.'

'અને પપ્પા,' નાની તપતિએ સૂર પુરાવ્યો 'આજ બપોરે રેડિયો ઉપર 'સુદૂર ગિરિસંકટે તુષાર હિમે' ગીત મમ્મીએ સાંભળ્યું ને એની આંખમાં તો બસ દડદડ આંસુ અને આમ પાછી મમ્મી હસ્યા જ કરે–' રાત્રે જમ્યા પછી સુલતાએ નિમિષને એ ગીતની વાત કરી :

પ્રતિજ્ઞાબદ્ધ તારો જુવાન ભાઈ સુદૂર પહાડોમાં સુખસગવડનું જીવન વીસરીને ભારત માનો પોકાર સાંભળીને જાન હોડમાં મૂકીને ઊભો છે. ઓ બેન, તું આગળ આવ. દવાખાનામાં અને ખેતરમાં, શાળામાં અને ઘરમાં તું એ જુવાન ભાઈની પ્રતિજ્ઞા પૂરણ કરવા કશું તો કરી છૂટ–

'તમારી જેમ ચિંતા કરી અદબ વાળીને બેસી રહેવું અને ફાવે તેમ નો'તું, નિમિષ, એટલે પછી–' એટલે પછી શું એમ નિખિલે સુલતાને પછી ન પૂછ્યું. પત્ની-બાળકો સૂઈ ગયાં. એ ક્યાંય સુધી બિછાનામાં ચત્તો સૂતો હતો.

હીરોશિમા, નાગાસાકી, બર્લીન, હેમબુર્ગ, કાશ્મીર પંજાબનો સળગતો મોરચો બધું એની કલ્પનાપટ ઉપર આવી આવીને સરી જતું હતું.

પુનરપિ જીવનની શરૂઆત થઈ જ શકે એવો વિશ્વાસ પોતા-

નામાં પ્રગટાવવા એ પ્રયત્ન કરતો હતો. પણ જેમજેમ એ વિચાર કરતો રહ્યો તેમ તેમ વધુ ને વધુ એ નિર્બળ, નિઃસહાય હોય તેવો અનુભવ એને થવા માંડ્યો. બાળકોના સૂવાના ખંડમાં એ આંટો મારી આવ્યો.

બાળકો ઘેરી નિંદમાં સૂતાં હતાં. રહી રહીને તુષારના હોઠ ફરફરી જતા હતા. કદાચ કશું મીઠું સ્વપ્ન એ જોતો હશે? એનું ભવિષ્ય હવે કેવું અનિશ્ચિત? મારી એક ફેક્ટરી હશે, એમાં બસો પાંચસો મજૂરો કામ કરતા હશે. નાનો તુષાર પરદેશ જઈ આવીને કાબેલ એન્જિનિયર બની ફેક્ટરી સંભાળી લેતો હશે, આધેડ વર્ષે પહોંચેલા નિમિષની માત્ર સલાહ પૂછતો હશે.

એ સ્વપ્ન બધું ધૂલિસાત? શયનખંડમાં એ પાછો ફર્યો. ત્યાં એની નજર સુલતા ઉપર પડી. એની આંખો ખુલ્લી હતી. પતિ તરફ મંડાયેલી એ નજરમાં કેવું માર્દવ હતું? ને કેવો ગૂઢ સ્નેહ!

'આમ આવો' એણે પતિને આમંત્રણ આપ્યું. પોતાના નાજુક બાહુબંધમાં એણે નિમિષને સમાવી લીધો, ધીરે ધીરે એના સ્નેહસ્પર્શે નિમિષની આંખો ઘેરાવા માંડી.

સુલતા બોલતી હતી: 'ડર લાગે છે? જ્યારે ડર લાગે ત્યારે મારી પાસે દોડતો ચાલ્યા આવજો. નિમિષ, ફરીથી જીવન શરૂ કરવાની તમારામાં હામ ન હોય તો પણ જણાવું કે મારામાં એવી હામ છે...' બીજે દિવસે સવારે નિમિષને કંઈક નવેસરથી સમજાયું; શા માટે સુલતાને સુલાને બદલે 'મમ્મી' કહીને સંબોધવું વધુ જચતું હતું. ઘણો પ્રયત્ન છતાં સુલતાને હવે માત્ર 'મમ્મી' કહીને જ એ સંબોધી શકતો હતો. એમ સંબોધીને પતિ પોતાની શરમ ઢાંકી રહ્યો છે એ વાત જો કે સુલતાએ કોઈની પાસે જાહેર ન કરી, પોતાના મન પાસે પણ નહિ.

## ૧૯

# શ્રી–ડી રોબર્ટસન પ્લેસ

ચેતન કલકત્તા આવ્યો. ઑફિસ અંગે એને એકડે એકથી શરૂઆત કરવાની હતી. તદ્દન અજાણ્યા શહેરમાં બ્રાન્ચ ખોલવી અને તે પણ મર્યાદિત બજેટમાં એ જરા તરા નહિ, પણ ઘણી અઘરી વાત હતી.

એક સામાન્ય હોટલમાં એ ઉતર્યો હતો. રોજ સવારે ચા નાસ્તો પતાવ્યા પછી પહેલું કામ છાપાંઓ ઉથલાવવાનું હતું. કલાસીફાઈડ કોલમની જાહેરાતમાંથી ચૂંટી ચૂંટીને એ નોંધ કરતો; બસ પછી આખો દિવસ જુદી જુદી જગ્યાઓની તપાસમાં એ વિતાવતો. ક્યાંક અધધધ ભાડું, તો ક્યાંક વળી ગજા ઉપરાંતની સલામીની શરત નીકળતી. કોઈ વળી પોતાની ઑફિસમાં પેટા ભાડૂત તરીકે જ વ્યવસ્થા કરી આપવાની વાત મૂકતું. ચેતનને ઓછામાં ઓછી છસો ચોરસ ફીટ જગ્યા જોઈતી હતી. બસો અઢીસોથી વધુ ભાડું પોસાય તેમ ન હતું. અને પાઘડીના પૈસા તો ધંધો ચલાવીને કમાવવાના બાકી હતા. રોજ

સાંજ પડે એ નિરાશ પગલે હોટલમાં પાછો ફરતો. કલકત્તામાં ઑફિસ ન થાય તો એની કારકીર્દીને ખાસ્સો ધક્કો વાગવાનો હતો. કલકત્તાથી, નિષ્ફળ થઈને પાછો ફરે તો મુંબઈની ઑફિસમાં પણ એને માટે સ્થાન રહેવાનું નથી. એમ એ જાણતો હતો.

મુંબઈની ઑફિસમાં ક્યારે પણ મોખરાને સ્થાને એને બેસવું હોય તો એણે કલકત્તામાં કામીયાબી મેળવી બતાવવાની હતી. એ વાત રોજ સવારે એને યાદ આવતી હતી. અને વધુ ખંતથી એ કામે લાગી જતો હતો.

એક એસ્ટેટ દલાલ એને મળી ગયો. કલકત્તાની રીતરસમ એણે ચેતનને સમજાવી. "તમે ચાહો છો એટલાં ભાડાંમાં તો સાહેબ ખૂણે ખાંચરે કોઈ ખાખરડાં જેવું મકાન મળે–"

"પણ લોકાલીટી કયી? ડેલાઉસી સ્કવેરની આજુબાજુ અડધા માઈલના વિસ્તારમાં જ એ સ્થળ હોવું જોઈએ નહિતર ન ચાલે."

"તો પછી બિસ્ત્રા પોટલાં લઈને પાછા ફરો મારા સાહેબ. છસો સ્કવેર ફીટનું નવાં મકાનમાં બારસો ભાડું પડશે. ઉપરાંત છ મહિનાનું ભાડું સામટું એડવાન્સમાં આપવું પડશે. એક મહિનાની મારી દલાલી ......સેકન્ડ હેન્ડ મકાન ચાલે તેમ હોય તો પણ ભાડું ઓછું કરીને રૂપિયે એક સ્કવેર ફૂટ, ને પાઘડી પાંત્રીસ ચાલીસ હજારથી ઓછી નહિ."

ચેતનને માટે સ્વીકારવી અશક્ય એવી એક પછી એક જગ્યાની વીગતો એ બોલી ગયો. ત્યાં એકાએક એને એક સ્થળ યાદ આવ્યું.'

"સાહેબ ચોથો માળ ચાલે? લીફ્ટ નથી. અને મકાન જરા આડીઅવળી ગલીમાં છે. મકાન છે જુનું પણ ત્રણ મિનિટ સુધી ધરતીકંપ ચાલે તોયે પડે તેમ નથી. પાયો સો વરસનો જૂનો હશે.

......છસોને બદલે આઠસો સ્કવેર ફીટ જગ્યા છે. ચોથો માળ છે એટલે હવા ઉજાસ ખરાં. ભાડું સવાત્રણસો, પાઘડી નહિ. બોલો છે તૈયારી?"

'જગ્યા જોઉં પછી નિર્ણય લઈ શકાય.'

ચેતનને દલાલે સાથે લીધો. એની વાત સાચી હતી. ડલાઉસી સ્કવેરની પશ્ચિમ તરફ એ ગલી પડતી હતી. ગલીમાં ગલી અને તેમાં પણ ગલી. ધોરીનસમાંથી પેટાનસ અને તે પછી માત્ર વાળ જેવી પાતળી નસો શરીરમાં વ્યાપી ગઈ હોય છે, એવું ચેતને ક્યાંક શરીર વિજ્ઞાન વિષે વાંચ્યું હતું તે એને યાદ આવી ગયું—એ મકાન સુધી પહોંચતાં.

મકાન તોતીંગ હતું. અણધારી અને 'નાખો ઉકરડે' જાતની એ જગ્યા હતી. અઢારસો ને બાસઠમાં એ મકાન બંધાયું હતું એમ દલાલે માહિતી આપી.

'કંપની સરકારના કોઈ મોટા અફસરે પોતાને માટે આ બંધાવેલું, થાંભલા જોયા? એને સાત ફીટની તો પ્લીન્થ છે. આ બાજુ સ્હેજ પચાસ સો ડગલાં ભરોને એટલે સ્ટ્રાન્ડરોડ. નદીને કિનારે વેરહાઉસની અડોઅડ પત્થરીઓ રસ્તો છે ને એય ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વહાણ એ તરફ લાંગરે, અને પછી માલ ખલાસ થાય, ભરાય, એ બધું ધમધોકાર કામકાજ જૂના કલકત્તામાં આ બાજુ જ ચાલતું......હા, મોટા મોટા સાહેબોએ આ બાજુ જ મકાનો બંધાવેલાં, તે છેક ફોર્ટ વિલિઅમ સુધી...'

દલાલે પોતાનું બધું જ જ્ઞાન, ઈતિહાસનાં પાનાં ઉખેળી ઉખેળીને ખાત્રીપૂર્વક પ્રગટ કરવા માંડ્યું.

અંધારી સીડીનાં સો વર્ષ જૂનાં પગથિયાં—પગથિયાં પણ સો

વર્ષથી આનાં આ હશે? ચેતનને નવાઈ લાગી!—ખખડી ગયાં હતાં. આ મકાનની જોડાજોડ મૂળ મકાનનો જ ભાગ હોય તેવાં બીજાં પણ ત્રણ મકાનો હતાં. વિચિત્ર રીતે એક બીજાની સાથે એ મકાનો સાંકળી લેવામાં આવ્યાં હતાં. નાનો સરખો ગઢ હોય તેવી છાપ ઉપસાવવા માટે મથાળે બુરજ અને તે ઉપર વળી કાંગરા પણ બાંધવાનાં આવ્યા હતા. ચેતનની નજર ચારે બાજુ ફરી વળી હતી.

'કહે છે કે આ મિલ્કતનો મૂળ માલિક સર હેન્રી બેટલ હતો. કલકત્તાના મુખ્ય મુખ્ય રસ્તા અને સરકારી મકાનો બાંધનાર એન્જી-નીઅરનો એ મદદનીશ. જેમ જેમ એની આવક વધતી ચાલી તેમ તેમ એણે સ્થાવર મીલ્કતો પણ વધારવા માંડી. આ નીચે પતરાં ઠોકીને ગોડાઉનો બનાવવામાં આવી છે ને ત્યાં એની ઘોડાર હતી. એની આસ્તાબોલને બબ્બે જાતવાન ઘોડા જોડવામાં આવતા હતા. બે કાળા, બે કાબરચીતરા, બે બદામી, એમ રંગ રંગના ઘોડાની પાંચ સાત જોડી એના તબેલાઓમાં હણહણતી......' દલાલ બોલે જતો હતો.

ગંદી ગંધ મારતી એ સીડીનો પહેલો માળ પાર કર્યો પછી પ્રકાશે થોડી દયા દેખાડી. બીજા માળની સીડી ઉપર ક્યાંકથી આછું ઝાંખું અજવાળું પડતું હતું. ચેતનને લાગ્યું, માણસ આવી જગ્યામાં રહી શકે કેવી રીતે? ભીંતો ઉપર ઉધઈએ ખોદી કાઢેલી તીણી રેખાઓ ઠેરઠેર નજરે પડતી હતી. લાકડાંની શિલીંગ સાવ ભૂંડીભખ થઈ ગઈ હતી. પંદર ફીટ લાંબા વાંસ ઉપર ઝાડુ બાંધીને એ બધું સાફસૂફ કરવાની તકલીફ કોણ લે? દલાલે એનું કારણ પણ સમજાવ્યું.

'અત્યારના મકાનમાલિક કહે છે વળતર શું મળે? જૂના જમાનાનું ભાડું મળે છે. ઓગણચાળીસની સાલમાં લડાઈ શરૂ થઈ

ત્યારે જે ભાડું હતું તે ઉપર દસ ટકા બીજા વધારાના મને મળે છે. એટલી આવક તો દરવાનોના પગાર અને કોર્પોરેશનના ટેકસમાં ચાલી જાય છે...મીલ્કત વેચી કેમ દેતા નથી? લફરું છે આ મીલ્કતની બાબતમાં; કયી જાતનું લફરું તે ખબર નથી. પણ દસ વર્ષથી પાણીના ભાવે એ બિચારો કાઢી નાંખવા રાજી છે છતાં કોઈ આંગળી મૂકતું નથી. એમ એ કહે છે. તમારે, સાહેબ, વિચાર હોય તો કહો, સસ્તામાં આ આખું મકાન અપાવું...અરે એ મકાન તોડી નાખોને તો આ જમીન સોનાનો કટકો છે. ડલાઉસી ઉપર જમીનનો શો ભાવ ચાલે છે જાણો છો? કઠ્ઠાના સવા લાખ!

[ કઠ્ઠો એટલે એંશી ચોરસવાર ]

ચેતન ચૂપચાપ સાંભળનો રહ્યો. વિચારવા જેવી વાત હતી. એંશી ચોરસવારના લાખ નહિ ને એંશી હજાર જ ઉપજે તો પણ હજાર રૂપિએ વાર! નાખી દેતા બે હજાર વાર જમીન હશે...એણે ગણત્રી કરી નાંખી.

'શું કિંમત કહે છે મકાન માલિક?'

'પૂછ્યું નથી, પણ બે અઢી લાખમાં માની જાય; હા, સસ્તો માલ છે...પણ સાહેબ દલાલીના લોભમાં કોઈને ફસાવવા નથી માંગતો; જોઈ વિચારીને સોલીસીટરની સલાહ લઈને આગળ વધજો. મેં કહ્યું ને કે કશું લફરું છે...'

ચોથે માળે પહોંચ્યા ત્યારે સત્તાવીસ વર્ષના જુવાન ચેતનને પણ હાંફ ચઢી ગયો હતો. માળ ચોથો પણ પગથિયાં હતાં સો ઉપર, દલાલે જમણી તરફના છેડા ઉપરના બે ઓરડા બતાવ્યા. તે ખાલી ન હતા. કોઈ એક્સ્પોર્ટ ઈમ્પોર્ટ કંપનીની ગોડાઉન તરીકે તે વપરાતા હોય એમ લાગ્યું.

'આ ઓરડા બે ખાલી થવાના છે: આવતા મહિનાની છેલ્લી તારીખે, પાંચસો હજાર ખરચશો તો જગ્યા ફર્સ્ટ કલાસ બની જશે. એમ સમજજો કે પાઘડી આપી હતી.'

બારણાં સ્હેજ વળી ગયાં હતાં, સિલીંગ વચમાંથી ઝુલી પડી હતી. પેસેજમાં જોકે આરસ જડયો હતો. પણ ચીકણો-ગંદો બેદરકારીની બેહદ માત્રા વ્યક્ત કરતો એ પેસેજ હતો.

પેસેજને એક છેડે પડતી મોટી બારીમાંથી ચેતને નીચે જોયું નાના સરખા કંપાઉન્ડમાં ખાલી ખોખાં ખડકવામાં આવ્યાં હતાં બે એક ટેમ્પો, ચારપાંચ મોટરો અને ઠેલાગાડી ત્યાં લાંગરવામાં આવ્યાં હતાં. કાટખૂણે એજ મકાનનાં આત્મીય હોય તેવાં બીજાં ત્રણ મકાન જોડાયેલાં હતાં. એમાં છજાં માળીયાં અને પેલા કિલ્લાના બુરજ જેવો ઘાટ નજરે પડતાં હતાં.

'ને સાહેબ આ પશ્ચિમ તરફ ગંગાજી' દલાલે બારીની બહાર હાથ લંબાવીને હુગલી નદી ચીંધી બતાવી : 'બોલો શું કહો છો? ચાલશે?'

'જોઉ, વિચાર કરીને કહું...અરે પણ નીલમણી બાબુ, (દલાલનું નામ હતું નીલમણિ દાસ) મકાન માલિકને મળવું પડશે ને?'

નીલમણિદાસે મુલાકાત ગોઠવી આપી. ઝડપથી થોડો સુધારો વધારો કરવાની ખાતરી આપીને ચાલુ ભાડા કરતાં પચીસ વધારે નક્કી થયા. કલકત્તામાં આવા ધીકતા ધંધાદારી લત્તામાં માત્ર આટલાં ભાડામાં ઓફિસ મેળવી લીધી એજ ચેતનને મન ઘણી અગત્યની વાત હતી. બહુ જ ઓછું બોલતાં મકાન માલિકને નમસ્કાર કરીને ચેતન ઊભો થયો.

સાફસૂફી થઈ, સફેદાથી ભીંતો ધોળવામાં આવી બારીબારણાંને પણ નવો રંગ થયો. હવા ઉજાસ પણ સાવ ખોટાં ન હતા એમ ચેતનને લાગ્યું.

ચેતનની ઑફિસ ગોઠવાવા માંડી. ફરનીચર પણ આવ્યું. ધંધો બરાબર ગોઠવાય નહિ ત્યાં સુધી ભાડાંનું ફરનીચર–ત્રણેક ટેબલ ચારપાંચ ખુરશીઓ, બે કબાટ-વેલેસ્લી ઉપરથી એણે મંગાવ્યું.

ફરનીચર ઉપાડનારા મજુરોની સાથે એમનો નાયક હોય તેવો એક બુઢો પણ ધીરે ધીરે ચાર સીડી ચઢીને ઉપર આવ્યો. ચેતનને એણે સલામ કરી.

કપાળ ઉપર બાઝેલો પરસેવો હથેલીમાંથી એણે એની કાળી–સફેદ દાઢી ઉપર લૂછી નાંખ્યો, અને પછી ટગર, ટગર સિલીંગથી માંડીને ભીંત બારણાં ભોંય બધું જોયા કર્યું.

ચલાણ ઉપર સહી કરીને ચેતને સુલતાન સામે ધરી. સ્હેજ ધ્રુજતા હાથે સલીમે રસીદ લીધી.

'સા'બ, આપ માલિક હે?' સુલતાને બ્હીનાં બ્હીતાં પૂછ્યું. ચેતને ડોકું હલાવી હા ભણી. પણ પેલાની નજરમાંથી જાણે હજી પ્રશ્ન હટતો ન હતો.

'ક્યા બાત હે બુઢા? બક્ષીસ ચાહીએ?' ચેતને ખીસામાંથી રૂપિયો કાઢીને સુલતાન સામે ધર્યો.

એ તરફ જો કે સુલતાનની નજર ન હતી.

'યહ મકાનકી પીછું મેં ગિરજા હે, માલુમ હે બાબુજી?'

'હં હં, સેન્ટ જહોન ચર્ચ...'

'વહાં એક કબ્ર હૈ, વહ ભી જાનતે હૈં ?'

'એક નહિ, સૂના હૈ, સાહેબ. લોગકી બહોતસી કબ્ર હૈ. વહ તો બહોત પુરાના ચર્ચ હૈ મીયાં...મગર બાત કયા થી ?'

'કુછ નહિ સરકાર. બસ ઐસે હિ. ખુદા દુઆ કરે, નવજવાન હૈ આપતો. ડર કિસ બાતકા ! જરા સમાલ કે રહના. ઔર અંધેરા હોને સે આગે આગે હિ યહાં સે નિકલ જાના બાબુજી.'

ચેતનને હસવું આવ્યું.

મુંબઈની મુખ્ય ઓફિસને શુભ સમાચાર આપ્યા. શરૂઆતમાં સ્ટાફમાં એક ટાઈપિસ્ટ, એક સેલ્સમેન અને એક પટાવાળાથી શરૂઆત કરવાની પોતાની ઈચ્છા છે એમ પણ એણે મુંબઈ ખબર આપ્યા. જવાબમાં એને અભિનંદન મળ્યા, પણ સ્ટાફની નિમણુંક માટે ઉતાવળ ન કરવાનું સૂચન મળ્યું. બે તૈયાર અનુભવી માણસોને થોડા દિવસમાં જ મુંબઇથી મોકલી આપવામાં આવશે એવી માહિતી એને મળી.

ખાલી ઑફિસમાં તે સાંજે એ એકલો હતો. સાડાપાંચ છ સુધીમાં તો એ મજલા ઉપરની બીજી બે ઑફિસો પણ બંધ થઈ ગઈ.

ઓકટોબરની શરૂઆતના દિવસો હતા. સાંજ મુંબઈના હિસાબે ઘણી વ્હેલી પડે છે. એનો ખ્યાલ તે દિવસે ચેતન ભૂલી ગયો હતો. બે મહિના મુંબઈ છોડે થયા હતા. એને ચંદ્રા યાદ આવી હતી. દસબાર દિવસે માત્ર ખબર અંતર આપવા પુરતો એ પત્ર લખતો, પહેલી જ વાર આજે એણે નિરાંત કાઢીને વીગતવાર પત્ર લખવા માંડયો હતો.

'...બે દિવસ પહેલાંની વાત છે ચંદ્રા, લગભગ સાંજ પડતાં

હું આ ગલીમાંની ગલી ' રોબર્ટસન પ્લેસમાંથી ડલાઉસી તરફ પસાર થતો હતો. પાછળથી કોઈ ઝડપથી મારી પાસે આવ્યું. મને જાણે ઘણાં દિવસથી ઓળખતો હોય એમ એણે હક્ક કરીને મારો હાથ પકડયો. ' પછી કહે : બાબુજી નવી ઑફિસ અહીં કરી ! તમારી હિમ્મત ઉપર વારી જવાય છે. જાણો છો સર બેટલની માલિકીના આ મકાનનો પછી રોબર્ટસન સાહેબે કબજો લીધેલો. તમે વાપરો છોને એ બે ઓરડાની નીચેનો માળ છે ને ત્યાં સર બેટલનો બોલ રૂમ હતો. સાંજ પડે અહીંયાં કંપાઉન્ડમાં ઘોડાગાડીઓ એક પછી એક આવતી. આ લાલ અને પેલાં ક્રીમરંગી મકાનનો સાઠ સિત્તેર વર્ષ જ જૂનાં. અહીં મોટું કંપાઉન્ડ હતું. સ્ટ્રાન્ડરોડ ઉપરથી અને ડલાઉસી ફરીને ઘોડાગાડીઓ અહીં થોભતી, લંડનના પીકાડીલી સરકસની નાની આવૃત્તિ હતી આ લત્તો !

' ચંદ્રા, એણે તો મારો કેડો જ ન છોડયો. બંગાળી મુસલમાન હતો એ. મુર્શિદાબાદના નવાબના ભાણેજના પૌત્રનો પિતરાઈ કે એવું કંઈ એ પોતાની ઓળખાણ આપતા બોલી ગયેલો.

' આ બધું તને લખીને એટલું જ જણાવવાનું કે એક જૈફ ઐતિહાસિક કિલ્લા જેવાં મકાનમાં છેવટે મેં ઑફિસ કરી છે. ઑફિસનું પત્યું, હવે ઘર શોધીશ. મારું ચાલે તો કોઈ જૂના જમાનાના ખીસાખલાસ જમીનદાર નાયન્જોરના બાબુની વાત યાદ છે ને ? રવિઠાકરની એ વાત વાંચીને આપણે કેવા રંગમાં આવી ગયેલાં ! એવા કોઈ બાબુને શોધુ છું. એનાં ખાલી ખીસ્સામાં દરમિહને બસો રૂપિયા સુધી ભાડું આપીને એવા કોઈ નિઃસંતાન જમીનદારને ખોળે બેસવાની પણ વૃત્તિ ખરી. મારા જેવો દીકરો અને તારા જેવી પુત્રવધુ કયાંથી મળે ?...'

અને બીજું કેટલુંએ ચેતને લખી નાખ્યું.

ચેતનના હાથ દુખ્યા. પત્નીને કેવો રસભર પત્ર લખ્યો છે એની બે ત્રણ વાર આવૃત્તિ કરીને એણે ખાતરી કરી લીધી.

થાકને લઈને કદાચ પણ બે ક્ષણ માટે એણે આંખ મીંચી દીધી બે ક્ષણ માટે જ ! ..દૂર દૂરથી સ્ટ્રાન્ડરોડના પથરીઆ રસ્તા ઉપરથી એક પછી એક વિક્ટોરિઆ પાસેને પાસે આવતી હતી !

ઘોડાની ખરીઓનો અવાજ ઘોડાનો હણહણાટ....જૂની સીડીનાં પગથિયાં કોઈના ભારે બુટના ભાર નીચે કણસતાં હતાં શું !'

ચેતન સફાળો બેઠો થયો, ના. નારે, નજરે કોઈ પડતું ન હતું. બારીની બહાર પણ નર્યું અંધારું હતું. પાકિસ્તાનની આક્રમણ પતી ગયું છતાં હજી રસ્તા ઉપરનો બ્લેક આઉટ ચાલુ હતો. ચેતનને યાદ આવ્યું. એણે બારી બંધ કરી, ચન્દ્રાને લખેલો પત્ર ખીસામાં મૂકયો. બત્તી બુઝાવી, પંખો સ્વીચ ઓફ કર્યો. મુખ્ય બારણું બંધ કરવા જાય છે ત્યાં જાણે એને નીચેના માળ ઉપરથી આવતું હોય તેવું સીમફની ઓરકેસ્ટ્રા જેવું પાશ્ચાત્ય સંગીત સંભાળવા માંડયું.

પણ વાત એટલેથી પતી જતી ન હતી. એક બે ચાર કરતાં વધુ માણસોની હીલચાલનો ચેતનને નીચે માળે અણસારો આવવા માંડયો. લયબદ્ધ કશી મધુર ગતિનો એને અણસાર પહોંચતો હતો. રહી રહીને વચમાં વળી વેરાઈ જતું હોય તેવું યુવાન સ્ત્રીઓનું હાસ્ય પણ એને કાને પડવા માંડયું.

એણે થોડી ચમક અનુભવી. ઝડપથી એણે બારણું બંધ કર્યું. ચરડહડ જૂનું બારણું જાણે બંધ થવા સામે વિરોધનો સૂર જગાવતું હતું. આગલે દિવસે તો આવું કશું થયું ન હતું ! ચેતનને યાદ આવ્યું.

બારણે એણે તાળુ માર્યું વાસ્યું. સંભાળીને કોટના અંદરના ખીસામાં ચાવી સરકાવી દીધી.

ચોથા માળેથી નીચે ઉતર્યો. સાવ અંધારામાં અંદાજે અંદાજે પગથિયું માપીને તે નીચે ઉતર્યો. કોરીડોરમાં પણ નર્યું અંધારું હતું. પરંતુ મોટા હોલ જેવી. પેલી ઑફિસના લાકડાંના વેન્ટી-લેશનમાંથી આછો આછો પ્રકાશ આવતો હતો. દસ બાર દિવસ પહેલાં આમ બત્તી ચાલુ રાખવા માટે કદાચ લત્તાના એરરેઇડ વોર્ડને એ ઑફિસવાળાંની સામે પગલાં લીધાં હોત. બસ સ્હેજ શાંતિ થઈ એટલે આ દેશની પ્રજા પાછી બધી જ સાવચેતી ખંખેરી નાંખીને બેદરકાર બની જવાની—ચેતને મનોમન ગણત્રી કરીને ઊભરો કાઢયો.

વેન્ટીલેશનમાંથી પ્રગટતી પાતળી તેજ રેખાઓને આધારે ભીંત ઉપર ટેકો દઈને એ વળી સીડી ઉતરવા માંડયો. એ દરમ્યાન એને ખાતરી થઇ કે પેલું 'વેસ્ટર્ન મ્યુઝિક' આ હોલમાંથી જ પ્રગટતું હતું. અને ત્યાંની ફરસબંધી ઉપર ચોક્કસ કશી હિલચાલ પણ થતી જ હોવી જોઇએ એવો એને અણસારો પહોંચ્યો.

એનું હૈયું જોર જોરથી ધબકવા માંડ્યું. ઝડપથી એણે અંધારામાં અંદાજે પગથિયાં ઉતરવા માંડયાં એને લાગ્યું કે સામેથી એક બે વ્યક્તિઓ ઝડપથી ઉપર આવી રહી છે. ધડકતે હૃદયે એ પહોળી સીડીમાં એક બાજુ સરીને ઊભો. અંધારામાં એક પછી એક બે આકૃતિ લગભગ એની અડોઅડ પસાર થઈ ગઈ. એમણે શું પહેર્યું હતું, કપડાંનો કોઈ રંગ હતો કે કેમ એનો પણ એને અણ-સારો પહોંચે એવી એનાં મનની સ્થિતિ ન હતી, નીચે સાંકડા કંપાઉન્ડમાં વળી એને ઘોડાની ખરીઓનો અવાજ અને હણહણાટ સંભળાયો. ચેતનને લાગ્યું કે એની બુદ્ધિ બહેર મારી જતી હતી.

પરસેવાથી એ રેબઝેબ બની ગયો હતો. હજી તો બે સીડી ઉતરવાની બાકી હતી, અને સૌથી નીચેની સીડી તો સાવ કેવી હતી!

ઈશ્વરમાં એ કદીયે માનતો ન હતો. દેવદેવીઓની તો વાતો પણ એ હસી કાઢતો. એ જ રીતે ભૂતયોનિમાં પણ એને જરાયે વિશ્વાસ ન હતો. તો પછી આ બધું શું? પેલાએ એને ચેતવ્યો નો'તો, બાબુ શામ હોતે હોતે હિ ચલે જાના ચાહીએ, યહ જગાતો–

સો વર્ષનું જૂનું મકાન! સર હેન્રી બેટલ અને રોબર્ટસન વચ્ચે કહે છે કે નીચેના યાર્ડમાં જ દ્વંદ્વયુદ્ધ ખેલાયું હતું. ચન્દ્રાને એણે હમણાં જ વીગતવાર પત્ર લખ્યા એમાં એ રસપ્રદ વાત પણ એણે લખી નાંખી હતી. ચેતનને લાગ્યું કે એના ખીસામાં ગોઠવેલા એ પત્રની ખેવડમાંથી સર બેટલ અને રોબર્ટસન નવેસરથી જાગી ઊઠતા હતા શું? એમની તલવારોનો ખણખણાટ નીચેના સાંકડા ચોકમાંથી જાણે એની નજીક જ નજીક આવતો હતો. પેલા બાબુએ નો'તું કહ્યું?– 'પાછાં પગલે સર બટલ એક પછી એક સીડી ચઢે જતા હતા, અને પાછળને પાછળ રોબર્ટસન–ફેન્સીંગની કળામાં એ તે દિવસોમાં એક્કો ગણાતો–કુદી કુદીને બબ્બે એક સાથે પગથિયાં ચઢતો હતો. ને છેવટે ઉપરના માળીયા સુધી, એયને પેલો બુરજ છેને–'

ચેતનની દ્રષ્ટિ એક કોરિડોરના વેન્ટીલેશનમાંથી ઉપરની તરફ દોરાઈ. હા'સ્તો! પેલા ગોળ બુરજ પાસે બે માણસો ઊભા છે ને શું? અંધારા આકાશમાં જાણે એ બે પડછાયા મળી જતા હતા! ગુંબજની બાજુની નાની ઓરડીમાં પ્રકાશ શેનો? આટલી રાતે કોઈએ જાણે મીણબત્તી સળગાવી હતી કે શું? કે પછી કેરોસીનનો ખડીઓ, કે ઝાંખી મશાલ! એ પ્રકાશ ધ્રૂજતો'તો શાથી?

ચેતનની જીભે એકાએક રામનામ આવી ગયું. સંકટમોચન

ગણાતાં કંઈક દેવદેવીઓની નામાવલી—ચન્દ્રા પૂજાપાઠ કરતી ત્યારે બોલતી—એ બધું એણે યાદ કર્યું, અરે યાદ કરવું પણ ન પડ્યું, સડસડાટ એ બધું ઉચ્ચારાઈ ગયું. ભૂતયોનિમાં જો એ માનતો ન હતો તો આ કયી યોનિ એણે નજરે જોઈ? એ યોનિનું અસ્તિત્વ હોય તો પછી દેવદેવીઓ શા માટે ખોટાં ?— એ છેક ભોંયતળીએ પહોંચ્યો ત્યાં સુધીમાં એવો તર્ક એણે મનોમન સ્વીકારી લીધો હતો.

અંધારામાં એણે ચારેક ઘોડાના છાયા ચિત્રો જોયાં. વારંવાર પગ પછડાતાં એમની ખરીઓનો અવાજ સંભળાતો હતો. બ્લેક-આઉટ અને કૃષ્ણપક્ષને કારણે સૂમસામ અંધારું એને કાળુંમેશ લાગ્યું, અને એ મેશનો પણ જાણે એપાંચ સાત ફીટ નક્કર થર હોય તેવું ઘટ એ અંધારું હતું!

સાંકડો કંપાઉન્ડમાંથી બહાર નીકળતાં એને નવનેજા થયાં. ફરીને એકવાર એણે પેલા બુરજ તરફ જોયું. બાજુની ઓરડીમાં હજી ઝાંખો પ્રકાશ ધ્રૂજતો પ્રકાશ, એને દેખાતો હતો. પેલી આકૃતિઓ અંધારામાં ઓગળી ગઈ હતી. એ નીરવતાને વીંધતો પેલો સીમફનીનો સૂર જાણે દૂર દૂરથી એને કાને પડતો હતો.

સરીયામ રસ્તા ઉપર પહોંચીને કોઈ મકાનની ભીંતનો એણે ટેકો લીધો, એનું ખમીશ પરસેવાથી તરબોળ થઈ ગયું હતું. શ્વાસ હેઠો બેઠો છતાં ધ્રૂજારી કેમ કરીને શમાતી ન હતી. ધીરે ધીરે એણે ડલાઉસી સ્કવેર તરફ ચાલવા માંડ્યું. ટ્રામ બસ બધું વહેલું બંધ થઈ જતું હતું. પ્રાઈવેટ અને ટેક્સી પણ અંધારું થતાં થતાં તો હજી પણ સલામતી શોધી લેતાં હતાં.

પગ ઘસડતો ઘસડતો એ આગળ વધ્યો. ટૂંકો રસ્તો લેવાની આશાએ સેન્ટ્રલ ટેલિગ્રાફ ઓફિસ તરફ એ ફંટાયો. જમણી તરફ

સ્પેન્સીસ હોટલ; અને સામે રાજ્યપાલનો આવાસ હતો એને ભરોસો પડ્યો કે મોટી હોનારતમાંથી એ છૂટ્યો.

પણ ના! એકાએક એના મુખ ઉપર બેટરીનો પ્રકાશ અફળાયો. હા, અફળાયો! એનાં મુખમાંથી ચીસ નીકળી પડી. સામે એક પોલીસ ઑફિસરને એક નાઈટ વૉર્ડન ઊભા હતા. ચેતનના દેદાર શંકા ઉપજાવે એવા થઈ ગયા હતા.

પોલિસની પૂછપરછનો એણે સરખો જવાબ ન આપ્યો. એને થાણામાં લઈ જવામાં આવ્યો. એને ઓળખે એને વિષે ખાતરી આપે એવું કલકત્તામાં હજી કોણ હોય? હોટલનું સરનામું આપ્યું, મુંબઈની ઑફીસની વીગતો ગળચાં ખાતાં ખાતાં આપી.

પોલિસને થોડો ભરોસો પડ્યો. પણ જુઓ હજી જોખમ ઘટ્યું નથી. સીઝ ફાયર થયો એ વાત સાચી પણ ગમે ત્યારે ગમે તે કાંઈ થાય, માટે વેળા છતાં તમારી હોટલે પહોંચી જજો મિસ્ટર, સમજ્યા...? પોલીસ અફસર મિ. તરફદારે ચેતવણી આપી, શિખામણ આપી. છુટા પડતાં જાણે વાત એકવાર ખાતરી કરવા માંગતા હોય તેમ એમણે ચેતનને ફરીથી પૂછ્યું, 'તમે તમારી અહીંની ઑફિસનું સરનામું શું કહ્યું?'

ચેતને ધ્રૂજતા અવાજે બોલી નાખ્યું, 'ઈન્ટરનેશનલ કેમીકલ્સ નંબર થ્રી. ડી રોબર્ટસન પ્લેસ...પણ સર, હું હું છે ને કાલને કાલ એ ઑફિસ ખાલી કરવાનો છું.'

ઑફિસરને ચેતનની બોલવાની ભંગી ઉપરથી વ્હેમ ગયો. હાથ પકડીને એને પાછો પોલિસ સ્ટેશનમાં લીધો. 'મિસ્ટર, મુંબઈથી આવો છો, નહિ? ડ્રાયસ્ટેટમાંથી, એટલે અહીં આવીને નશો તો નથી કર્યો ને? સ્પેન્સીસ હોટલના બારમાં ગયેલા કે શું?'

'ના સાહેબ, હું...હું ક્યારે પણ નશો કરતો નથી. હું તો ટીટોટ ટીટોટ ટીટોટલર છું.'

અફસરે એનું મુખ સુંઘી જોયું. ના નશો તો કર્યો ન હતો. તો પછી એના દેદાર આવા કેમ?

બ્હીતાં બ્હીતાં ચેતને માંડીને બધી વાત કરી.

પહેલાં તો મિસ્ટર તરફદારે એની વાત હસી કાઢી, 'નવજુવાન થઈને ભૂતબૂતની વાતો માનો છો! ગાંધીની ગુજરાતથી આવો છો અને સાવ પોચકણવેડા બતાવો છો!'

ચેતનની નવજુવાની અને એના પોચટ ગુજરાતીપણાંને અફસરે મશ્કરીમાં વાતમાં ખેંચી આણ્યું. પરંતુ વાત પૂરી થાય ત્યાં ઓચિંતાં તરફદારને કંઈ સૂઝી આવ્યું. ફરીથી ચેતનને થોડા આડા-અવળા સવાલો પૂછીને એમણે જવા દીધો.

બીજી સવારે ચેતન થોડો મોડો ઊઠ્યો. હજી તો ચાનાસ્તો પતાવીને ન્હાવા ધોવા જવાનો વિચાર કરે છે ત્યાં આગલી રાતવાળા પોલિસ અફસર મિસ્ટર તરફદાર અને તેમની સાથે બીજા પણ બે સાગરીતો એના રૂમમાં આવીને બેસી ગયા.

'તમારી ઑફિસની ચાવી અમને આપી શકશો?' ઑફિસરના અવાજમાં નરી નમ્રતા ચેતનને કળાઈ. એને થોડી નવાઈ લાગી. ડરતાં ડરતાં એણે હા પાડી.

'અમારી સાથે આવી શકો તો વધુ સારું. બાય ધ વ, ગઈ કાલની મારી વર્તણુંક માટે હું આપની ક્ષમા માગું છું. અફસરે બંગાળી-હિંદીમાં 'આપ' કહ્યું. ચેતનની નવાઈનો પાર ન હતો.

એની વાણી હજી જાણે એની સાથે સંતાકુકડી રમતી હતી, શું બોલવું તે ચેતનને સૂઝતું ન હતું.

'આપે અમને ખૂબ મોટી મદદ કરી છે સર, બીજા સાદા કપડા પહેરેલા મૂછોવાળા–સાથીદારે ચેતનની સામે જરા માનની નજરે જોઈને કહેવા માંડયું. 'વિજ્ઞાનના ક્ષેત્રમાં કહે છે કે અકસ્માતથી પણ અમુક અગત્યની શોધો થઈ છે, એવું આ બનાવમાં બન્યું છે...હવે એક બીજાં કામ માટે આપને તકલીફ આપવાની છે. ફરનીચરવાળા મજુરો આવ્યા તે સાથે એમનો મુકાદમ જેવો એક માણસ હતો એનું નામ સુલતાન હતું. બરાબર? વેલેસ્લી ઉપરની ફરનીચરની એ દુકાનનું સરનામું આપશો?'

ચેતન કશો જવાબ આપે તે પહેલાં પેલા ઈન્સ્પેકટરે વળી બીજું સૂચન કર્યું. 'મુર્શિદાબાદ તરફના એક સજ્જન તમને મળી ગયા હતા, એમ પણ આપે મને જણાવ્યું હતું, તમને એ ફરીથી મળે તો ઓળખી કાઢો ખરા કે?'

ચેતને ડરતાં ડરતાં હા ભણી, મંડળી હોટલમાંથી બહાર નીકળી.

રોબર્ટસન પ્લેસમાં પ્રવેશતાં ધોળે દહાડે પણ ચેતનના પગ ધ્રૂજતા હતા. એનું ચાલે તો ઈન્સ્પેકટરનો હાથ ઝાલીને એનો સહારો લઈ લે, ત્યાં સુધી એ ઢીલો પડી ગયો હતો.

ચેતને ઓફિસ ખોલી. પેલા ત્રણે જણ કશાં ન સમજાય એવાં કામે લાગી ગયાં ભીંતો બારીઓ, ભોંય, સિલીંગ બધું જ ફરી ફરીને એ લોકો જોઈ વળ્યા. એટલું જ નહિ પણ નવો સફેદો ભીંત ઉપર મારેલો તે પણ જાણે નિર્દય બનીને ઠેકાણે ઠેકાણેથી એમણે ઉખેડી નાંખ્યો.

થોડીવાર પછી સુલતાન અને પેલા મુર્શિદાબાદના વતનીને લઈને એ માણસો ઉપર આવ્યા. ચેતન સામે એમણે જે જે વાતો કરી હતી તેનું પુનુરુચ્ચારણ ઈન્સ્પેક્ટર તરફદારે એમની પાસે કરાવ્યું. એમની વાતોની નોંધ કરી લેતો હતો.

ચેતનને બંગાળી ભાષા સમજાતી ન હતી. મિસ્ટર તરફદાર ક્યારેક ઠંડકથી તો ક્યારેક વળી ગુસ્સાથી એ લોકો સાથે વાતચીત કરતા હતા. અમુક જવાબો આપવાની પેલા લોકો આનાકાની કરતા હતા એ વાત પણ એને સમજાતી હતી.

એ બન્નેને બહારની બાલ્કનીમાં બેસાડવામાં આવ્યા નવા નવા બીજા પણ પાંચ સાત માણસો ઉપર આવ્યા એમની સાથે બે જુવાન સ્ત્રીઓ પણ હતી. એક ટ્રાન્ઝીસ્ટર રેડિયો, બે ત્રણ બેટરી, કાળા ઝભ્ભા, ખાલી ખોખાં, લોખંડની પેટીઓ—એવી જાત જાતની સામગ્રી એ બધાંના સામે મૂકવામાં આવી.

ચેતનને કશી જ સમજણ પડતી ન હતી. માત્ર પેલો મુછો-વાળો અફસર ક્યારેક આવેશમાં આવી જઈને થોડી હિંદુસ્તાની ગાળો બોલી જતો ત્યારે એને એટલું સમજાતું કે સામે બેઠેલાં અને બહાર પોલિસના જાપ્તા નીચે બેસાડવામાં આવેલ સ્ત્રી-પુરુષો એક ટોળીનાં સભ્યો છે. અને પોલિસના હાથમાં સપડાઈ ગયાં છે.

બપોર પછી નીચે કમ્પાઉન્ડમાં પોલિસની બ્લેક મરીના આવીને ઊભી.

સખત જાપ્ત, નીચે સુલતાનથી માંડીને એ બધાં જ સ્ત્રી પુરુષોને એમાં બેસાડી દેવામાં આવ્યાં.

તરફદારે ચેતન સામે હાથ લંબાવ્યો ' મિસ્ટર ચેતન મારફતીઆ

મારા અભિનંદન સ્વીકારશો. આપને કદાચ પૂરી વાત નહિ સમજાઈ હોય પણ કેવી ચાતુરીથી આંતર રાષ્ટ્રિય જાસૂસી ચાલે છે તેનો આ અચ્છો નમૂનો છે. બેસો, આપને હવે માંડીને વાત કરવાનો વાંધો નથી......

'આ ભૂતિયું મકાન છે રાત્રે અહીં ભૂતાવળો જાગે છે. સો વર્ષ પહેલાંના અંગ્રેજ માલિક અને એની સાગરિતની વચ્ચે ફેન્સીંગની લડાઈ થઈ હતી, અહીં બોલડેન્સ થતો હતો આવી બધી અડધી સાચી અડધી ઉપજાવી કાઢેલી ભૂતકાળની વાતો સાંકળી લઈને છેલ્લાં બાર-પંદર વર્ષથી આ મકાનનો ઉપયોગ આપણા એક પાડોશી દુશ્મન દેશના જાસૂસો અહીંના એક બે રાજકીય પક્ષ સાથે હાથ મિલાવીને એક ષડયંત્ર ચલાવવામાં કરતા હતા, સાંજ પડે અહીં કોઇ રહેવાની હિમ્મત કરતું નથી, કારણ કે આવી હવા જગાવવા પાછળ વેલેસ્લીના ફરનીચરની દુકાનોવાળાના મજુર મુકાદમો અને ભાડાની વિકટોરિઆવાળાઓને પણ સાધવામાં આવ્યા છે.

એ લોકોમાંથી પણ બધાંને ખબર નથી કે એમનો શો ઉપયોગ કરવામાં આવે છે. અને છતાંયે પેલા સ્ટ્રાન્ડ રોડ પછી હેસ્ટીંગસનો નદી કિનારો છે ત્યાં મધરાત પછી અમુક દેશની કાર્ગો સ્ટીમરમાંથી ચોક્કસ ઉપયોગમાં આવે તેવી સામગ્રી દેશી હોડકાં દ્વારા કિનારે ઠાલવવામાં આવે છે. ઘોડાગાડી વાળાઓનો ધંધો કલકત્તામાં ભાંગી પડયો છે પણ રાત પડે એમાંના બે ચાર જણનો ધર્મને નામે ઉપયોગ કરી લેવામાં આવે છે. તમને ઘોડાનાં ડાબલા સંભળાયા હતા ને? તે ભૂતાવળો ન હતી સમજ્યા મિસ્ટર મારફતીઆ? ને પેલી યુવતિઓ આ ઑફિસમાં ટાઇપીસ્ટ તરીકે દિવસે નોકરી કરે છે તમને ખબર જ ન પડે કે એ યુવતિઓ પૂર્વ બંગની છે કે પશ્ચિમ બંગની; તમે જે રાતના મદીલું મધુરુ હાસ્ય સાંભળ્યું હતું તે આ યુવતિઓનું.. બધી વિગતો તમને મારાથી ન અપાય, જાહેર પ્રજાન

હિતમાં એ નથી. માત્ર જે એક માસ્ટર બ્રેઈન એક જેક ઈમારતનો આ રીતે ઉપયોગ કર્યો છે આવી ભૂતપલિતની વાતોને ઈતિહાસ સાથે સાંકળી લઈને તેને માટે જરૂર માન થાય છે એને અમે શોધીએ છીએ. એનો જો પત્તો લાગી જાય તો...કેમ તમારે કંઈ કહેવું છે?'

ચેતનની ચેતના ક્યારની સળવળતી હતી. રસપૂર્વક એણે ઈન્સ્પેક્ટર તરફદારની વાતો સાંભળી પાછળની વાત માસ્ટર બ્રેઈન અંગેની સાંભળતાં એને કંઈ સૂઝી આવ્યું.

હું એમ કહેતો હતો ઈન્સ્પેક્ટર: 'ચેતને સ્હેજ ખચકાતાં ખચકાતાં વાત શરૂ કરી કે આવી ઓફિસ લોકાલીટીમાં જ્યારે જમીનની કિંમત આટલી વધી હોય, અને લોકો ભાડાં અને સલામીની પાર વિનાનાં માંગે તો તે મેળવી શકે તેમ હોય, ત્યારે એક મકાન માલિક ઉદારીને આટલાં સસ્તાં ભાડાંમાં ઓફિસો ભાડે આપે. સલામી ન માંગે! તમને એ વાતનું આશ્ચર્ય થતું નથી? જસ્ટ એ મિનિટ ઈન્સ્પેક્ટર! બીજી એક વાત. મારા પહેલાં જે ઓફિસ અહીં હતી. તેનો સરસામાન ક્યાં ગયો? બે દિવસમાં બધું સાફસૂફ કરીને આગળનો માલિક ક્યાં ચાલ્યો ગયો? આમીસ્ટીકની જાહેરાત થતાં-થતાં બધું આટોપી પણ લીધું? આટલું સસ્તું ભાડું છતાં ઝડપથી ઓફિસની ભીંતો વ્હાઈટ વોશ પોતાને ખર્ચે કરી આપનાર માલિક તે કેવો? ઉદાર બેદરકાર બુધ્ધુ કે પછી કે પછી—'

'કે પછી!" ઈન્સ્પેક્ટર તરફદાર પોતાની સીટ ઉપરથી ઊભો થઈ ગયો, અને ચેતને અધૂરુ મૂકયું વાક્ય ઉચકી લઈને સામું પૂછ્યું 'કે પછી શું? મિસ્ટર મારફતીયા? કે પછી એજ માસ્ટર બ્રેઈન?"

ત્રીજે દિવસે સવારનાં છાપામાં ત્રણ કોલમનું હેડીંગ હતું

" કલકત્તા પોલિસ અનઅર્થડ એન ઈન્ટરનેશનલ સ્પાયરિન્ગ ઓલસો ધ માસ્ટર બ્રેઈન બિહાઈન્ડ "

ચેતને ચંન્દ્રાને છાપાનું કટીંગ કાપીને ટપાલમાં બીડ્યું ને પછી પાદ ટિપ્પણમાં લખ્યું "વારંવાર તું સંભળાવતી હતી કે તમારાથી તો શેક્યો પાપડ પણ ન તોડાય પરંતુ આ કાવત્રાનાં કિલ્લામાં મેં બગદાળું પાડ્યું છે. એની વિગતો જ્યારે તું જાણીશ ત્યારે તો–"

ઈન્ટરનેશનલ કેમિકલ્સની ઓફિસમાં પહોંચવા ચેતન જ્યારે એક પછી એક સીડી ચઢતો હોય છે ત્યારે—'

'ચન્દ્રા, ત્યારે છે ને આ ચેતન મારફતીયાને એક એક ઓફિસના દરવાનો સલામ ભરે છે.–" ચેતને વળી એક પત્રમાં ચંદ્રાને લખ્યું, અને છેવટે ઉમેર્યું, 'તું ક્યારે નીકળે છે? ઈન્સ્પેક્ટર તરફદારની લાગવગથી આપણને વગર સલામીએ ભવાનીપુરમાં એક સરસ ફ્લેટ પણ મળી ગયો છે."

જવાબમાં ચંદ્રાએ પત્રમાં સંબોધન કર્યું મારા વ્હાલા તીડા જોશી.

## ૨૦

# સુરીન્દર

**વય** તો એની માંડ અઢાર વર્ષની હશે. કોઈએ તો એમ પણ કહ્યું કે હજી ગયે વર્ષે જ એણે શાળાંત પરીક્ષા પાસ કરી, એટલે સત્તર હમણાં જ પૂરાં થયાં હશે અને એનો થનગનાટ! એણે ચુસ્ત ખમીજ સુલવાર પહેર્યાં હતાં અને પગલાં બારીક સોનેરી નકશી કરેલી સફેદ નાજુક મોજડી પહેરી હતી, હવામાંથી તારવી લીધો હોય તેવો હળુહળુ દુપટ્ટો તો વારંવાર ખભા ઉપરથી સરકી જઈને હાથ ઉપરથી પણ લપસી જતો હતો. બાલવાટિકાના લપસણીયાં ઉપરથી એવું તોફાની છોકરું ફરી ફરીને સીડી ચઢે અને લપસણીએ લપસે એવી ક્રિયા સુરીન્દરના ભુરા દુપટ્ટાએ પણ ચાલુ રાખેલી.

એ કારણે જ નહિ, દુપટ્ટો યથાસ્થાને રહેતો હોત તો પણ સુરીન્દરનું મોહક યૌવન કોઈ રીતેય ઢંકાઈ રહેવા માંગતું નહતું. એરકન્ડીશન કોચની વચલી ગલીમાંથી એ ઝડપથી પસાર થતી ત્યારે બધાજ સહયાત્રીનું ધ્યાન ખેંચે એવી આકર્ષક એ પરિસ્થિતિ હતી.

માત્ર પુરુષો જ નહિ, યુવાન અને આધેડવયની સ્ત્રીઓનું પણ

ધ્યાન ખેંચી રાખે એવો પ્રફુલ્લિત એનો દેહ હતો. ચાલ, પછી એની તબિયત, અને ત્યારબાદ એનો સદાએ હસતો ચહેરો–સાચું પૂછો તો આ બધું એક જુદા જુદા ભાગમાં વ્હેંચી શકાય એવું જ ન હતું, પરંતુ એની આવજા એટલી ઝડપી હતી કે એકી સાથે તમે આ અનાઘ્રાત યુવતીનું શું જુઓ ને શું ન જુઓ !

એ સહયાત્રીઓમાં હું પણ હતો. મારી સાથે પેલો શિવરામન પણ ખરો અને ત્રીજી બેઠકમાં ગોઠવાઈ ગએલાં મિસીસ કપૂર પણ અમારાં ઓળખીતાં હતાં. એ અમારી સાથે હતાં તે વાતનું અમને ઘણી રીતે સુખ હતું. સુરીન્દરની ઓળખાણ પણ એમની મારફતે જ થઈ. મીસીસ કપૂરનો હસમુખો સ્વભાવ અને બધાની પાસેથી કામ કઢાવી લેવાની એમની થોડી સ્વાર્થી વૃત્તિ–એવી એમની બન્ને બાજુઓ વચ્ચે જો કે સતત હરિફાઈ ચાલતી. બરદ્વાનમાં મારી પાસે એમણે શિંગોરા મંગાવ્યાં–ગરમ વેજીટેબલ શિંગોરા-તો શિવરામનને તો દર ત્રીજે સ્ટેશને એમનો ત્રણ ગ્લાસ પાણી સમાય એવો થરમોસ ભરી આવવો પડતો.

અમે બન્ને પુરુષો જો કે એમની એ વિચિત્રતા લાંબો વખત બરદાસ્ત ન કરત પણ બે ચાર વખત વીજળીની જેમ કોરીડોર-માંથી પસાર થઇ જતી સુરીન્દર સામે મારાથી અભિભૂત દૃષ્ટિથી જોઈ લેવાતું તે મીસીસ કપૂરની ચાલાક નજરે પડયું હોવું જ જોઈએ, એટલે છેવટે ધનબાદ સ્ટેશને ગાડી શ્વાસ ખાવા થંભી ત્યારે પ્લેટફોર્મ ઉપર જ મીસીસ કપૂરે મારી ઓળખાણ કરાવી.

કલકત્તાની લોરેટો કોલેજમાં એ ગયે વર્ષે જ દાખલ થઈ હતી. ત્યાં એના નાના નાની, મામા મામી અને મામાની દીકરી તેજ અમીરઅલી એવન્યુ ઉપર એક નવા બ્લોકમાં રહેતાં, ત્યાં એ પણ સમાઈ ગઈ છે.

સુરીન્દરના માતા પિતા વિશે મીસીસ કપૂરે માહિતી આપી. કે પિતા ડૉક્ટર આલુવાળા લશ્કરમાં છે, મોટાભાઈ પણ એરફોર્સમાં છે અને મા ડૉક્ટર છે, નાનો ભાઈ પરદેશમાં કશી ટેકનીકલ ટ્રેનીંગ માટે ગયો છે. સુરીન્દરકુંવરનો અભ્યાસ ન બગડે તે માટે છેલ્લાં દોઢ વર્ષથી એને મોસાળ મોકલી આપી છે.

મારી શી ઓળખાણ મીસીસ કપૂરે સુરીન્દરને આપી તે મને ખબર ન પડી. સામાજિક સેવાના ક્ષેત્રમાં મેં કશું અગત્યનું કામ પાર પાડ્યું છે કે હજી પણ પાડું છું, તે કારણે પ્રેસીડેન્ટે મને બે વર્ષ પહેલાં પદ્મશ્રી ઇલ્કાબ આપેલો એ વાત સાંભળ્યા પછી સુરીન્દર મારો બધોજ અવિવેક–એની સામે ટગર ટગર જોઉં કે હસીને એની પાસેથી નાનું મોટું હાસ્ય ઉઘરાવી લઉં, રેસ્ટોરાંકારમાં એના ચા નાસ્તાનું બીલ હું પતાવી દઉં, એ બધું જ–માફ કરવા તૈયાર હતી.

દિલ્હી જતાં એરકન્ડીશન કોચમાં બેસી બેસીને કંટાળો આવતો, દર સ્ટેશને અમારા જેવા ઘણા મુસાફરો પગ છુટા કરવા નીચે ઊતરી જતા. પ્લેટફોર્મ ઉપર અકારણ આંટા મારતા. પણ નિયમ તરીકે જે કોઈ રેલ્વે ઑફિસર મને પ્લેટફોર્મ ઉપર સામે મળતો તેને હું પૂછી લેતો, 'કુછ સૂના ભાઈસાબ? લડાઈ કહાંતક પહોંચી?'

એમાંથી કોઈ કોઈ મને સમાચાર આપીને આભારવશ કરતો; કોઈ માત્ર અસહિષ્ણુ નજરે પીઠ બતાવતો. કોઈ વળી મને જ પાકિસ્તાની પેરેટ્રુપર હોઉં તે રીતે ઝીણી નજરે મારી સામે ચૂપચાપ જોઈ લઇ નિરુત્તર રહેતો.

ત્યાં સુરીન્દર મારી મદદે આવી. એની પાસે ટ્રાન્ઝીસ્ટર રેડિયો હતો. એણે ત્રિવિધભારતી અને સિલોન રેડિયો સાંભળવા માટે એ

સાથે રાખ્યો હશે, પણ તે પછી તો ન્યુઝ બુલેટીન બ્રોડકાસ્ટ થાય ત્યારે ગમે ત્યાંથી આવીને મને એ લડાઈના સમાચાર સંભળાવી જવા માંડી.

અને કલકત્તા છોડયા પછી અમે સાંભળ્યું કે કલાઈકુન્ડા ઉપર હલ્લો થયો; તે પછી તો આપણા જવાનોની હવાઈદળની બહાદૂરીની વાતો પણ કાને પડવા માંડી, દરેક નવું બુલેટિન ઝીલતાં સુરીન્દર પહેલાં તો ગંભીર બની જતી પણ જેમ જેમ ભારતીય સૈન્યની સફળતાની ઝિંદાદિલીની વાતો એ સાંભળતી તેમ તેમ એનાં મુખ ઉપર કંઈક અનેરો જ ભાવ અંકાતો. હું તે ક્ષણો માણી લેતો. આવતી કાલની પેઢીની પ્રતિનિધિ સમી આ સુરીન્દર! એનાં જેવાં જ બધાં વિદ્યાર્થિ–વિદ્યાર્થિની હોય તો! એના યૌવનનો પમરાટ, એની હાજરીની સ્થૂળ વેધકતા એની થનગનતી ચાલનું આકર્ષણ એ બધાંને છાવરી લેતી એના વ્યક્તિત્વની કશીક આંતરિક માધુરી હતી, એના રૂપાળા સુરેખ મુખ ઉપર તે આમ અંકાઈ જતી ત્યારે મને ઉમળકો જાગતો, એવો ઉમળકો કે જે કારણે ગૌરવ અનુભવાય–સાચું કહું? સુરીન્દર જાણે મારી એકની એક દીકરી હોય તેવો એ ઉમળકો બની જતો.

મેં એને ગયા સ્ટેશને પૂછયું 'સુરીન્દર તારી સાથે બીજું કોણ છે?' એણે મને એના જેઠ નાના પરતાપસિંગ સાથે ઓળખાણ કરાવી. છોતેર સિત્તોતેરથી ઓછી એમની વય નહિ હોય; ઠીક ઠીક સ્થૂળ દેહ છતાં એ ઉંમરે પણ એમનાં હલનચલનમાં તાજગી હતી. સફેદ ફરફરતી દાઢી અને ભરાવદાર મુછો નાકનો અભિમાની મરોડ અને કપાળમાંની વાર્ધક્ય સૂચક કરચલી, એ બધાં વચ્ચે અજબ સુમેળ હતો! સુરીન્દરના હાથમાં હાથ ભેળવીને એ બુઢ્ઢો જ્યારે પ્લેટફોર્મ ઉપર આંટા મારવા ઉતરી પડતો ત્યારે બધાં જ એ એની સામે જોઈ રહેતાં. સુરીન્દરની કોઈ ને કોઈ વાત ઉપરથી પરતાપ-

સિંગ હસીજ લે, ખુલ્લું બોલકણું હાસ્ય, પ્લેટફોર્મ ગાજી ઉઠે એવું; અને પછી ઝીણી ચમકતી આંખો અને ફુલેલા રાતા ગાલ વચ્ચે એવું હાસ્ય વિરમીને સફેદ સ્મિતમાં સ્થગિત થઈ ગયું હોય! એ વયોવૃદ્ધ પુરુષ પુરાણકાળનો કપરી સાધનાના સુફળ ભોગવતો કોઈ ખડતલ રાજર્ષિ સમો લાગ્યો. કલકત્તામાં એમનો મોટર સ્પેરપાર્ટનો ધીકતો ધંધો હતો. બિહાર બંગાળની દેહાતોમાં એમની બસસર્વીસ હજી પણ ચાલુ હતી—પરતાપસિંગ ગ્રેવાલ એન્ડ સન્સ જાણીતું નામ હતું.

રાત્રે વધુ વિગતવાર સમાચાર આવ્યા. લાહોર મોરચે આપણું સૈન્ય આગેકૂચ પછી શત્રુના હુમલાને ખાળવા માટેની સજાવટમાં પડ્યું છે, જામનગર હવાઈ અડ્ડા ઉપર બોંબવર્ષા થઈ છે...સારા નરસા બન્ને જાતનાં સમાચાર સાંભળીને સૌ સૌની બેઠક ઉપર દરેક યાત્રાળુએ ઉંઘવા માટેનો મરણિયો પ્રયાસ કરવા માંડ્યો.

મને ક્યારેક ઊંઘ આવી જતી, ત્યાં વળી શિવરામનની કોણી વાગતી ને હું જાગી જતો; મીસીસ કપૂરની અવદશા હતી. શિવરામનના નસકોરાં એમની ઊંઘની જાણે ચોકી કરતાં, પણ પાડોશીના હિસાબે ને જોખમે; પગ લંબાવ્યા સિવાય મને તો ઊંઘ જ ન આવે, એમ મિસીસ કપૂરે દર પા કલાકે જાહેર કર્યા કર્યું. અલ્હાહબાદ સ્ટેશને તો શિવરામનને ઓળંગીને મિસીસ કપૂર બહાર નીકળ્યાં. હું પણ પ્લેટફોર્મ ઉપર આંટા મારવા મંડ્યો.

મીસીસ કપૂરે મને સુરીન્દરની વધુ માહીતિ આપી. એના પિતા અમૃતસરને મોરચે છે. ત્યાં સખત બોમ્બીંગ થયું છે, એમ હમણાં વળી સાંભળ્યું, અને તે પણ સીવીલ પોપ્યુલેશન ઉપર, ત્યારથી સુરીન્દર થોડી ડગી ગઈ છે. એના બાપ માટે છોકરીને અજબનું તાણ છે. કલકત્તા આવવું ગમતું નહોતું પણ બીજો ઉપાય નહોતો. બુઢ્ઢા પરતાપસિંગે જો કે દીકરીને ખૂબ સાચવી લીધી છે.

'તો અત્યારે આવી લડાઈ ચાલે છે ત્યારે દિલ્હી જવાનો કશો અર્થ ખરો !' મેં પૂછવા ખાતર મિસીસ કપૂરને પૂછ્યું.

'અમે પંજાબીઓ આમ સેન્ટીમેન્ટલ બહુ નથી હોતા એવી માન્યતા ઘણે અંશે સાચી છે. કુટુંબોના કુટુંબો પેઢી ઉતાર લશ્કરમાં જ હોય, એટલે યુદ્ધની વાતો રણમેદાનની હવા અમને અકળાવતી નથી. મારા સગા કાકાને ચાર દિકરાઓ છે. બધા જ લશ્કરમાં છે. એકાદ બે મરશે પણ ખરા, આવી ખૂનખાર લડાઈમાં કશો ને કશો ફાળો સૌને ભાગે આવે પણ ખરો...પરંતુ અમારી આ સુરીન્દર જરા જુદી છે. એને થોડા દિવસથી બાપને મળવાની તાલાવેલી જાગી છે. બુઢ્ઢા પરતાપસિંગને પણ દિકરીને મળવાનું મન થયું છે. એ હમણાં દિલ્હી આવવાની છે. કદાચ સારું કુટુમ્બ, લડાઈ વધુ કપરી બને તે પહેલાં એક વાર બે ચાર દિવસ માટે સાથે રહેવા પામે; અશોક હોટલમા બોલડેન્સ અને કોલરીજમાં ડીનર, ઑબેરોય હોટલમાં કોફી સેશન માણવાની એની યોજનાઓ છે. પછી કોણ જાણે ક્યારેય મળાય...

મને નવાઈ લાગી, ચાલુ કૉલેજ છોડીને માતા પિતા સાથે થોડા દિવસ ગાળવા સુરીન્દર નીકળી પડી હતી! અને એમાં એવાં સૂચનને કુટુમ્બીજનોનો સાથ પણ મળ્યો હતો!

જેમ તેમ રાત પસાર થઇ.' હજી તો હું ટોયલેટમાંથી બહાર આવતો હતો ત્યાં કોઈ સહયાત્રીએ ખબર આપ્યાં કે વહેલી સવારે દિલ્હી ઉપર બે બમારો કરવાના ઈરાદાથી પાક સેબરજેટ અને બી. ૫૭ પાકિસ્તાને મોકલ્યાં હતાં, જોકે આપણા ફાઈટરોએ એમને તગડી મૂકયા...અમૃતસર ઉપર બીનલશ્કરી વિભાગો ઉપર બોંબવર્ષા થઇ. અને થોડા માણસો મર્યા છે. મિલ્કતને પણ નુકસાન પહોંચ્યું છે. જો કે લોકોનું ખમીર...

વાત અધૂરી હતી. સુરીન્દર મિસીસ કપૂર પાસે ઝડપથી આવી પહોંચી. પંજાબી ભાષામાં બન્ને કશી વાતો કરતાં હતાં. સુરીન્દરની નજરમાં કપરી યાતના–વિવશતા ઉભરાઈ જતી હતી. એના સોહામણા મુખ ઉપર અકથ્ય વેદનાનું વાદળ છાઈ ગયું હતું.

ગાડી દિલ્હી પહોંચી ત્યારે લગભગ સાડા અગિયાર વાગ્યા હતા. જૂનું સ્ટેશન લગભગ સૂમસામ લાગતું હતું. વહેલી સવારે થયેલા બોમ્બીંગની આ અસર હશે કે શું? મારા મનમાં પ્રશ્ન જાગ્યો. મારે તો જૂની દિલ્હીમાં જ જવાનું હોઈને હું સર–સામાનની તપાસ કરવા બ્રેકવાન પાસે પહોંચ્યો. શિવરામન મિસીસ કપૂર, સુરીન્દર, પરતાપસિંગને લઈને ડીલક્સ ટ્રેઈન ન્યુદિલ્હી તરફ ધીમી ગતિએ ઉપડી.

દિલ્હીનું કામ આટોપવા મેં ઝડપ કરી અઠવાડિયાને બદલે ચાર દિવસમાં જ કલકત્તા પાછો ફર્યો.

પાંચ સાત દિવસ પછી શિવરામન મારી ઓફિસે આવ્યા. લડાઈની વાતો સિવાય બીજી વાતો સૂઝતી નહોતી.

"તમે તો વહેલા નાસી આવ્યા શાહ?"

"દિલ્હીમાં રહેવાનું મન થાય એવા આ દિવસો છે, શિવરામન?"

"અમે પાછાં પણ સાથે જ હતાં."

શિવરામને સિગારેટ સળગાવી.

'કોણ કોણ?'

'હું મિસીસ કપૂર, પરતાપસિંગ ગ્રેવાલ...'

'અને સુરીન્દર ?' મારાથી પૂછાઈ જવાયું.

શિવરામનને મિસીસ કપૂરે આપેલી માહિતી આવી કંઈક હતી.'

પાંચમે દિવસે અમૃતસરથી એક ટ્રેઈન આવી. લગભગ મોં સૂઝણું થાય તેવામાં કહે છે કે મોરચા ઉપર શત્રુ સૈન્યને શિકસ્ત આપતાં એમની પેટન ટેન્કના મારામાં ઘાયલ થયેલા જવાનો અને અફસરોને લઈ ને એક ટ્રેઈન દિલ્હી આવી હતી. એમાં સુરીન્દરના પિતા પણ હતા...મીલીટરી હોસ્પિટલમાં એમને દાખલ કર્યા છે... પણ સુરીન્દરની મા હજી અમૃતસરમાં જ છે. પોતાનું દવાખાનું છોડવાની એણે સ્પષ્ટ ના જણાવી દીધી, પછી સુરીન્દર પણ દિલ્હી જ રહી ગઈ.

'એના પિતાની સારવાર માટે ?'

'ના, રે, એણે તો છે ને...લગ્ન કરી લીધાં...'

શિવરામનને પણ મારી જેમ સુરીન્દરનું આ પગલું ન રૂચ્યું. સાચું કહું તો એ રૂપાળી, થનગનતી યુવતી માટે જે કાંઈ માન હતું તે બધું એક ક્ષણમાં ઓછું થઈ ગયું. આવા માતા પિતાની પુત્રીને અત્યારે આ શું સૂઝયું હશે!

પણ બે દિવસ પછી શિવરામન એકાએક વળી મારી ઑફિસે મળવા આવી પહોંચ્યા.

'શાહ, દોસ્ત એક અન્યાય થઈ ગયો—મારાથી, આપણાથી. મિસીસ કપૂરે તે દિવસે અધૂરી માહિતી આપી હતી. સુરીન્દરે લગ્ન તો કર્યાં તે સાચી વાત છે, પણ તે એક પાયલોટ સાથે...ફ્લાઈટ લેફ્ટેનન્ટ સુરજિતસિંહ સાથે એના ભાઈનો કંલીગ...'

'એમાં આપણે સુરીન્દરને શો અન્યાય કર્યો ?'

## ૨૧

# વેદનાના પુંજ પુંજ

આમ તો એ કોઈ ખાસ મોટી વાત ન ગણાય, અને છતાં અભયને લાગ્યું કે અનુરૂપાને આ વેળા પત્ર લખે તેમાં એ બનાવ વણી લેવો જોઈએ.

હોટલનું નામ હતું આમઝુ. ત્યાંથી થોડેક ફર્લાંગ દૂર બર્લિનનો જાણીતો ઝુઓલૉજિકલ ગાર્ડન, કદાચ એને અને આ રસ્તાને અને તે કારણે ત્યાં બંધાયેલી આ નવી ચળકતી હોટલને પણ સંબંધ હોય–હોટલરૂમની રાઈટિંગ ડેસ્ક ઉપરનું પેડ ઉપાડી પત્ર લખવા માટેની તૈયારી કરતાં અભયે વિચાર્યું.

ઉત્તર તરફની મોટી બારીની પેલી તરફ જૂનું મૌન થિયેટર, લાંબી પહોળી પાર્કિંગ એરિયામાં મોટરોની આવન-જાવન અને દૂર એક પુલ ઉપરથી અવારનવાર પસાર થતી ગુડઝ્ટ્રેનોના ગડગડાટ–એ બધામાંથી મનને તારવી લઈને અભયે જમણે મથાળે તારીખ માંડી, ૨૭મી જૂન ૧૯–! અને પત્રનું સંબોધન માંડ્યું:

પ્રિય રૂપ,........

અનુરૂપાને ભાગ્યે જ એ હમણાંથી 'રૂપ' સંબોધનથી બોલાવતો. જાણતો હતો કે દશ વર્ષ પહેલાંનું પત્નીનું રૂપ રહ્યું ન હતું અને તે અનુરૂપા તો નહિ તો ક્યારેય ન હતી, એવો જ ખ્યાલ એને અત્યારે પત્રની માંડણી કરતાં શા માટે આવ્યો તેની એને નવાઈ લાગી. 'રૂપ' સંબોધન લખ્યું ત્યારે હજારો માઈલ દૂર રહેલી પત્નીનું કોઈ જુદું જ રૂપ એને યાદ આવ્યું હતું, જે રૂપ-સ્વરૂપની એને આ પ્રવાસ દરમ્યાન ખોટ સાલતી હતી. અભયને લાગ્યું કે એટલી બધી વાતો પત્નીને પત્રમાં લખી મોકલવી જોઈએ. ને એણે કલમ આગળ ચલાવી.

'ઘર છોડયે કેટલા અમથા દિવસ થયા છે હજી તો! માંડ સત્તર દિવસ. એ રીતે તો કેટલીયે વાર તને મૂકીને હું પંદરવીસ દિવસ કામકાજ અંગે દિલ્હી જતો હોઉં છું. છતાં આજે જાણે મારો સંસાર જુદાં જ પરિણામે મારી નજર સમક્ષ બેઈઝ-રિલીફમાં પ્રગટતો જોઉં છું.

બેઈઝ-રિલીફ! આવો શબ્દ પ્રયોગ શાથી, એમ તને પુછવાનું મન થાય છે? એનો જવાબ આપું ત્યારે, ગ્રીલ પાર્ઝર એ નાટયકારનું નામ. મિડીયા અને સેફો જેવાં નાટકોના રચનારો ઑસ્ટ્રિયન. વિયેનામાં એની યાદગીરીમાં એક ગુલાબના બગીચાને છેડે એની મોટી મૂર્તિ બેસાડેલી અને એની બન્ને તરફ બેઈઝ-રિલીફમાં એનાં મિડિયા વગેરે નાટકોમાં પ્રવેશો કોતરવામાં આવેલા.

ક્યારેક આ પ્રવાસ દરમ્યાન હું પણ કોઈ એવી એકાદ ઘડી માટે મૂર્તિ સમો નિર્જીવ ને નિરૂપાય બની જાઉં છું ને મારી આજુબાજુ મારી સંસારયાત્રામાંનાં કોઈ કોઈ દૃશ્યો ઉપસી આવતાં અનુભવું છું. કોઈ કોઈવાર મારી વાર્તાઓના પ્રસંગો ને પાત્રોને મારી આજુબાજુ વીંટળાઈ વળતાં, મારી સામે આક્ષેપભરી આંગળી કરતાં,

ક્રાંતો મને શાબાશી આપવા ધસી આવતાં જતાં માર્ગમાં જ થીજી જઈને માત્ર બેઈઝ-રીલીફ બનતાં જોઈ શકું છું.

એ એક વેદના છે રૂપ, ઊંડી વેદના !

સાચું શું ? મારી પોતાની સંસારયાત્રા કે મેં સર્જેલી આ પાત્રસૃષ્ટિ ? હતૂતૂતૂની રમત ચાલે છે, બન્ને વચ્ચે જાણે, એ બન્નેની એવી અથડામણોને અંતે જે કાંઈ મારું બચશે તે પણ પેલાં બેઈઝ–રિલીફમાં કંડારાઈ જશે એવો ભય મને સતાવે છે.

તેં આશા રાખી હશે રૂપ, કે આટલે દૂર રહ્યે તને મધુર ભાવે યાદ કરવાને બદલે મેં આ બધું શું માંડ્યું છે? નહિ? પત્રની શરૂઆત કરવા ધારી ત્યારે અંદાજ ન હતો કે અંદર આવું બધું ચીતરી મારીશ. પરંતુ લેખકોની કુટેવોનો ભોગ હું પણ બન્યો છું. આદર્યું હોય જુદા ખ્યાલથી, પરિણામ વળી સાવ જુદું જ નીકળી આવે.'

અભયે હાથની ગતિને થંભાવી દીધી. જે સૂરમાં પત્ર આગળ વધતો હતો તેથી એને અસંતોષ જાગ્યો. એમ કેમ બન્યું ? લખવી તો હતી બીજી વાતો; જેમકે પૂર્વ બર્લિનના ઍરોડ્રોમ ઉપર ઊતર્યો ત્યારે એ કેવો છોભીલો પડી ગયો હતો ! ભાષા ન સમજાય, ઍરોડ્રોમના અફસરો જાતજાતના પ્રશ્નો પૂછે, એકાદ જણ સરખું અંગ્રેજી વળી બોલી બતાવે ! દુનિયાભરની ચોરીચપાટી કરીને કે સારાયે પૂર્વ જર્મનીને હચમચાવી નાંખવાની સામગ્રી એની સેશલમાં ઉપાડી લાવ્યો હોય એવી શંકા એ અફસરોના મુખ ઉપર વર્તાતી હતી.

'હોટલ ? બર્લિનમાં એક પણ હોટલ આજ ખાલી નથી, બધા જ રૂમ્સ ભરપૂર છે...' એ હતો સૌ પ્રથમ ફટકો.

બહુ વિનવણીને અંતે–' તમે વિચાર તો કરો કે હું છેક ભાર-

તથી આવતો પ્રવાસી છું. તમારું શહેર જોવા તલસું છું, બે પાંચ દિવસ રહેવા માગું છું. અત્યારે હું જઉં પણ ક્યાં? અમારા દેશ સાથે તો તમારા નવરાષ્ટ્રને ગાઢી દોસ્તી છે, એવો આપણે પરસ્પર દાવો કરીએ છીએ; તમે પૂર્વ જર્મનીમાં, ભંગાર ખંડેરોમાંથી નવજીવન કઈ રીતે ઊભું કર્યું તે એક લેખક તરીકે જોવા સમજવા નોંધવા માગું છું. તે તમે મારી આવી મહેમાનગીરી કરશો?–' ને એક અફસરે કૃપા કરી. ઈન્ફર્મેશન ડેસ્ક સંભાળતી એક મહિલાએ ચબરકી ઉપર કશું લખ્યું ને અભયના હાથમાં મૂકી. 'આ સ્થળે જાવ. ત્યાં તપાસ કરો, કદાચ બે દિવસ માટે તમારી વ્યવસ્થા થઇ જાય.'

પરંતુ એ સ્થળ બર્લિનમાં ક્યાં આવ્યું, ત્યાં કેમ પહોંચવું એની કોઈ માહિતી એણે ન આપી. 'બહાર બસ ઊભી છે, ત્યાં પૂછી જુઓ.' અભયના બિસ્માર દેદાર તરફ કશી અનુકંપા ન બતાવતાં, કોરા અવાજે એણે સૂચવ્યું. જમણા હાથમાં ઊંચકેલી સૂટકેસ અભયને તે વેળા મણ મણની લાગી. ખભા ઉપર સેશલ અને કેમેરાનું વજન, ડાબા હાથમાં બ્રીફકેસ! આમ તો બધું થઈને માંડ વીસ–પચીસ કિલોનું વજન હશે પણ અભયથી ભૂખ્યે પેટે એ બધું ઊંચકાતું ન હતું.

બસડ્રાઈવર કશું ન સમજ્યો. માથા ઉપર આભ ઘેરાયે જતું હતું. વરસાદ શરૂ થવામાં હતો ને અંતરમાં પાર વિનાની બળતરા! કંટાળાને કારણે કે ભૂખને લઇને હોજરીમાં જાગેલી એસિડિટીને કારણે તે કળવું મુશ્કેલ હતું.

ત્યાં એ આવી.

વય હશે છવ્વીસ સત્તાવીસની. અભયનું મુખ ચાડી ખાતું

હતું, એને ભોગવવી પડેલી પરેશાનીની. એને પણ જર્મન સિવાય કંઈ ભાષા આવડતી ન હતી એમ અભયને તુરત સમજાયું. માત્ર બે શબ્દો એ બોલી : ' ફ્રોમ ઇન્ડિયા ? ' અભયે ડોકું ધુણાવી હા ભણી અને પેલી ચબરકી એના હાથમાં મૂકી.

બન્ને વચ્ચે હાવભાવ અને તૂટયા–ફૂટયા અંગ્રેજી શબ્દોની ભાષામાં વ્યવહાર શરૂ થયો.

એણે સાથ આપ્યો. બસ ચીંધી બતાવી. ચાર ફર્લાંગ અંતર કાપ્યા પછી, લોકલટ્રેનના સ્ટેશન પાસે ઊતરી જવા સૂચવ્યું. એના હાથમાંથી એણે બ્રીફકેસ ઉપાડી લીધી હતી–ક્યારનીયે, ટ્રેનની ટિકિટ બન્ને માટે એણે જ કપાવી.

એ કશું બોલતી ન હતી, અભયને ઘણું બધું પૂછી લેવું હતું. છતાં દર સ્ટેશને લોકલ ઊભી રહેતી ત્યારે નજરથી માત્ર એ પૂછી શકતો હતો, ' અહીં ઊતરી જવાનું ? ' અને પેલી હસીને ના કહેતી, ધીરજ રાખવા સૂચવતી.

લગભગ પચાસ મિનિટના ટ્રેનના પ્રવાસને અંતે એ ઊભી થઈ. એક સ્ટેશન આવ્યું ને અભયને એણે નિશાની કરી, ' અહીં ઊતરી જાઓ...ને એ પેલું સ્ટેશનની બહાર સ્કેફોલ્ડિંગથી વીંટળાયેલું દુરસ્ત થતું મકાન છે ને, તેની બાજુમાં જઈને પેલી ચબરકી બતાવજો...' બધું જ હાવભાવની ભાષામાં.

ને હસીને એણે સામેના પ્લેટફોર્મ ઉપર ઊભેલી ઊલટી દિશામાં ઊપડવાની તૈયારી કરતી ટ્રેન પકડી. અભયને સમજાયું કે આ નવા વિચિત્ર રાષ્ટ્રની સાવ અજાણી એ યુવતીએ એને માટે થઈને એક કલાક ખરચ્યો હતો. સ્તબ્ધ બનીને એને પાછી લઈ જતી ટ્રેન તરફ એ જોતો રહ્યો, ' થેંક્યુ વેરી મચ ' એટલા શબ્દો પણ એના રુદ્ધ

કંઠમાંથી પ્રગટ ન થયા. અને ઉપરથી પેલીએ મીઠું સ્મિત વેર્યાં કર્યું; આવજો આવજો, કરતી હોય તેમ ટ્રેન અદૃશ્ય થઈ ત્યાં સુધી એણે હાથ હલાવ્યા કર્યો......

હા, એ અજાણી જર્મન યુવતિની વાત એને અનુરૂપાને લખવી હતી,

ને એવી જ બીજી વાત.

પૂર્વબર્લિનમાં બે દિવસના વસવાટ પછી ચાર સ્થળે પાસપોર્ટ ચેક કરાવી બાનહોફ સો (Banhof Zoo) જવા માટેની ટ્રેન અભયે પકડી, પંદરેક મિનિટમાં તો બંધનમાંથી મુક્તિપ્રદેશમાં પ્રવેશતો હોય તેઓ અનુભવ એને થયો. પૂર્વ બર્લિન આળસ મરડીને આમ તો જાગી ચૂક્યું હતું. આલિશાન મકાનો, પહોળા રાજમાર્ગો, ચળક ચળક પૉશ હોટલો અને રોનકદાર રેસ્ટોરાંમાં રંગીન પીણાં અને મઘમઘતી વાનગીઓ પીરસતી રૂપાળી સુઘડ વેઈટ્રેસીસ—એ બધું છતાં શંકા-આશંકાનો કોઈ વિસ્તૃત ઓછાયો સારાયે શહેર ઉપર પથરાયેલો લાગતો હતો. એ અદૃશ્ય અને છતાંયે ભીષણ હતો, એનું શાસન સર્વવ્યાપી અને દુર્ધર્ષ હતું. શું રેસ્ટોરાંનો એક ખૂણો કે શું સરિયામ રસ્તાની ધારે, નાગરિકો નીચા સ્વરે ગુસપુસ વાતો જ કરવાને ટેવાયા હોય જાણે ઉલ્લાસ ઠીંગરાઈ ગયો હતો, હાસ્ય બાપડું લાગતું હતું, મુખ ઉપર મોટેભાગે ઉજ્જડભાવ બચ્યો હતો.

જ્યારે બાનહોફ સો સ્ટેશને પગ મૂકતા એને તફાવત વર્તાયો. વરસાદ વરસતો હતો, વાતાવરણ આમ તો મલિન લાગતું હતું, છતાં ચેતનાનો સંચાર પદે પદે વર્તાતો હતો. અભય લોકલ ટ્રેનમાંથી ઊતર્યો. પૂર્વ બર્લિનના વસવાટ દરમ્યાન મનથી અને શરીરથી પણ એ થાકી ગયો હતો. એ થાક હજી ઊતર્યો નથી એનો અંદાજ તો

પ્લેટફૉર્મ ઉપર પચીસ કિલો વજન ઊંચકીને સ્ટેશનના મુખ્ય પ્રવેશદ્વાર તરફ પગલાં માંડતાં એને અનુભવાયું.

દર પચીસમે કદમે એ હાથમાંથી સૂટકેસ નીચે મૂકી દેતો હતો, જમણા હાથમાંથી ડાબા હાથમાં, ડાબેથી જમણામાં એ વજનદાર સૂટકેશ અને બ્રીફકેસની અદલાબદલી કર્યે જતો હતો.

ત્યાં રેની આવી પહોંચ્યો. ઈસ્ટ બર્લિન એરોડ્રામ ઉપર મળેલી પેલી અજાણ યુવતિનો સગોત્ર જાણે! એણે પૂછ્યું પણ નહિ, 'તમારી સૂટકેસ ઊંચકી લઉં?' કે એવું કંઈ અભયના હાથમાંથી કુમાશથી એનું હેન્ડલ છોડાવી લીધું. અને ઝડપથી ઊંચકીને ચાલવા માંડ્યું. વળી ઈશારાથી પૂછ્યું, 'ક્યાં જવું છે?' ને અભયે આમઝુ હોટલનું નામ આપ્યું હતું.

હોટલના દ્વાર સુધી રેની એને વળાવી ગયો. બાર ચૌદ મિનિટની પદયાત્રામાં એક વાર પણ એ વીસ વર્ષના યુવાને સૂટકેસ જમણા હાથમાંથી ડાબા હાથમાં સેરવી ન હતી, એની ચાલમાં સહજ ખુમારી હતી, એની તંદુરસ્તી નજરે પડે એટલી બોલકણી હતી. અભયને એની મીઠી ઈર્ષા પણ થઈ આવેલી.

પૂર્વ બર્લિનની પેલી યુવતિ, પશ્ચિમ બર્લિનનો એ યુવાન—એની વાતો અનુરૂપાને લખવા ધારી હતી અને છતાં પત્રમાં એ કેવું કેવું લખ્યે જતો હતો?

અભય ખુરસી ઉપરથી ઊભો થયો. પેનની ખોલી ઉપાડી પેન બંધ કરીને અધૂરા રહેલા પત્ર ઉપર મૂકી દીધી.

બારી પાસે જઈને એ ઊભો રહ્યો. ફરીથી પેલું મૌન થિયેટર પાર્કિંગ સ્પેઈસ, અને ગુડઝ્ ટ્રેનોની આવનજાવનથી બસૂરું બનેલું એ તરફનું વાતાવરણ નિહાળતો અભય ઊંડા વિચારમાં ડૂબતો રહ્યો.

અનુરૂપાની સામે દિલ ખોલીને કઈ વેદનાની વાત એને કહેવી હતી? આંખનું તેજ ખોઈ બેઠેલો વિદ્યાર્થી બ્રેઈલ લિપિ ઉપર આંગળીઓ પસરાવી પસરાવીને કશું ઉકેલવા મથતો હોય તેવી દશા અભયની હતી. પેલા બેઈઝ-રિલીફ શિલ્પ ઉપર એની આંગળીઓ માત્ર નહિ, સમગ્ર ચેતના ફરી વળતી હતી; એ કશું સમજી સમજીને ઉચ્ચારવા મથતી હતી, તૂટતૂટતે અંતે જે કાંઈ બચ્યું હતું તેમાં પેલી અનામ જર્મન યુવતિ અને યુવાન રેનીને એ ગોઠવી દેવા માંગતો હતો? કે પછી—?

એને તત્કાલ સમજાયું, જવાબ મળી ગયો હતો. એ વેદના તે કઈ અને તેની વ્યાખ્યા એને વંચાતી હતી.

ટેબલ પાસે એ પાછળ ફર્યો. ખુરસી ઉપર ધીરે ધીરે ગોઠવાયો, પેનની ખોલી ફેરવવા માંડી—

'ને રૂપ, માનવીની જાતમાં વિશ્વાસ પાછો ફરે છે-એટલું વાક્ય લખીને એણે આગળના વાક્યને થોડું મઠારી લીધું-એ એક વેદના હતી રૂપ, ઊંડી વેદના- 'છે' ને સ્થાને 'હતી' કર્યું, અને પત્ર આગળ લંબાવ્યો.

'વિશ્વાસ પાછો ફરે છે કારણ કે એનું દૈવત હજી આથમ્યું નથી. એના હૈયામાં પોતાના માનવબંધુ માટે નિર્વ્યાજ કરુણા ભરી જ છે. એને કરુણા સહાનુભૂતિ જેવા શબ્દોથી ન નવાજીએ તોપણ ચાલે. બિરાદરી છે ત્યાં માનવી જ્યારે સ્વાર્થી મટી જાય છે ત્યારે એને પોતાનાં અંતરનું પરિમાણ પાર વિનાનું-અસીમ બની જતું લાગે છે. એ અસીમ ક્ષેત્રમાં- એ સમગ્ર માનવજાતના સુખદુઃખ સમાવી લેવા તત્પર બને છે. માનવીની સારી ઓળખાણ તો એ જ.

હિંસા, ઈર્ષા, દ્વેષ એ એને છાંડવાના હોય છે, પણ એને તક મળે એની એ રાહ જોતા હોય છે...' . . .

એટલું લખીને અભય પેલી જર્મન યુવતિ અને રેનીની વાત સીધે સીધી લખવાને બદલે લખ્યું :

'હુતૂતૂતૂની રમત ફરીથી શરૂ થાય છે, હારી ગયેલા અને વિજયી નીવડેલાં દળો ફરીથી રમત માંડે છે. બેઈઝ-રિલીફમાં થીજી ગયેલા પ્રસંગો, પાત્રો વળી વળીને મોકળા મેદાનમાં રમત માંડે છે...

મુશ્કેલી માત્ર એટલી જ છે કે મારું મૂર્તિપણું મટતું નથી. નિશ્ચલ નિરુપાય સાક્ષી બની રહેવાનું જ જાણે મારે માટે નિર્માયું છે, સારીયે લીલા મારી આજુબાજુ રચાયે જતી હોય છતાં—'

ને એણે હોટેલ આમઝુનું લાંબું પરબીડિયું ઉપાડી પત્રની કાળજીપૂર્વક ગેડ વાળી અંદર ગોઠવી, ધાર ઉપરના ગુંદર ઉપર જીભ ફેરવી પરબીડિયું બંધ કર્યું. જીભ ફેરવતી વેળા અનુરૂપા અને એની સાથેનાં નીજી સંસાર ઉપર મીઠાશ પાથરી લઉં છું એવી અભયે કલ્પના કરી.

તૈયાર થઈ ને એ નીચે ઊતર્યો. હોટલના રિસેપ્સનિસ્ટને કવર સોંપ્યું, બાજુના નાજુક ત્રાજવાં ઉપર તોળીને ટિકિટનો અંદાજ ઉચ્ચાર્યો, 'વન એઈટી—' ખીસામાંથી બે જર્મન માર્ક્સ કાઢીને એણે રિસેપ્શનિસ્ટને આપ્યા......

ને એ સરિયામ રસ્તા ઉપર ચાલવા માંડ્યો. માર્ગનું નામ તો હતું, કે યુ આર એફ યુ આર એસ ટી ઈ એન ડી એ એમ એમ......શું ઉચ્ચાર કરવો એવાં લાંબા નામનો ? એણે એક બે વાર કુરફુરસ્ટેન્ડેમ જેવો ઉચ્ચાર ગોઠવીને વિચિત્ર લાગતાં પ્રયત્ન છોડીદીધો.

બન્ને બાજુની શો વિન્ડોનો ઝગઝગાટ નિહાળતો અભય આગળ વધ્યો. બસો ત્રણસો વાર એણે ચાલ્યા જ કર્યું. પશ્ચિમ બર્લિનનો એ સારો ય અંશ ઝાકઝમાળ બની ગયેલો. શો વિન્ડોમાં રૂપાળાં ધાટીલાં વસ્ત્રો પહેરેલી અગર આવાં વસ્ત્રોમાં પાર્થિવ રૂપ પ્રગટ કરતી મૂર્તિઓ ગમે તે પળે વિન્ડોમાંથી બહાર આવીને એને હસીને 'હેલો, હેર અભય !—' એચ ઈ આર આર, હેર ! મિસ્ટર, મોશ્યો, મહાશય !—સંબોધતી એની સાથે બર્લિનના ફૂટપાથ ઉપર પગલાં માંડવા શરૂ કરશે. એટલાં બધાંમાંથી એ કોને હા પાડશે, કોને ટાળશે ?

રસ્તા ઉપર ફૂટપાથની વચ્ચે ટિકિટ શો કેસીસ પણ ગોઠવવામાં આવી હતી, નાની છ ફીટ બાય એ અઢી ત્રણ ફીટની પહોળાઈની અને પાંચ સાડાપાંચ ફીટ ઊંચી એવી શો કેસમાં અલંકારો, વસ્ત્રો, સુશોભિત સામગ્રીથી માંડીને ગઈકાલે જ તે પ્રગટ થનાં હોય તેવાં પુસ્તકો અને રંગ પણ હજી સુકાયો ન હોય તેવાં તૈલચિત્રો ગોઠવવામાં આવ્યાં હતાં એવા બે શોકેસની વચમાં એક હિપ્પી યુવાન પોતાનાં ચિત્રો પાથરીને બેઠો હતો. એની સાથીદાર એક યુવતિ રસ્તે જનારાઓને આકર્ષીને ચિત્રો જોવા આમંત્રણ આપ્યે જતી હતી.

અભયને પણ એણે આમંત્ર્યો.

શૂન્ય સાગરતટ ઉપર બે માનવી ઊભાં હતાં. પશ્ચિમના આકાશમાં સંધ્યાનો રંગીન સળવળાટ ઝીલી લેવાની કલાકારે જહેમત કરી હતી. એવા સળવળાટની સામે સ્તબ્ધ મુગ્ધ એ યુગલ ક્ષિતિજ તરફ મીટ માંડીને ઊભું હોય તેવો ઈશારો પહોંચતો હતો.

'યુ લાઇક ઇટ હેર—?' પેલી યુવતિએ પૂછ્યું. અભયે ડોકું ધુણાવી હા ભણી.

'ઓન્લી ફીફ્ટીન માર્ક્સ—' એણે વાત આગળ વધારી. પંદર માર્ક્સ એટલે? હમણાં હમણાં પડેલી ટેવ પ્રમાણે અભયે માર્ક્સ અને રૂપિયાનો સંબંધ યાદ કર્યો. ચિત્રો ખરીદાય એટલી નાણાંની છૂટ એની પાસે ન હતી, ના પાડીને પેલી નમણી હીપ્પી યુવતિને નિરાશ કરવાનું પણ એને ફાવે તેમ ન હતું.

બીજાં ચિત્રો એણે જોવા માંડ્યાં એ દરમ્યાન યુવતિ બીજા પ્રેક્ષકો સાથે વાતોએ વળાગી; અભયે સરકીને ફૂટપાથની યાત્રા વળી આરંભી દીધી.

લાંબું રખડીને અભય એ જ માર્ગે પાછો ફર્યો ત્યારે રાતના અગિયાર વાગવા આવ્યા હતા. એનો એને ખ્યાલ રહ્યો ન હતો.

એક શોકેસને અઢેલીને પેલો હિપ્પી ચિત્રકાર આંખો મીચીને પગ લંબાવી બેઠો હતો. યુવતિએ ચિત્રો સંકેલી લીધાં હતાં, થાકેલી ચાલે પાછા ફરતા અભય ઉપર એની નજર પડી. ચિત્રોની ઢગલીમાંથી તારવીને સાગરતટ વાળું ચિત્ર એણે બે ક્ષણ માટે ફરીથી અભયની સામે ધર્યું.

'ટેન માર્ક્સ...એઈટ માર્ક્સ—સે સમથિંગ...'

અભયનું અંતર અનુકંપા અને લાચારીમાં ડૂબી ગયું. જવાબમાં એ માત્ર ફિક્કું હસ્યો અને આગળ ચાલવાનું જારી રાખ્યું.

હોટલ ઉપર પહોંચી અને કપડાં પણ બદલ્યા સિવાય અનુરૂપાને બીજો પત્ર લખવા માંડ્યો.

'પ્રિય અનુ—'

ફરીથી 'રૂપ' સંબોધન લખવાનું આજે ન સૂઝ્યું, એટલું જ નહિ, પત્ર પણ આગળ ન વધ્યો. એ જ હાથે ખિસ્સામાં ફરી

બીજું પાકિટ કાઢીને કેટલા માર્ક્સ વધ્યા હતા તે ગણી લેવાની મહેનત કર્યા સિવાય, આંગળીના સ્પર્શને ભરોસે પંદર માર્ક્સની પાંચ પાંચની ત્રણ નોટો કાઢીને બહારના ખીસામાં સેરવીને ઓરડો બંધ કરી એ નીચે ઊતર્યો. એ દિવસ બપોરનું લન્ચ જતું કરીશ, સેન્ડવીચ કે બે ગ્લાસ દૂધથી ચલાવી લઈશ, સરળતાથી દસ પંદર માર્ક્સ બચાવી લઈ શકાશે — એણે ગણતરી પૂરી કરી.

ઝડપથી પગ ઉપાડયા અને અભય પેલાં બન્નેને જ્યાં જોયાં હતાં ત્યાં પહોંચી જવા અધીરો બન્યો. પેલી યુવતિનો ચહેરો એનાથી ભુલાતો ન હતો? હિપ્પી હતી એ? વસ્ત્રો મેલાંઘેલાં અસ્તવ્યસ્ત હતાં, એને ફરી ફરીને યાદ આવ્યું કે વળી એટલેથી અટકતી ન હતી. વાંકી વળીને જ્યારે એ પેલું ચિત્ર ફરીથી એને બતાવતી હતી ત્યારે ખુલ્લા ગળાના શર્ટની અંદરથી એનું વક્ષસ્થળ ડોકિયું કરી લેતું હતું. અંદર એણે કશું જ પહેર્યું ન હતું. ફરી ફરીને એને એ જ કેમ યાદ આવતું હતું??

પણ ત્યાં કોઈ ન હતું. બન્ને કદાચ પોતાની સામગ્રી ઊંચકીને રવાના થઈ ચૂક્યાં હતાં. શોકેસની બાજુમાં બે ખાધેલાં સફરજનની બચત એક કાગળ ઉપર અડોઅડ પડી હતી. ચોખ્ખા સુઘડ એ માર્ગ ઉપર એટલો જ માત્ર કચરો પડયો હતો. અભય એની સામે જોતો ઊભો રહ્યો. ખાધેલાં સફરજન!! બન્નેએ સાંજનું વાળુ એટલેથી જ પતાવ્યું હશે? અને વધેલો ભાગ કેવો એકબીજાના આધારે ગોઠવીને ચાલ્યા ગયા હતા? એક પણ ચિત્ર આજે નહિ વેચાયું હોય શું? બધા જ પ્રેક્ષકો અભય સમા જ નીવડયા હતા?

સૂતાં પહેલાં અભયે ફરીથી પેન ઉપાડી. મથાળે શિર્ષક કર્યું— 'પ્રિય અનુ'ને છેકી નાખ્યા પછી—

વેદનાના પુંજ પુંજ!

૨૨

## મિડિયોકર !

**એની** ટેક્સી હતી ઈમ્પાલા ! અભયને શુદ્ધ અંગ્રેજીમાં 'ગુડ નાઈટ સર !' કહીને વાંકા વળી એણે બારણું ખોલ્યું.

પાછળની બેઠકમાં એક દિવસમાં બીજી વાર અભય લગભગ ડૂબી ગયો. સુંવાળી બેઠકવાળી ચકચકતી એ અમેરિકન મોટરમાં બેસતાંવાર અભયને વળી નિરાંત અનુભવાઈ. એના મુખ ઉપર પથરાયેલો સંતોષ મુસ્તફાએ પોતાની સામેના દર્પણમાંથી જોઈ લીધો; આછા ભૂરા કાચ નીચે ઢંકાયેલી એની નજરમાંથી શું પસાર થઈ રહ્યું છે તે જોવાની–સમજવાની અભયને આમે ફુરસદ ન હતી. દરેક મોટાં શહેરમાં ટેક્સીઓ હોય, ટેક્સી ડ્રાઈવરો પણ જાતજાતના હોય; પરંતુ આ મુસ્તફા એ સૌમાં જુદો પડે એવો છે એવો અંદાજ તો બૈરુતના સાંકડા પહોળા માર્ગો ઉપરથી સિફતથી ગાડી હંકાર્યે જતા, એ ટેક્સીડ્રાઇવરે જ્યારે વાતચીત આરંભી ત્યારે અભયને થયો.

એના પહોળા ખભા અને ક્લોઝ ક્રોપ કરેલું એનું ગોળ માથું

એટલું જ પાછળની બેઠક ઉપરથી અભયને દેખાતું હતું; પરંતુ મુસ્તફાએ જ્યારે સૌ પ્રથમ પ્રશ્ન પૂછયો, 'સો-યુ આર ફ્રોમ કેલકટા?' એનો જવાબ આપવા અભય બેઠક ઉપર ઉભડક બેઠો, અને આગળની બેઠક ઉપર બે હાથ ગોઠવીને સહેજ આગળ ઝૂકયો ત્યારે એનું પૂરું પ્રોફાઇલ પણ એની નજરે પડયું.

ના, એને દેખાવડો આરબ કહી ન શકાય. બૈરુતના એરોડ્રોમથી એને હોટલ સુધી લઈ આવનાર સવારવાળો ટેક્સી ડ્રાઈવર તો લગભગ પેલા ઈટલિયન ચલચિત્રના નાયક જેટલો હેન્ડસમ લાગતો હતો, જ્યારે મુસ્તફાનો ઢાંચો તદ્દન જુદો હતો.

ક્યારેક એ લશ્કરમાં હોવો જોઈએ, અથવા તો કુસ્તીનાં દંગલોમાં એ ભાગ લેતો હશે કે પછી સર્કસમાં વેઈટલિફ્ટિંગના અઘરા ખેલ કરી જાણતો હશે—એનો સારોયે દેખાવ કસરતી માણસનો હતો. એના કોણીથી ખુલ્લા હાથ વાળથી ઢંકાયેલા હતા. કાંડું મજબૂત અને હાથના પંજા પહોળા હતા. સ્ટીઅરિંગ વ્હીલ માત્ર એક આંગળીના ટેરવાથી મુસ્તફા સાચવતો હતો. જાણે બાકીની આંગળીઓ ક્યારેક મુઠ્ઠીમાં સમાઈ જતી, ક્યારેક પરસ્પર ભીડાઈ ભીડાઈને ખૂલ્યા કરતી—એ જાણે એનું ખાસ લક્ષણ હતું! જુસ્સાથી વાત કરતો ત્યારે મુઠ્ઠી વળી જતી, વાતચીતમાં ઉદારતા પ્રગટ થતી ત્યારે સ્ટીઅરિંગ ઉપર ફરતી એક આંગળી સિવાય બાકીની આંગળીઓ ને હથેળી ખૂલી જતાં, પણ જવાબ આપતાં એ ગૂંચવાતો ત્યારે આંગળીઓ પરસ્પર એકબીજાને ખૂંદી વળતી.

અભયને એવી એની પંજા અને આંગળીઓની ભાષા ઉકેલવામાં મઝા પડવા માંડી.

'મુસ્તફા! મને એ નામ ગમ્યું. અમારે ત્યાં મસ્તફકિર ખુદાના

મેય આનંદ ઊભરાતો હતો. ત્યારે પણ મુસ્તફાની જ ટેક્સી હતી છતાં એની સાથે બોલવાની, એની સામે જોવાની પણ એની 'મૂડ' ન હતી. એટલે જ્યારે મુસ્તફાએ એ પ્રવાસની યાદ આપી ત્યારે એ ક્ષણ માટે તો એ ફરીથી ગ્રેટોના પેટાળમાં પાછો પહોંચી ગયો હતો. એટલે મુસ્તફાએ જ્યારે પૂછ્યું કે 'ગ્રેટોમાં શું અનુભવ્યું હતું સર?' ત્યારે જવાબ આપતાં એ વિચારમાં પડી ગયો.

અને એના વતી જાણે મુસ્તફાએ જ જવાબ શોધી આપ્યો. 'પરવરદિગારની માયા, એની લખલૂટ દૌલત નજરે દેખીને, સર? નાનકડા કલાકાર વધુ નાનકડા બની જાય, મોટાઓ વામણા બની જાય–એવું લાગ્યું હતું ને?'

એક ટેક્સીડ્રાઈવર પાસે ભાષા અને વિચારો વ્યક્ત કરવાની આવી છટા અભયે કલ્પી ન હતી.

'આવું કશું જોઈએ ત્યારે ખુદાની હસ્તીનો ભરોસો પડે...' મુસ્તફાએ એક વળાંક ઉપર એક મારી ગાડીની ગતિ ધીરી પાડતાં ધેરા અવાજે ફિલસૂફી પ્રગટ કરવા માંડી, 'તમે સર, ઈશ્વરની હસ્તીમાં માનો છો?'

અભયે એ રીતે ક્યારેય વિચાર કર્યો ન હતો. ઈશ્વરની હસ્તી અંગે આજ સુધી એનો નિરપેક્ષ ભાવ રહ્યો, હતો કે શું? એને એકાએક અંતરમાં નવો જ ફણગો ફૂટતો અનુભવાયો. હા, વળી, ક્યારેય એણે એ રીતે ઈશ્વરના અસ્તિત્વની ચિંતા કરી ન હતી. જવાબ આપતાં એ થોડો ગૂંચવાયો.

ક્યાંય સુધી મુસ્તફા પણ ચૂપ રહ્યો ત્યાં દૂર એક ટેકરીને મથાળે ઈશુ ખ્રિસ્તની સમુદ્રાભિમુખ વિશાળ કાય મૂર્તિ તરફ ઈશારો કરીને

મુસ્તફા બોલ્યો, 'અમે મુસલમાનો મૂર્તિપૂજામાં નથી માનતા, પરંતુ આ ક્રાઇસ્ટની મૂર્તિ જતાં–આવતાં જોઉં છું ત્યારે સારું લાગે છે–'

'યહૂદી લોકો ક્રાઇસ્ટને ઇશ્વરના પુત્ર તરીકે નથી સ્વીકારતા તે કારણે મુસ્તફા?' અભયથી થોડી અવળચંડાઈ થઈ ગઈ. આરબ અને યહૂદીઓ વચ્ચેની દુશ્મનાવટની વાત એનાથી મંડાઈ ગઈ. ચાલુ મોટરે મુસ્તફાએ પાછળ વળીને બે ક્ષણ માટે અભયની સાથે તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ લીધું.

'રાજકારણમાં મને રસ નથી સર. તમને પણ ન ગમે એવા પ્રશ્નો હું પૂછી શકું એમ છું. પરંતુ સાચુ પૂછો તો લડાઈ ટંટા–ધર્મ અને કોમને નામે થતા દંગાફિસાદથી હું તો વાજ આવી ગયો છું. આપણે સૌ એક ખુદાનાં સંતાનો છીએ એટલી વાત આ બડેખાંઓને કેમ સમજાતી નથી એનું કારણ હું જાણું છું.'

'સાચે જ મુસ્તફા?'

'એમાં તમને નવાઇ શેની લાગે છે?'

'શું છે કારણ?'

'સાચો ધર્મ એ કોઈ સમજવા માગતા જ નથી. ધર્મનો, સાદાભોળા લોકોને ગેરરસ્તે દોરવવા માટે સાધન તરીકે એમને ઉપયોગ કરવો છે માત્ર,...જવા દો એ અણગમતી વાતો. સર, તમે ભારતથી આવો છો લેખક છો...અને ગ્રેટોની ગુફાઓ જોવા ગયા...ત્યાં સુધી તો બરાબર; પણ અત્યારે તમે ક્યાં જઈ રહ્યા છો તે તમે જાણો છો ને?'

'કેમ એવું પૂછો છો મુસ્તફા? તમે આટલી રાતે મને ક્યાં

લઇ જાવ છે તે નથી જાણતા શું ? રોયલ કાસીનો–ભાડું પણ તમે કહ્યું તે મેં કબૂલ કર્યું છે, અને સામે પેલું ઇલેક્ટ્રિક લાઇટમાં પોતાની હસ્તી જાહેર કરે છે–ટેકરીને મથાળે–એ દિશામાં તો આપણે જઈ રહ્યા છીએ ! ' અભયે લાંબો ખુલાસો કર્યો.

'એ તો હું જાણું છું પણ તમે ઊઠીને ત્યાં શા માટે જાવ છો ? સાચું કહેજો.'

'શો જોવા માટે, કેમ વળી ?'

'કયો શો ?'

'રોયલ કાસીનો–નૃત્ય સંગીત જાદુ એક્રોબેટિક્સ !' અભયે ગણાવવા માંડયું.

'ને જુગાર તો તમે નથી રમતા, ખરું ? અને ડ્રિન્ક્સ ? તમારું મુખ જોતાં લાગે છે કે ભાગ્યે જ તમે દારૂને અડક્યા હશો. જાતજાતના ટુરિસ્ટો આ શહેરમાં આવે છે, સર. એ લોકોના ચહેરા જોઈને કોના મનમાં કઈ મતલબ છે તે પિછાની લેવાની આદત–બૂરી આદત પડી ગઈ છે...તમે જ્યારે ગ્રેટોથી હોટલ ઉપર પાછા ફરતાં કાસીનો રોયલ જવાની વાત મૂકી ત્યારે થોડી નવાઈ લાગી હતી.'

'પરંતુ મુસ્તફા, દુનિયાભરમાં આ કાસીનો રોયલનો શો મશહૂર ગણાય છે. કહે છે કે વિએનાનું મેક્સિમ કે પેરિસનું લીડો યા તો લાસવેગાસના શો પણ એની પાસે રદબાતલ ગણાય–'

'સર, મેક્સિમ લીડો કે લાસવેગાસની મને તો કશી માહિતી નથી, હું માત્ર આ કાસીનો વિષે જાણું છું...તમને ખબર છે સર, આ આરબોનો પ્રદેશ, હજી આજ સુધી જનાનખાનાની બાનુઓ

પરપુરુષને મુખ સરખું બતાવતી ન હતી. અમારી એવી ભૂમિ ઉપર પાશ્ચિમની સંસ્કૃતિનું આક્રમણ થયું છે એમ કહીને ફ્રાન્સ કે અમેરિકાને ગાળ દેવા નથી માગતો. આજે તમે બૈરુત શહેર જોયું ને સરુ એ તો છેલ્લા બે દશકાની કરામત–અમેરિકાએ ફ્રેન્ચ અસરોને નાબૂદ કરવા અહીં બિલિયન્સ ડોલર વહેવડાવ્યા છે...અમે સૌ પૈસાદાર બન્યા છીએ...જુઓને, હું ઈમ્પાલા ચલાવું છું. મારું પોતાનું મઝાનું સગવડભર્યું એપાર્ટમેન્ટ–ઘર છે; અંદર ટેલિવિઝન અને રેફ્રીજરેટરની પણ સગવડ છે... સારું લાગે છે, મઝા પડે છે, છોકરાંઓનું તો પૂછશો જ નહિ, એ સૌની નજર એટલેન્ટિક મહાસાગરની પેલીપારની દુનિયા માટે સદાયે તલસતી રહેતી હોય છે–'

મુસ્તફા લગભગ વણથંભ્યે બોલ્યે જતો હતો. અભયને એની વાણીમાં ન સમજાય એવો વેદનાનો રણકો સંભળાયો. બૈરુતની સમૃદ્ધિની વાતો કરવા છતાં એ આમ કોની સામે ફરિયાદ કરી રહ્યો હશે ?

'પરંતુ એની પાછળ પાછળ આ જુગારખાનું પણ અમારી સામે જ ઊભું થયું. કપડાં કાઢીને હાથપગ હલાવતી છોકરીઓની તમને દયા આવશે સર, જો જો; તમે લેખક છો એટલે મારી વાત તમને સમજાશે...કંઈક બે ચાર પાંચ છોકરીઓની છાતી તમને ગુદગુદી કરે એવી ભરેલી લાગશે, બાકીની છોકરીઓ ! ખુદા માફ કરે...પૈસા ખાતર કપડાં કાઢીને બે હજાર માણસો સામે ઊભી રહે, કશીયે સમજ વિના હાથપગ હલાવે, એને તમે કલા કહેશો ? શો કહેશો ?...મેં તો સાંભળ્યું છે કે તમારા દેશમાં જમાનાઓથી સુંદર નૃત્ય થતાં આવ્યાં છે, તમારા સંગીતની તર્જો તો મને યે સાંભળવી ગમે છે...'

લગભગ એકસો રૂપિયા આ શો જોવા પાછળ અભયે બાજુએ મૂકયા હતા એ વાત એને યાદ આવી. મોંઘા એક્સ્ચેન્જમાંથી એટલી મોટી રકમ તે માત્ર આ શો જોવા માટે વાપરી નાખવાનો હતો,

કારણ કે યુરોપ-અમેરિકા ફરી આવેલા મિત્રોએ, ખાસ કરીને તો કાનજીભાઈ કાટપીટીઆએ અને સુંદરલાલ ઝુનઝુનવાલાએ એને સિફારસ કરી હતી, 'અભય, કાસીનો રોયલ તો ન જ મૂકશો-હો'

બે-પાંચ વળાંકો ચઢી મુસ્તફાની ઈમ્પાલા કાસીનો હોટલનાં પગથિયાં પાસે થંભી; ત્યાં ઊભેલા બે સુસજ્જ ચબરાક પોલિસમેને મુસ્તફાને ટેક્સી ક્યાં પાર્ક કરવી તેની સૂચના આપી અને અભય તરફ આવકારભર્યું સ્મિત વેર્યું.

'સર, શો છૂટે એટલે કે કંટાળો આવે ને ઊઠી જાવ તો માઈક ઉપર એનાઉન્સ કરાવજો, હું ઊંઘી શકતો નથી, રેડિયો સાંભળતો બેઠો હોઈશ, તુરત આવી જઈશ-' એટલી સૂચના ઝડપથી આપીને મુસ્તફાએ ઈમ્પાલા અનેક જાતજાતની અમેરિકન મેઈકની ગાડીઓની હારોમાં સરકાવી દીધી.

મુસ્તફાએ કરેલી વાતોની પકડમાંથી અભય તુરત મુક્ત થઈ ગયો. સ્કારલેટ કાર્પેટ્સથી છવાયેલો મુખ્ય ખંડ અને ચમકતા શેન્ડેલીઅર્સ તથા પોલિસ કરેલી દીવાલો સાથે બંધબેસતા થાય તેવા આંખે વાગે એવા ચકચક યુનિફોર્મ પહેરેલા છટાદાર કાસીનોના પ્રવેશકોની કુરનિશ ઝીલતો ઝીલતો અભય થીએટરવાળા ખંડમાં પ્રવેશ્યો.

ચઢ-ઊતર ત્રણ ત્રણ સ્તર ઉપર ગોઠવાયેલી મુલાયમ બેઠકો ઉપર પ્રેક્ષક સમુદાય આતુર દૃષ્ટિથી પડદો ખૂલવાની રાહ જોતો રંગરંગીન પીણાં અને તરેહ તરેહની વાનગીઓ માણતો બેઠો હતો. એક ગેલેરીની કઠેરા પાસેની બેઠક નજીક અભયને દોરી જવામાં આવ્યો. મોટા માપનું મેનું કાર્ડ ફ્રેન્ચમેન જેવા જણાતા બેરરે એની સામે ધર્યું ને પહેલાં ફ્રેન્ચમાં ને પછી અંગ્રેજીમાં અભય સાથે વાતચીત શરૂ કરી.

જ્યારે માત્ર પાઇનએપલ જ્યુસની વરદી જ અભયે આપી ત્યારે મુખ મચકોડી મેનું કાર્ડ ઉપાડી એ રવાના થયો.

છત ઉપર શેન્ડલીઅર્સના પાસાદાર કાચ તેજને ક્ષતવિક્ષત કરતી આકૃતિઓ રચતા હતા તે તરફ અભયે જોયા કર્યું. આજુબાજુનો પ્રેક્ષક સમુદાય જાણે એને માટે પારકો હતો. દુનિયાભરના ટુરિસ્ટોનો ત્યાં મેળો જામ્યો હતો છતાં લગભગ એક જ જાતભાતના એ લોકો વચ્ચે પોતે એક આઉટકાસ્ટ સમો છે એમ અભયને વર્તાવા માંડ્યું. એવી લાગણીમાંથી છૂટવા એણે બાજુમાં બેઠેલી એક દંપતી સામે જોઈને વિવેકભર્યું સ્મિત વેર્યું. યુવાને મુખ ફેરવ્યું, યુવતીએ સામું માપી માપીને એને સ્મિત પાછું આપ્યા જેવું કર્યું.

બેરર બે ગ્લાસમાં પાઈનએપલનો રસ મૂકી ગયો. અભયે ગળાને પલાળવા જેટલી ચુમક લઈને ગ્લાસ ટેબલ ઉપર પાછો મૂક્યો.

પેલાં દંપતીની આગળ બેરરે એક કંમ્પારિની બોટલ અને બે નમણા ગ્લાસ ગોઠવી દીધા. એને પેલી જાહેરખબર યાદ આવી; કમ્પારિ ધ ડ્રિન્ક–ટુ બિગિન વીથ.

પીટર સ્ટિવેસાન્ટના સફેદ–લાલ પેકેટમાંથી યુવાન યુવતિને સિગરેટ ધરી, અને એના મુખ પાસે સિગરેટ–લાઈટરની જ્યોત ધરી ત્યારે ઝાંખા થતા એ વિશાળ ખંડમાં બે પ્રણયીઓએ પરસ્પર વેરેલા સ્મિતને ખૂણે અભય નામની વ્યક્તિ માટે કટાક્ષ પણ અંકાયો હતો એમ એને લાગ્યું.

અભયનું મન ડૂબવા માંડ્યું, મુસ્તફાની વાતો એણે સાંભળ્યે જવાની જરૂર ન હતી. એ ક્યા શા માટે જઈ રહ્યો હતો એની એને આગળથી જાણ હતી જ. કાનજીભાઈ અને સુંદરલાલ ઉપરાંત

હોટલની રિસેપ્શનિસ્ટે પણ એને પૂરી માહિતી આપી હતી; ને છેક સુધી એણે મનને જ મનાવ્યું હતું કે એ પોતે કાંઈ કાનજીભાઈ અથવા તો સુંદરલાલની કક્ષાનો પ્રેક્ષક ન હતો; પોતે લેખક હતો, એણે દુનિયાની જાતજાતની તાસીર જોવી જ જોઈએ, એક સાક્ષી તરીકે.

એ દલીલ એણે મમળાવ્યા કરી, ને તે કારણે એને નિરાંત અનુભવાવા લાગી.

બે કલાક એકધારો શો ચાલ્યો. મનોમન એણે એની વિગતો નોંધ્યે રાખી. ટૂંકી વાર્તા તરીકે નહિ, ટૂંકી બાર-પંદર પ્રકરણની નવલકથા માટેની આ સામગ્રી ગણાય એવો હિસાબ પણ એને સૂઝ્યો.

ખુશબોદાર તેજીલું વાતાવરણ, રંગની ઝાકમઝોળ, રૂપ-યૌવનની માદકતા અને એ વાતાવરણના અવિભાજ્ય અંગ બની બેઠેલા પ્રેક્ષકોની પ્રસન્નતા અભયે એ બધું આત્મસાત કરતાં નક્કી કર્યે રાખ્યું કે એ પોતે નર્યો નિસ્પૃહ સાક્ષી જ બની રહ્યો હતો. મુસ્તફા કશું પૂછશે તો એને એ એવો જવાબ આપીને પોતાની નિર્દોષતા વ્યક્ત કરી શકશે.

'મને તો આશા હતી સર કે તમે પાંચ પંદર મિનિટમાં પાછા ફરશો–' બૈરુત તરફ પાછાં ફરતાં મોટરોની લાંબી કતારને કારણે ધીરી ગતિએ ઇમ્પાલા આગળ વધતી હતી. મુસ્તફાએ બોલવા માંડ્યું 'તમને મઝા પડી, ત્યારે!...'

અભય પાસે મુસ્તફાને આપવા જેવો કોઈ જવાબ ન હતો.

માર્ગમાં વળી ઈશુ ખ્રિસ્તની પેલી મૂર્તિ અભયની નજરે પડી. એ હાથ પહોળાં કરીને ભૂમધ્ય સમુદ્રને બાથ ભીડવા મથતા હોય

જાણે ! અભયે ફ્લડલાઈટમાં ઉજ્જવળ લાગતી એ મૂર્તિ સામે જોઈને કલ્પના કરી, મૂગા રહેલા મુસ્તફાને પોતાની એ કલ્પનાથી વાકેફ કરવાનું એને મન થયું, ત્યાં એ જ બોલી બેઠો, 'અમારા આરબ દેશોમાં પશ્ચિમાત્યો આ બે વસ્તુ સાથેસાથે લાવ્યા છે જાણે. એક ટેકરી ઉપર કાસીનો રોયલનું જુગારખાનું અને જ્યાફતો, બીજી બાજુ હાથ પહોળા કરી સમગ્ર માનવ–સમાજને પોતાના સીના સાથે લગાડી દેવા આતુર આ ઈશુ !...અને મઝા જુઓ લેખક મહાશય, કોઈ કોઈવાર આ મોટરોની લાંબી કતાર ઈશુની ટેકરી પાસે પણ થંભી જાય છે...તમારી જેમ ટુરિસ્ટો પેલી જીવંત વસ્ત્રવિહીન છોકરીઓના ઘાટ જુએ છે અને આ ઈશુની મૂર્તિનો પણ ઘાટ જુએ છે–મારી વાત સમજાઈ ને ?'

મુસ્તફાની વાત સમજાઈ હતી ? અભયે જાતને પૂછ્યું. કોઈ જવાબ ન મળ્યો. ઈશુની મૂર્તિ પસાર થઈ ગઈ હતી. જમણે હાથે અફાટ ભૂમધ્ય સમુદ્ર વિસ્તર્યો હતો ત્યાં કાળી ઘટા છવાયે જતી હતી, નક્ષત્રો ઝડપથી ડૂબ્યે જતા હતા.

એક સામાન્ય ટેક્સી ડ્રાઈવરમાં આવી બધી સૂઝ ક્યાંથી ? એનું આશ્ચર્ય અભયનો ક્યાંય સુધી પીછો છોડતું ન હતું.

હોટલ ઉપર પહોંચી એનો હિસાબ ચૂકવતાં બૈરુતના ચલણના બે પાઉંડ ટીપ તરીકે મુસ્તફાના હાથમાં મૂક્યા 'ગુડ બાય સર' બોલીને એણે ગાડી દોડાવી મૂકી.

લિફ્ટમેને એને સલામ કરી. હોટલના ચોથા માળ સુધી પહોંચતાં લિફ્ટમેનની ઉંઘરેટી આંખમાં નવું ચેતન ઝબકતું અભયે કલ્પ્યું; મુસ્તફાને બે પાઉંડની ટીપ આપતાં એણે નોંધ લીધી હશે તે કારણે એના મનમાં પણ અપેક્ષા જાગી હોય–અભયે કલ્પનાને આગળ વધારી.

'મુસ્તફા,! સારાયે બૈરુતમાં તમને એનો જોટો નહિ મળે, સર...જેરુસલેમમાં ટીચર હતો...ટીચર એટલે કે પ્રોફેસર, ત્યાંથી નીકળી આવવું પડ્યું...હવે ટેક્સી ચલાવે છે સર...નેક આદમી, શરાબ નહિ; પારકી સ્ત્રી સામે નજર નહિ...મશ્કરીમાં અમે તો એને બૈરુતનો ગાંધી પણ કહી દઈએ સર...'

લથડતી ચાલે અભયે રૂમ ખોલ્યો–'મિડિયોકર, મિડિયોકર જ વળી!' બંધ રૂમમાંથી જાણે પડઘા ઊઠ્યા!!

૨૩

# ક્રોસ કનેક્શન

'અને પછી તો વિજય સાહિત્યની ચર્ચાને નામે મોટું મીંડું–'

'એ તો હું વર્ષોથી કહેતો આવ્યો છું. દેસાઈ સાહેબ, નાહકના પરિષદના નામે જલસા કરો છો, એ કરતાં–'

'શું કહેવા જતા હતા વિજય ?'

'એમ કે નવોદિત લેખકો માટે–શબ્દ બરાબર છે ?'

'કોને ખબર...એક વિવેચકે તો નવાગંતુક શબ્દ વાપરેલો નવાઓ માટે.'

'એનો શો અર્થ ? આગંતુક એટલે તો ઘુસી ગયેલા, નહિ ?...' તમે તો હસો છો દેસાઈ ?'

'નવા નવા ઘુસી ગયેલા, સાહિત્યના ક્ષેત્રમાં છીંડું પાડ્યું હોય, પેલા સદ્ધર અને નિવડેલાઓની રજા સિવાય તે બધા નવાગંતુક.'

'ટ્રેસપાસર્સ વીલ બી પ્રોસિક્યુટેડ એવું બોર્ડ પરિષદના દરેક અધિવેશન વેળા પ્રવેશદ્વાર ઉપર ટીંગાડવું જોઈએ, નહિ?...કોણ? કોણ વચમાં ડિસ્ટર્બ કરે છે આ?'

'ક્રોસકનેક્શન આવી ગયું લાગે છે જેન્ટલમેન પ્લીઝ ડોન્ટ ડિસ્ટર્બ...પ્લીઝ...'

'એ એની ટક ટક બંધ નહિ કરે દેસાઈ, જ્યાં સુધી તમે લાઈન નહિ મૂકી દો ત્યાં સુધી ઝંપવા નહિ દે, આગંતુક ઈન્ટ્રુડર્સ... કોણ? હુ ઈઝ ધેર? હુ સેઇડ શટ અપ? યુ બેટર શટ અપ–'

'એય વિજય કોઈ લેડીનો અવાજ છે, યાર, કુમાશથી બોલ. બી સ્વીટ ટુ હર...વિલ યુ પ્લીઝ સ્ટોપડિસ્ટર્બીંગ અસ મેડમ?'

'લો સાંભળો કોઈ બજ્જાત લાગે છે. અને સ્કાઉન્ડ્રેલ કહેનારની તો જીભજ ખેંચી નાખું...ઓહ માય ડીઅર લેડી, વીલ યુ પ્લીઝ... આહ! ટક ટક ટક! એના વર સાથે પણ આમ ટક ટક ટક કરતી હશે આ બાઈ–'

'અને એ અત્યારે ઓફિસે ગયો હશે બિચારો તેનું વેર આપણા ઉપર વાળે છે. વોટ! વોટ ડીડ યુ સે? વિ આર ટોકીંગ નોનસેન્સ? ધેટ ઈઝ નંન ઓફ યોર બીઝનેસ વીલ યુ પ્લીઝ શટ અપ.

'દેસાઈ હિન્દુસ્તાની પણ સાફ બોલે છે. આ મહિલા.'

'અવાજ પણ સાવ ખોટો નથી.'

'મીઠો છે, એમ કહેવું હતું ને?... લો સાંભળો એમનો મીઠો અવાજ...હમને આપકા ક્યા ખરાબ કિયા હૈ મે'મ સા'બ, આપ ખામોશ હો જાઈએના? ઠીક હૈ સમજીએ ન હમ લોગ ફાલતુ

બાતે હિ કર રહે હૈ મગર ટેલિફોન કંપની ડઝ નોટ બિલોન્ગ ટુ યોર હાઈનેસ...

'એમની જેમ તમે શા માટે રફ લેન્ગવેજ વાપરો છો વિજય? જો હું એને ઠેકાણે લાવું છું તમે ચૂપચાપ સાંભળ્યા કરો...લીસન યંગ લેડી...'

એટલું બોલીને મેં એ 'યંગ લેડી' ને ઠંડી પાડવા પ્રયત્ન કર્યો, પણ મારી મીઠી સમજાવટ ભરી ભાષા છતાં એણે તે રફ લેન્ગવેજ અને વચ્ચે ઉર્દુ મિશ્રિત હિંદીમાં સંભળાવ્યે રાખી. અમે અવિવેકી છીએ, ઉદ્ધત છીએ, સ્ત્રીઓ સાથે કેમ બોલવું એનું ભાન નથી, એટલું બોલીને પતાવ્યું હોત તો તો એને ન ગણકારત પણ પછી એલફેલ સંભળાવવા માંડયું. વિજયે 'બજ્જાત' શબ્દ વાપરેલો એ તે ભૂલી શકતી ન હતી. એનું વેર વાળતી હોય તેમ સ્કાઉન્ડ્રલ, સ્વાઈન, નોટોરિયસ, ફિલ્થીની સાથે સાથે બત્તમીઝ જેવા વિશેષણો પણ સંભળાવી દીધાં.

વાંક અમારો ન હતો. કલકત્તાની ટેલિફોન એસ્ટેટમાં ધરખમ અવ્યવસ્થા ચાલ્યા કરે, ગમે ત્યારે ધંધાની સામાજિક સેવાની, રાજકારણની આંટીઘૂંટીની કે પ્રેમની વાતો ચાલતી હોય ત્યાં ક્રોસકનેક્શન વિના રજાએ લાગુ પડી જાય ને પછી જુઓ આફત! એ મહિલાને મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે વાંક કોઈનો પણ હોય તો તે રેઢિયાળ ટેલિફોન સીસ્ટમનો છે, પણ તર્કભરી વાતો સાંભળે તો પછી એ 'મહિલા" શેની? મારાથી ન રહેવાયું ને છેવટે મેં ચેલેન્જ ફેંકી કહી દીધું. આમ છૂપા છૂપા ગાળાગાળી કરો છો, હિમ્મત હોય તો સાંજના સાડાચારને પાંચની વચ્ચે પાર્ક સ્ટ્રીટના સ્કાયરૂમ રેસ્ટોરાંમાં મળજો. મારું નામ છે. શિરીષ દેસાઈ. લાઈટ

ગ્રેપેન્ટ અને રે સીલ્કનો બુશશર્ટ પહેર્યો હશે, ચશ્માની ફ્રેમ કાળી ચટાક છે. દેખાવમાં તમારી નજર આકર્ષી શકું એટલો હેન્ડસમ છું, ઉંચાઈ પાંચને આઠ ઇંચ...અરે હા, પરણ્યા હો તો તમારા રક્ષણ માટે તમારા સ્વામીને લઈને કુંવારા હો તો તમારી સુટરને અથવા તમારા જેવી લાંબી જીભવાળી તમારી બે પાંચ સાહેલીઓને લઈ ને, અને આધેડ વયના હોતો તમારી જુવાન પુત્રીને લઈને આવજો, એકલાં આવતાં ડર લાગતો હોય તો, મારા ખર્ચે તમારી આખીયે ટોળીને હું ચા-નાસ્તો કરાવીશ. અને સૌજન્ય કોને કહેવાય, ભારતીય નારીએ વિવેકપુર: સર કેમ વર્તવું જોઈએ. તે અંગે બે શબ્દો સંભળાવીશ. હા, હા હિમ્મત હોય તો આવજો, પાંચ વાગ્યા સુધી રાહ જોઈશ. સ્કાયરૂમમાં......"

જોરથી મેં રિસિવર ટેકણ ઉપર મૂકી દીધું. એની સાથેની બરછટ વાતોનો ઉશ્કેરાટ હજી સમાતો ન હતો. થોડો ઠંડો પડ્યા પછી ફરીથી મેં વિજયને ફોન કર્યો, મારી સ્કીમ અડધી પડધી એણે સાંભળી હતી. મેં એને ફરીથી વિગતો આપીને આમંત્રણ પણ આપ્યું. તમે પણ આવી જજો. એનામાં હિંમત હશે તો આવશે ને જામશે.

પણ વિજયે ના ભણી, 'મને એ ટાઈમ સુટેબલ નથી. સાત વાગ્યા સુધી ઑફિસમાં બેસવું પડે એવું છે. ઉપરાંત દેસાઈ, એ નહિ આવે. આમ છુપાઈને ગાળો દેવાની જેને ફાવટ હોય એ મોકળા મેદાનમાં ઝખ મારવા આવે. અને કદાચ આવે તો તમારા એ એન-કાઉન્ટરની વિગતો કાલે સંભળાવજો.

ચાર વાગ્યા સુધી તો કામમાં ગળાડૂબ હતો. સવાચારે છેલ્લી ટપાલમાં સહી કરી, ટોયલેટમાં જઈ દર્પણમાં જોઈને વાળ સરખા કર્યા, મેનેજરને આવવાની સૂચનાઓ પતાવી હું નીકળી પડ્યો.

એ કેવી હશે? યુવાન, આધેડ કે કિશોરી? એવી કલ્પનાને જાણી જોઈ ને મેં તુરત તો હસ્તક્ષેપ કરવા ન દીધો. એની પેલી ‘ રફ લેન્ગવેજ’ હજી કાનમાં ભણકારા જગવતી હતી. મેં એને કહેલા તે શબ્દો મને પણ યાદ આવી ગયા...મારી પત્ની આવી ભાષા વાપરે તો હું એને ડાયવૉર્સ આપી દઉં, મારી દીકરી કોન્વેન્ટમાં ભણીને અંગ્રેજી ભાષાના આજ શબ્દો વાપરતી હોય તો કોઈ કોન્વેન્ટમાં એને નન બનવાની ફરજ પાડું...’ ને એ કેવું બોલી ગઈ હતી? હું તમારી પત્ની હોઉં તો તમે આપઘાત કરો તે હું જોઉં..."આઈ વુડ સી ધેટ યુ કમિટ સ્યુસાઈડ...’ શું ધડ ધડ અંગ્રેજી બોલતી હતી."

સ્ફાયરૂમ લગભગ ખાલી હતું. પ્રવેશતાં વાર નજરે પડું એ રીતે બારણાં પાસેના ટેબલ ઉપર જ હું ગોઠવાયો. ઘડિયાળમાં જોયું તો હજી ચારને ચાલીસ થઈ હતી. દસ મિનિટ મોડો પડ્યો તે દરમ્યાન આવીને એ ચાલી તો નહિ ગઈ હોયને એવી વિમાસણ પણ મેં અનુભવી.

પછી તો એ વિમાસણ અપેક્ષામાં પરિણમવા માંડી! અપેક્ષા, ઈંતેઝાર!! મને નવાઈ લાગી, નવરું પડેલું મન જાતજાતની કલ્પનાએ ચઢ્યું. નવયુવાન તો હશે જ, અને કદાચ યુવતિ પણ. રૂપવતી નહિ હોય તો પણ સ્માર્ટ તો હોવી જ જોઈએ, આવી જડએસલાક, ધાણી ફુટે તેવી ભાષા બોલનારી યુવતિનો ‘ ગેટ અપ ’ સાવ સામાન્ય તો નહિ જ હોય. મેં મારા બુશશર્ટ ઉપર પડી ગયેલી કરચલી સામે જોયું. ઑફિસના કબાટમાં પડેલાં કપડાં બદલીને નીકળ્યો હોત તો સારું હતું,...પણ એને એંધાણ આપ્યું હતું કે રૉ સીલ્કનો બુશશર્ટ પહેર્યો છે, એટલે પછી...? અને પેન્ટ તો ઢીંચણ પાસેથી કેવું થઈ ગયું છે? જોતાંવાર સારી છાપ ન

પણ ખરું. પણ એની પેલી દીકરીનું ધ્યાન સામેના ખૂણાવાળા ટેબલમાં ગૂસપૂસ કરતી ત્રણ યુવતિઓ તરફ ચોંટેલું હોય એમ લાગ્યું.

ના; આ પણ નહિ, મને ખાતરી થઈ.

ઘડિયાળ પાંચમાં ત્રણ મિનિટ બતાવતી હતી. હું લગભગ અધીરો બની ચૂક્યો હતો. મને લાગવા માંડ્યું કે બાઈ છેવટે કાયર નીકળી, પણ બીજી જ ક્ષણે એક નવો પ્રશ્ન સળવળ્યો. ઓફિસમાં એ કામ કરતી હોય વળી પાંચ વાગ્યા સુધીમાં તો ક્યાંથી અહીં આવી શકે? મેં પણ સાઠાચારથી પાંચનો ટાઈમ સૂચવ્યો તે ભૂલ કરી ગણાય. કલાક મોડો રાખ્યો હોય તો કદાચ...પરંતુ તો તો ઓફિસો છુટ્યા પછી કોઈનું કોઈ ઓળખીતું સ્કાયરૂમમાં ચઢી આવે ને એસ. એમ. દેસાઇ પ્રાઈવેટ લીમીટેડના પ્રોપ્રાયટર શિરીષ દેસાઈને ઓળખનારો ઘણો મોટો વર્ગ કલકત્તામાં વસતો હતો જ. એટલે આમ તો આ સમય જ સલામત ગણાય.

સલામત? શેને માટે સલામતી જોઈતી હતી મારે? અણગમતા એ પ્રશ્નને મેં રૂંધવા માંડ્યો ત્યાં વળી પેલું દ્વાર ખુલ્યું બે ગુજરાતી છોકરીઓએ પ્રવેશ કર્યો, સાથે કોઈ મુંબઈગરો હોય તેવો મોટી ઉમ્મરનો પુરુષ હતો, સ્હેજ સ્થૂળ અને બેડોળ! છોકરીઓમાંથી એકને તો હું જાણે ઓળખતો હતો. સુધા પાસે એની મા અવારનવાર આવતી, મને થયું કે કદાચ–પણ ના રે, એવું સાફ અંગ્રેજી, એવું હિંદી આ ગુજરાતી છોકરીને ક્યાંથી આવડે? અને એણે મારી સામે જોયું પણ ન હતું. પેલા મહેમાન જેવા લાગતા સદ્‌ગૃહસ્થની આજુબાજુ બન્ને બેસી ગઈ અને વેઈટરને બોલાવીને ગોખી રાખ્યો હોય તે રીતે ઓર્ડર આપ્યો.

તે પછીની દોઢ મિનિટમાં બીજી પણ પાંચ સાત વ્યક્તિઓ

રેસ્ટોરાંમાં ઘૂસી. એક યુગલ હતું, બે યુવાનોને એક યુવતિ હતાં, બે યુવતિઓ હતી, એક ગોરી એક શામળી...પણ પેલી વ્યક્તિ ક્યાં? બધાંની નજરે પડું એ રીતે તો હું બેઠો જ હતો, એટલે કે પછી મારું મન એવી ઉશ્કેરાટ ભરી સ્થિતિમાં હતું તે કારણે, ગમે તેમ પણ, મને લાગવા માંડ્યું કે એ બધી આંખો મને જ જોયા કરતી હતી.

એવી ભ્રમણામાંથી છુટવા માંગતો હોઉં તે રીતે મેં લગભગ બે ત્રણ ઘુંટડે ચાનો કપ પૂરો કર્યો, બેરરને બોલાવીને બીલ માંગ્યું. ઘડિયાળમાં પાંચ ઉપર સાતેક મિનિટ પસાર થઈ ચૂકી હતી. ખીસામાંથી પાકિટ કાઢી, દસની નોટ આંગળીઓ વચ્ચે રમાડતો હું બેરરની રાહ જોતો હતો ત્યાં મને અણસારો પહોંચ્યો કે વળી પ્રવેશ દ્વાર ખુલ્યું પણ મેં એ તરફ ન જોયું બે પાંચ સેકન્ડ પછી મને લાગ્યું કે કોઈ મારી તરફ જ આવી રહ્યું છે. મને એવો પણ અણસારો જ પહોંચ્યો ને મેં મનને માર્યું, ના એ તરફ નથી જોવું. કદાચ પેલી વ્યક્તિ જ હશે તો તો સામે આવી ને બેસશે જ ને...

ને સામે આવી ને કોઈ બેઠું.

મેં નજર ફેરવી...ઓરે! આ અહીં ક્યાંથી? મારા મુખ ઉપર આશ્ચર્ય ભાવ ઘણો બોલકણો બની ગયો હોવો જોઈએ. એટલે તો શ્વાસ સમાતો ન હતો છતાં સુધા બોલી ઊઠી, 'કેમ, મને જોઈને આટલી નવાઈ શાથી?'

પેલા આશ્ચર્ય ભાવને આટોપી લેવા મારો મરણીઓ પ્રયત્ન ચાલતો હતો ને એણે બોલવા માંડ્યું, 'છેક સવાચારે ખબર પડે કે અહીં સાડાચાર અને પાંચની વચ્ચે પહોંચવાનું છે, પછી શું

થાય ? કપડાં બદલું, ટેક્સી મળે, અને બાલીગંજથી પાર્ક સ્ટ્રીટ પહોંચતાં વખત તો લાગે જ ને...? એણે મને કહ્યું પણ ખરું કે'

'એણે ?!' મેં માંડમાંડ પૂછ્યું.

'તમે જે અંગ્રેજી ઓફિસમાં ગયા હતા ને મને ફોન કરવા પ્રયત્ન કર્યો પણ ફોન એન્ગેજ આવતો હતો એટલે... બધી જ માહિતી મારે તમને આપવાની છે ? સ્ત્રી મંડળનું ઈલેકશન છે તેથી ઉપરા-ઉપરી મિસિસ મહેતા ને યશોદાબહેનને માનવંતીના ફોન આવ્યા, એક મૂકું જ બીજો... એણે બિચારીએ મને કહ્યું પણ ખરું કે મિસિસ દેસાઈ, દેસાઈ સાહેબે પંદર મિનિટ અમારી ઓફિસમાંથી તમને ફોન જોડવા પ્રયત્ન કર્યો...'

સુધા બોલ્યે જતી હતી, હું સાંભળ્યે જતો હતો. મને એની સારી યે રમતની કડીઓ મળવા માંડી. કુબુદ્ધિ સૂઝી તે મેં એને મારી ઓફિસનું નામ નંબર આપ્યાં એણે ફોન ડીરેક્ટરીમાં જોઈને મારા ઘરના નંબરની ભાળ મેળવી હશે !!

'—પણ ફોન એન્ગેજ આવતો હતો એટલે મને તમારો નંબર આપ્યો અને સંદેશો આપ્યો છે કે ચા પાણી સ્કાયરૂમમાં કરીને સાડા પાંચના શોમાં જવાનું હોઈને તમે બરાબર સાડા ચાર ને પાંચની વચ્ચે ત્યાં પહોંચી જજો... તે હેં તમે તો હિંદી પિક્ચર કોઈ દિવસ જોતા નથી, ને આજે વળી 'દિલને ફીર ચિલ્લાયા' જોવાનું ક્યાંથી મન થઈ આવ્યું ?'

'દિલને ફીર ચિલ્લાયા ? એવું કોઈ હિંદી ચિત્રનું નામ છે ?' મારાથી સાશ્ચર્ય પૂછી જવાયું.

'નહિ, ત્યારે પેલા બ્હેને મને નામ પણ આપ્યું કે શેફ્રસી સીનેમામાં શેફ્રસીમાં જ ને ?—'

મારી નજર રેસ્ટોરામાં બધી જ દિશાઓમાં ફરી વળી સામેનાં કે બાજુનાં ટેબલોની આજુબાજુ બેઠેલી કોઈ એક વ્યક્તિ આ પરિસ્થિતિ નિહાળી રહી હશે એવી કલ્પના મને આવી. સુધાએ પૂછેલા પ્રશ્નોના મારી પાસે કોઈ જવાબ નહોતો પત્નીને ગમતી વાનગીઓનો મેં યંત્રવત ઓર્ડર આપ્યો. મારી નજર અને એથી યે વધુ મારું મન પેલી છદ્મનારીને શોધી રહ્યું હતું.

બીજે દિવસે વળી રોજને સમયે લગભગ લન્ચઅવરમાં વિજયનો ફોન આવ્યો.

વાંચ્યું જન્મભૂમિ ! સાહિત્ય પરિષદના અધિવેશનની તો કોઈએ ખરી ઉડાવી છે. પણ ભલાએ, પોતાનું નામ કેમ જાહેર કર્યું નહિ હોય ? કોણ હશે, શું ધારો છો ?

એમણે શું પૂછ્યું તે ભૂલીને મેં એમને સામે પૂછ્યું કોણ હશે એ છદ્મવેશી ?

તમે કોની વાત કરો છો ?

ટેલિફોન ઉપર તો કેટલી વાત કરી શકાય ? હું બેચેન બની ગયો હતો. આવી રીતે મને કોઈ બનાવી જાય તે સ્હેવાતું ન હતું છતાંયે રહીને એ વ્યક્તિની સંયોજનશક્તિ માટે માન ઉત્પન્ન થયે જતું હતું.

ઓફીસેથી પાછાં ફરતાં વિજયને ઓફીસેથી ઉપાડયો, સ્કાયરૂમમાં જ ફરીથી પેલા જ ટેબલ ઉપર એની સાથે હું ગોઠવાયો ને માંડીને બધી વાત કરી.

'તમને મારા ઉપર તો વહેમ નથી જ. શિરીષ ભાઈ? 'મારી ફજેતીની વાત સાંભળી દિલ ખોલીને હસી લેતાં વિજયે પૂછ્યું.

'એવું તમે કર્યું હોત તો તમે પકડાઈ જાત વિજય અને... અને...'

'અને શું?'

'હું તમને માફ ન કરત.'

વિજય વિચારમાં પડી ગયો હોય એમ મને લાગ્યું. મેં પૂછ્યું: 'શું વિચારો છો?'

'એમ કે આતો પેલી નવલિકા જેવું બની ગયું.'

'કયી નવલિકા?'

'ગોવાલણી! યાદ છે આપણે ભણતા હતા ત્યારે?

'બરાબર યાદ છે પણ વિજય એ વાર્તાનાં અંતમાં અને આ બનાવના અંતમાં જો અંત એને ગણી શકાય તો બહુ મોટો ફરક છે?'

'એ કયી રીતે?'

'પેલી ગોવાલણી તો શહેરમાં જઈને જાતે ચંડિકાને દોરી લાવી હતી જ. બિચારા મલયાનિલનો નાયક છોભીલો પડી ગયો હતો. જ્યારે આ કહાણીને અંતે તો?—'

'તો?'

'હું એ છદ્મવેશિણીનો સાહિત્યની ભાષામાં સાચો શબ્દ નહિ ગણાય કદાચ છતાં એજ વાપરવા માગું છું–એ છદ્મવેશિણીના પ્રેમમાં પડયો છું….'

તે રોજ ને રોજ ફરીથી પેલું ક્રોસ કનેકશન થાય એની ઝંખના સાથે હું રીસીવર ઉપાડીને જાત જાતના નંબરોના ડાયલ કર્યે જાઉં છું કર્યે જાઉં છું'

## ૨૪

# ત્રિઅંકી

**રાતના** લગભગ સવા અગિયાર વાગ્યા હશે. પરિમલે અંદાજ બાંધ્યો. પુસ્તક એણે બંધ કર્યું. પડયાં પડયાં જ ટેબલ લેમ્પ સ્વીચ-ઑફ કર્યો અને એક છેડે માધવીએ વાળીને મૂકેલી શાલ પગથી જ ખેંચીને એણે ઓઢી લીધી.

મનોમન એણે અંદાજ બાંધ્યો. માધવી ને મિલન હવે પાછાં ફરવાની તૈયારીમાં હશે. જયરામનને ત્યાં પાર્ટી લગભગ પતી ગઈ હશે છતાં એની ટેવ પ્રમાણે મિલન છેક સુધી ગપ્પાં હાંકતો બેઠો હશે. માધવી ઈશારો કરી કરીને થાકી હશે. કદાચ સ્પષ્ટપણે મિલ-નના કાનમાં કહી પણ દીધું હશે, ' ઘેર મહેમાન છે, છોકરાં એમને ભરોસે મૂકીને આવ્યાં છીએ, અને બીચારા મામાસાહેબ ! એમની ઊંઘ તો તું જાણે છે મિલન. લેચ-કી ફરતી હોય તો પણ એટલા અણસારેય એ વડીલ જાગી જવાના અને પૂછવાના, ' મિલન કેમ મોડું થયું આટલું ? '

માધવી પોતાને હજી મહેમાન ગણતી હતી. પરિમલે અંધારામાં હસી લીધું. દર બેઅઢી મહિને ઓચિંતો વહેલી સવારે એ ટપકી જ પડતો હોય, 'આવી ગયો છું, મામાસાહેબ,' કરતો ને પોતાનાં બેગ-બિસ્ત્રો ત્રણ માળ સુધી ઊંચકીને સહેજ હાંફતો હાંફતો પહેલો વિસામો મામાજીના પલંગની ધારે બેસીને જ એ લે. મિલનની તો ઊંઘ હજી ઊડી ન હોય ને એ એના શયનખંડને બારણે ટકોરો મારે, 'માધવી તારા વરને ઉઠાડ, કહેજે કે અમદાવાદી પોળનો ચેવડો આવ્યો છે! ને આપણે ચા પીશું—'

કેવી આત્મીયતા બંધાઈ ગઈ હતી આ ઘર સાથે! 'કાકા આવ્યા,' 'કાકા આવ્યા,' કરતાં લવંગી અને લલ્લુ એને બાઝી પડતાં. ને મામાસાહેબ વડોદરાની વાતોથી શરૂ કરીને ગુજરાત સરકારના હાલહવાલ પૂછી લે-રોજ 'મુંબઈ સમાચાર'માં વાંચવાનું વાંચ્યું જ હોય છતાં-ત્યાં માધવી ટ્રેમાં ચા લઈને આવે, 'કેમ છો પરિમલ! ઘેર સૌ મઝામાં? આ વખતે પણ એકલા જ આવ્યા? પ્રીતિ શું કરે છે? પિલ્લુની પરીક્ષા ક્યારે?' એ જ દર વખતના નક્કી કરેલા પ્રશ્નો, જવાબ આપવાની જરૂર નહિ, માધવીને પણ તે સાંભળવાની અપેક્ષા નહિ. એ એને કામે લાગી જાય. 'ટાઈમ્સ' અડધું વંચાયું હોય ત્યાં છાપાં ઉપર ઝાપટ પડે ને સાથે સાથે બરડે ધબ્બો, 'સ્સાલા, મફતીઆ, આવી પહોંચ્યો પાછો! આવા ક્લોઝિનિંગના દિવસોમાં ભીડ કરવા? માધવીને મેં કહ્યું છે આ વખતે બિલ બનાવીને હાથમાં પકડાવી દેજે. તારે શી ખોટ છે. હોટલમાં ગિનર્યો'તો, એમ સમજજે. કંપની એકાઉન્ટમાં એન્ટ્રી નાખી દેજે—' ને હજાર જાતની કામની ન કામની વાતો...

પરિમલને લાગ્યું કે હવે બેપાંચ સેકન્ડમાં ઊંઘ આવી સમજો; ને એને ધરાઈને ઊંઘવું હતું. આગલી રાતે ટ્રેનમાં બરાબર ઊંઘાયું

ન હતું, દિવસ દરમિયાન સારી રખડપટ્ટી પહોંચી હતી...વળી એક મોટું બગાસું ને–

ત્યાં એણે ધબાકો સાંભળ્યો. કોઈ ભોંય પડયું હોય તેવો. સફાળો એ ઊભો થયો ને રૂમની બહાર દોડયો. પડાળીમાં બાથરૂમ પાસે મામાસાહેબને ભોંય ફસડાઈ પડેલા એણે જોયા. 'શું થયું મામાસાહેબ?' કરતો ને એ એમની પાસે પહોંચી ગયો. નીચા વળીને એમને એણે બેઠા થવા ટેકો આપવા માંડયો, ત્યાં એ ગરજ્યા, 'આઘો રહે પરિમલ...આઘો રહે...ડૉન્ટ ટચ મી...' 'પણ મામાસાહેબ...' જમીન સરસા લંબાઈ ચૂકેલા એમના જર્જરિત ધ્રૂજતા શરીરને ટેકાની જરૂર હતી. એમના વિરોધને ન ગણકારતાં પરિમલે તળે હાથ નાખીને સૌ પહેલાં માથાને 'સપોર્ટ' આપ્યો, ત્યાં તો એ ધ્રૂજતાં થાકેલા પણ કડક અવાજે વળી બોલ્યા–એમાં ન ખાળી શકાય તેવો આજ્ઞાનો રણકો હતો– 'આઈ ટોલ્ડ યુ, ડૉન્ટ ટચ મી, મને પડી રહેવા દે...હું...હું જાતે જ ઊભો થઉં છું.'

પિશાબ માટે મામાસાહેબ ઊઠયા હશે, અને લપસણી ફરસબંધીમાં કદાચ લપસી ગયા હશે, પરિમલને સમજાયું. પણ આવો વિરોધ શા માટે? કિંકર્તવ્યમૂઢ બનીને એ ઊભો રહ્યો. મામાસાહેબ ધીરે ધીરે પહેલાં બેઠા થયા. પછી ભીંતનો ટેકો લઈને ઊભા થયા. 'યુ બેટર ગો ટુ સ્લીપ...' પહેલાં કરતાં કંઈક વધુ સ્થિર અવાજે અને ઓછી કડકાઈથી એમણે પરિમલને સૂચન કર્યું. પણ પરિમલ ત્યાં જ ઊભો રહ્યો. મામાસાહેબે બાથરૂમના હેન્ડલ ઉપર હાથ મૂકયો, જોરથી તે દબાવ્યું. એક પગલું, બીજું પગલું, ને વળી એ ફસડાઈને ભોંય પડી ગયા. માથું જમીન સાથે અથડાય તે પહેલાં પરિમલે એમને ઝાલી લીધા. 'શું થાય છે મામાસાહેબ?... હું ઝાલી રાખું છું. મારો સંકોચ ન રાખશો. તમે...તમે પતાવી લોને...'

'વ્હોટ ડુ યુ ટેઈક મી ફોર? એન ઈન્વેલીડ? છટ્...તને કહ્યું ને કે તું જા.'

પોતાના પલંગ સુધી પાછાં ફરતાં મામાસાહેબ તે પછી વળી એક વાર પડી ગયા. પરિમલે એમના વિરોધને ન ગણકાર્યો. એમના સખત શબ્દો–લગભગ અપમાનજનક શબ્દો–છતાં એણે એમને બે હાથે ઊંચકી જ લીધા. માંડ એકસો દસપંદર રતલ વજન હશે એમનું, એણે અંદાજ બાંધ્યો, ને ધીરે ધીરે એમના પલંગ સુધી પહોંચ્યો, સુવાડ્યા, ઉપર ઓરાઢ્યું, પૂછ્યું, 'કંઈ આપું મામાસાહેબ? પાણી?... હવે ઠીક લાગે છે?' 'આઈ એમ પરફેક્ટલી ઓલ રાઈટ, ડોન્ટ બોધર મી...' એમણે પાસું ફેરવ્યું.

બાજુની ખુરસીમાં પરિમલ બેસી રહ્યો. એને નવાઈ લાગી. મનોમન એ થોડો સમસમી રહ્યો. વયોવૃદ્ધ માણસની આ તે કેવી વર્તણુક! પંચોતેર વર્ષ થયાં હશે, નહિ? મિલને વાતવાતમાં એ ખ્યાલ આપ્યો હતો. એના મોસાળ પક્ષમાં એ જ માત્ર એક હયાત હતા! ક્યારેય એણે એમની બાબતમાં કંઈ જાણવા પ્રયત્ન કર્યો ન હતો. તો પછી મિલનની સાથે શા માટે રહેતા હશે? વર્ષોથી એમને પરિમલે આ રીતે જ જોયા છે, અહીં, મુંબઈમાં જ! કશું યે કામ એમણે કર્યું હોય તો એની પરિમલને ખાસ માહિતી ન હતી. પહોળો પાયજામો અને પહેરણ એ ઘરમાં પહેરતા, ઇસ્ત્રીબંધ! એ ભાગ્યે ઘરની બહાર પગ મૂકતા, પણ બહાર જ્યારે જાય ત્યારે પૂરો સૂટ એ ચઢાવતા; નેકટાઈ જ નહિ, કોટની તળે વેઈસ્ટ કોટ પણ ખરો જ, અને માથે હેટ, હાથમાં પાતળી ઘાટીલી સ્ટીક!

ઘરમાં બેઠાં બેઠાં એ વાંચ્યા કરે, ગમે તે કશું વાંચ્યા કરે. દોસ્તોએવ્સ્કી અને પાસ્તરનાકથી માંડીને ઈલિયટ કે ડીલોન, બોદ્લેર કે ઓડન, અરે રિલ્કેની કવિતા ઉપર તો ભાષ્ય લખી

એટલો એમનો ઊંડો અભ્યાસ હતો. પણ તાજેતરમાં 'ગોલ્ડફીન્ગર' અને 'કાસીનો રોયલ' પણ એમણે એક જ દિવસમાં પૂરી કરી હતી એમ મોટી ચિરૂટમાંથી ઊંડો દમ ખેંચતાં હમણાં સાંજે જ એમણે પરિમલને માહિતી આપી હતી. 'તમે ગમે તેમ કહો પણ વાત કહેતાં તો ઈયાન ફ્લેમિંગને જ આવડે છે–બીજા બધાં ઠીક. પેરી મેસનમાં હવે આગળ જેવી મઝા નથી પડતી...એને આગાથા ઈઝ સ્ટીલ કેશિંગ ઓન ધ ઓલ્ડ ફોર્મ્યુલા...નાઉ આઈ કેન પીન-પૉઈન્ટ હર મર્ડરર્સ !'

ત્રણ વાકયમાં બે વાક્ય અંગ્રેજી ! ને એનું એમને કેવું અભિમાન ! !

પરિમલને લાગ્યું કે હજી એમને ઊંઘ નથી આવતી, વારંવાર એ પાસાં ઘસે છે. પણ કશું પૂછવા જશે તો વળી બુઢ્ઢો કંઈક સંભળાવશે. હા એના મનમાં 'બુઢ્ઢો' વિશેષણ જ ઝબક્યું, ઝાટકણી કાઢતા એમના પેલા કડક શબ્દો એનાથી ભુલાતા ન હતા.

ત્યાં લેચ–કી ફરી. ધીરે પગલે, આગળ માધવી ને પાછળ પાછળ મિલન કૉરીડૉરમાં એમના શયનખંડ તરફ જતાં હતાં; પરિમલે ધાર્યું, હમણાં મામાસાહેબ ટકોર કરશે, 'કેમ આટલું મોડું થયું મિલુ ?' પણ એ કશું ન બોલ્યા.

પરિમલ ઊભો થયો, બારણું વાસી દે તે પહેલાં એ મિલન–માધવી પાસે પહોંચી ગયો. જે કાંઈ બની ગયું હતું–મામાસાહેબના કડક શબ્દો સિવાયનું–તે એ બોલી ગયો. બન્નેનાં મુખ ચિંતાતુર બની ગયાં. મિલન ઝડપથી મામાસાહેબ પાસે પહોંચી ગયો: ખબર પૂછી ડૉકટરને બોલાવી લઉં, એમ પણ સૂચવ્યું. પરંતુ મામા-

સાહેબનો એક જ જવાબ અને એ જ પેલો કડક સૂર, 'યુ બેટર ગો ટુ સ્લીપ, એન્ડ આસ્ક યોર ફ્રેન્ડ નોટ ટુ બોધર મી...'

બીજે દિવસે લન્ચ અવરમાં પરિમલ ને મિલન એની કેબિનમાં ભેગા થઈ ગયા. એ ગંભીર બની ગયો હતો. મિલન અને ગાંભીર્યને બાપજન્મારાનું વેર એમ સૌ ટોળમાં કહેતા; હંમેશાં હસતો હસાવતો, ફેંકાફેંક કર્યે જતો મિલન આજે ચૂપચાપ કૉફી પીતો હતો. એ કશું કહેવા માગતો હતો. પણ પરિમલના પૂછવાની જાણે રાહ જોતો હતો.'

'શું થયું છે મિલન? આમ કેમ?' પરિમલે શરૂઆત કરી.

'એમને લો બ્લડ પ્રેશર છે. ના છતાં ડૉક્ટરને પછી બોલાવી લાવ્યો. સંભાળ રાખવાની છે પણ એ સંભાળ રાખવા દેશે નહિ...' થી એણે શરૂઆત કરી અને પછી તો એણે જ બોલ્યા કર્યું ને પરિમલે સાંભળ્યા કર્યું.

'...ફ્રસ્ટ્રેટેડ માણસ છે, પહેલેથી જ...એટલે કે જ્યારથી હું સમજણો થયો ત્યારથી એમને આ રીતે જોઉં છું. બા કેટલી બધી વાતો કરે. એને માટે એમને ભારોભાર લાગણી. એટલે તો એની વાત માનીને મને સાથે રાખ્યો. આ ફ્લેટ મૂળથી એમનો જ. હું એમની નજર નીચે ભણ્યો એમની સિફારસથી પહેલાં નોકરીએ લાગ્યો. અને આજે મારા ધંધામાં પણ એમના જ સંબંધો ખપમાં આવે છે—લગ્ન? લગ્ન કર્યાં હતાં. પણ કર્યાં એટલું જ. ક્યારે ય મામી સાથે રહ્યાં નથી. એ એમને નહોતાં ગમતાં. આ કોર્ટો ધ્રુજાવતો યન્ગ બ્રિલિયન્ટ એડવોકેટ, ને મામી બીચારાં, સીમ્પલ વુમન, ત્રીજા ક્લાસ. હજારોની ધીકતી પ્રેક્ટીસ, એ ભલા; ભલી એમની ક્લબ ને એમની લૉ-બુક્સ!

ઝીણા ને ભૂલાભાઈ એમના આદર્શ, ક્યારેક એ

પહોંચીશ એવો એમનો દૃઢ વિશ્વાસ. અને પહોંચત પણ ચોક્કસ. દાદાજીની હઠને વશ થયા એ એક લગ્નપ્રસંગે. મને લાગે છે કે એ એમનું છેલ્લું એ જાતનું પગલું હશે. દાદાજીની આમન્યા જાળવી તે જાળવી. પોતાને ન ગમે એવી એ એક જ વાત એમણે કદાચ સ્વીકારી હશે. પરંતુ મામીને જોયાં, એમનો વ્યવહાર જોયો ને મનમાં ગાંઠ વળી ગઈ. આ બાઈ સાથે મારો સંસાર નહિ નભે. બસ, પછી કોઈનું સાંભળ્યું નથી. એ જમાનામાં તો ફરીથી લગ્ન થાય એ સ્વાભાવિક ગણાતું અને દિવસે દિવસે એમનું નામ ગાજતું થયું હતું. ફરસનદાસ મહેતા એટલે 'કંપની લૉ' ઉપર ફાઈનલ વર્ડ... પણ ફરીથી લગ્ન કરવાની ને એ અંગે વિચારવાની પણ કોને ફુરસદ હતી ? એમના જીવનનો, લગ્નની નિષ્ફળતાનો એ પહેલો અંક. એ પડદો પડ્યો તે પડ્યો એ દૃશ્ય ફરીથી ન ભજવાયું...

'ને બીજો અંક શરૂ થયો. વકીલાતમાં એમને બાર પંદર લાખ ભેગા કરવા હતા. મહત્ત્વાકાંક્ષા બીજે માર્ગે વળી. એ માનતા, કાયદેસર રીતે સામા પક્ષની નિર્બળતાનો લાભ લેવો એમાં અન્યાય નથી. એમની નજરે પાપપુણ્ય જેવું કંઈ નથી. કાયદો કહે તે સાચું, એ મંજૂર ન રાખે તે ખોટું. કાયદાની પટાબાજીને અંતે તમારો કેસ પૂરવાર કરી શકો તો એ વિજય માણવાનો તમને અધિકાર, અને એવી પટાબાજી ખેલવા માટે પાવરધો વકીલ રોકો તેને એનું વ્યાજબી મહેનતાણું મળવું જ જોઈએ.

'એકવાર એક ખૂબ જાણીતા બેરિસ્ટરે, નામ નથી આપતો પરિમલ, અને એવી જ એક ધરખમ સોલીસીટરની પેઢીએ મામાસાહેબની કંપની લૉની સમજદારીનો સાથ માંગયો. ચોક્કસ શરતો મુજબ મામાસાહેબે એ સાથ આપવાનું નક્કી કર્યું. ખૂબ મોટી પાર્ટી, હાઉસ ઑફ સો ઍન્ડ સો અથવા તો ઈન્ડસ્ટ્રીઅલ કમ્બાઈન જેવું

આગળ પાછળ લગાવી શકાય એવી પાર્ટી. લાખોની રકમ સંડોવાયેલી.. મામાસાહેબે કાળી મહેનત કરી, કેસ કોણ જીતશે એ માટેની સામા પક્ષને ખાતરી થઈ ચૂકી. કરસનદાસ મહેતાને બન્ને પક્ષોએ આર્બિટ્રેટર નીમ્યા, ફી નક્કી થઈ. બધું પત્યું, પણ દોઢ લાખની ફીની બાબતમાં પેલા બેરિસ્ટર, પેલી સોલીસીટરની ફર્મ, પેલી પાર્ટીઓને 'અધધધ' થઈ ગયું. પચાસ હજાર ઓછા લ્યો એવી પ્રપોસલ આવી. બેરિસ્ટર મિત્ર હતો ને ત્રણચાર વર્ષ ખટલો ચાલ્યો તે દરમ્યાન બન્ને પક્ષોના બડેખાંઓ સાથે ખાણીપીણી, કોન્ફરંસો, મુંબઈ, કલકત્તા દિલ્લીની સાથેસાથે દોડાદોડી થયેલી, સંબંધો ગાઢ બનેલા. અને છતાં જ્યારે મહેનતાણું આપવાનું આવ્યું ત્યારે દરેકે પોત પ્રગટ કર્યું.

'બસ! મામાસાહેબે જોયું કે દુનિયા સાવ લબાડ છે, મિત્રો જુઠ્ઠા છે, પૈસાદારો પોતાના સ્વાર્થ સિવાય બીજાનું કંઈ જોતા નથી, જોવા માગતા નથી. શા માટે દોઢ લાખને બદલે એક લાખ લઉં? એ એક લાખ પણ છોડી દીધા. અને ઓવર નાઈટ વકીલાત પણ છોડી દીધી. બધા ઉપર નફરત આવી ગઈ,.. પરિમલ, મામાસાહેબના જીવનનાટકનો બીજો અંક ત્યારે સમાપ્ત થયો.

'અને હવે જાણે લાગે છે કે–' પણ મિલન ચૂપ રહ્યો, એણે વાત તે બપોરે અધૂરી મૂકી દીધી. સાંજે મિલનને ત્યાં પરિમલ પાછો ફર્યો ને જુએ તો મામાસાહેબ રેડિયો ઉપરનું વેસ્ટર્ન મ્યુઝિક અને સીગાર માણતા બેઠા હતા. એણે હસીને પૂછ્યું, 'કેમ છે, મામાસાહેબ?'

'આઈ હેડ નેવર બીન બેટર–બસ મોજ છે,' તબિયત રાતીરાણ સમી હોય એવી ખાતરી સાથે એમણે જવાબ આપ્યો. અને છતાં એમની આંખોની આજુબાજુનાં કાળાં ચકામાં સવાર કરતાં વધુ ઘેરાં લાગતાં હતાં.

મિલન અને માધવી બન્ને ચિંતાતુર જણાતાં હતાં. લવંગી અને

લલ્લુ દાદાજી દાદાજી કરતાં એમની સાથે એક થાળીમાં જમવા બેસી ગયાં, પોતાના ભાણામાંથી દાદાજીને પીરસે, એમનું પોતે લઈ લે. એ ત્રણેને જમતાં હતાં તે દરમ્યાન મિલને પરિમલને જણાવ્યું, 'ડૉક્ટર કહે છે કે સારવાર કયી રીતે કામયાબ નીવડે? દરદીએ પોતે સ્વીકારવું તો જોઈએ કે પોતે બિમાર છે? આ તો મંજૂર કરતા જ નથી, કહે છે કે મને કશું થયું જ નથી. ડૉક્ટર માને છે કે જ્યાં સુધી એમનું મન આટલું એલર્ટ રહેશે ત્યાં સુધી શરીરની બિમારીને એ કોઈ રીતેય નહિ સ્વીકારે...' માધવીની આંખમાં આંસુ ચમક્યાં, 'મને લાગે છે કે મનોમન એ કોઈ અવસ્થા સામે જંગ માંડીને બેઠા છે. એમને હાર મંજૂર નથી. કદાચ માનતા હશે કે વૃદ્ધાવસ્થા, કુદરતના ચોક્કસ નિયમો, મૃત્યુ એ બધું સામે પક્ષે રહીને કરસનદાસ મહેતા-પેલા અજેય એડવોકેટ કરસનદાસ મહેતાને કોઈ કેસમાં હરાવવા મથી રહ્યા છે, અને આ પોતાની સમગ્ર ચેતનાને જાગ્રત રાખીને એમની સાથે આરગ્યુમેન્ટસ્ માંડીને બેઠા છે...

મિલનને બચપણથી પુત્રની જેમ એમણે મોટો કર્યો હતો. એના ગેટઅપમાં મામાસાહેબની જીવનદૃષ્ટિનો મોટો ફાળો હતો. ફેર માત્ર એ હતો કે મામાસાહેબ દરેક વખતે માત્ર શુષ્ક તર્કનો આશ્રય લઈને જ પરિસ્થિતિને મૂલવતા, જ્યારે મિલન ક્યારેક ભાવવિભોર બની જતો અને માધવીને તો એ 'બન્ડલ ઓફ સેન્ટિમેન્ટસ્' જ કહેતા.

તે રાતે બધા વ્હેલાં વ્હેલાં જંપી ગયાં. મામાસાહેબે બાર વાગ્યા સુધી રેડિયો સાંભળ્યા કર્યો. તે પછી પણ એ ઊંઘ્યા નથી એમ પરિમલ લગભગ મધરાત પછી જાગી ગયો ત્યારે એણે જોયું. એમના પલંગ પાસેનો ટેબલ-લેમ્પ હજી સળગતો હતો. એમના હાથમાં પુસ્તક હતું, પોતે જ સાંભળી શકે એટલો મોટેથી ક્યારેક ક્યારેક એ વાંચતા હોય; એમને ખૂબ એકલું લાગે ત્યારે સ્હેજ મોટેથી વાંચતાં

એમને આજુબાજુ વસ્તી છે એમ અનુભવાતું. મધરાતની શાંતિમાંથી એક એક શબ્દ છૂટો પડીને વાતાવરણને ભરી દેવા મથતો હતો :

'Half past one,'

The street lamp sputtered,

The street lamp muttered...

એ રસ્તાની બત્તી ઇંગિત કરતી હતી, પેલી સ્ત્રીને આવકાર, એનું દ્વાર ઊઘડતાં અજવાળાની જે લકીર પ્રગટે છે તે જાણે એના ઉપર હસી લે છે. એનો પરિવેશ જોયો? ફાટ્યાંતૂટ્યાં એનાં વસ્ત્રો છે, અને એની આંખને ખૂણે–

'The memory throws up high and dry

A crowd of twisted things–

બધું વાંકુંચૂંકું બની ચૂક્યું છે. પેલી વાંકી ડાળી, ખવાઈ ખવાઈને લીસ્સી બની ગઈ છે, એના હાડપિંજરની વાત દુનિયાને જાહેર થઈ ગઈ છે...'

મામાસાહેબનો અવાજ સહેજ કંપી ગયો. એમની નજર પોતાના સુક્કા હાડ ઉપર થોડી ક્ષણો માટે સ્થિર થઈ ગઈ. ગમે ત્યારે આ હાડકાં બટકાઈ જશે? એ નજર એવું કશું પૂછતી હતી.

'ને હાફ પાસ્ટ ટુ, વળી હાફ પાસ્ટ થ્રી, જોયો પેલો ચંદ્રમા! એની નજરનો પલકાર હવે મંદ પડી ગયો છે. માંડમાંડ હોઠનો ખૂણો સહેજ અમથો ઉંચકાય છે, એને હસવું હોય છે ત્યારે. એ પોતાની સ્મૃતિ ખોઈ બેઠો છે, ક્યાંથી યાદ રહે બધું? કેવું સુખ? સ્મરણોની જંજાળ જ નહિ?'

ઇલિયટ બંધ કરીને મામાસાહેબે આંખો મીંચી દીધી. અંતરમાંથી જાગતી સ્મૃતિઓના અવાજને ગૂંગળાવી દેવા માગતા હોય

તેવો પ્રયત્ન એમની મુખરેખાઓમાં અંકાયો હતો. પરિમલને થયું, એમની પાસે જઈને બેસે, પૂછે, શું થાય છે મામાસાહેબ? પણ એના પગ ન ઊપડયા. કદાચ માધવી સાચું કહેતી હતી, આ ક્ષણોમાં પેલો જંગ એ ખેલી રહ્યા હતા કદાચ એ યુદ્ધ એમને એકલે હાથે જ લડવું હતું ત્યાં કોઈ 'એલાઈઝ'ને સ્થાન ન હતું. રોજ મધરાત વીત્યે એ આવું યુદ્ધ ખેલતા હશે? ના રે ના, દિવસને રાત એ યુદ્ધ ચાલતું હોવું જોઈએ, અને પુરવઠો ખૂટી રહ્યો છે એતું પણ એમને ભાન હોવું જોઈએ અને છતાંય તસુતસુ ભૂમિ માટે એ લડી રહ્યા છે. એમ સ્પષ્ટ સમજાતું હતું.

પરિમલ બે દિવસ પછી વડોદરા પાછો ફર્યો. બીજાં ત્રણેક અઠવાડિયાં વીતી ગયાં. પત્રોત્તર આપવાની મિલનની આળસ પ્રોવર્બિઅલ હતી એમ પરિમલ વર્ષોના અનુભવે જાણતો હતો. પણ તે સાંજે ઘેર પાછો ફર્યો ત્યારે પ્રીતિએ પત્ર એના હાથમાં મૂકયો, અક્ષરો જોઈને એને ખાતરી થઈ અને આશ્ચર્ય પણ અનુભવ્યું, 'મિલનનો પત્ર? પણ તેં કેમ ફોડયો નથી?'

'હિમ્મત ન ચાલી, મુંબઈથી આવ્યા પછી તમે એ બધી વાતો કરી હતી એટલે અને કોણ જાણે મન મારું ફફડે છે–'

પરિમલે પત્ર ફોડયો. લગભગ એક શ્વાસે એ પત્ર વાંચી ગયો. એના મુખ ઉપર ઝડપથી પલટાતી રેખાઓની ગતિવિધિ પ્રીતિ ઊભી ઊભી જોયા કરતી હતી, ને એનું હૈયું જાણે ડૂબે જતું હતું.

'કહોને, એ જ વાત છે ને? ત્રીજા અંક ઉપર પડદો પડયો ને?'

'પડયો નથી, પણ નાટકની ક્લાઈમેક્સ લગભગ હાથવેંતમાં છે,' બોલીને પરિમલે પ્રીતિને પત્ર વાંચી સંભળાવ્યો.

'પરિમલ,'

તે રાતની તારી વાત સાચી. તે પછી મેં એમને ઈલિયટ અને ફ્રોસ્ટ વાંચતા જોયા. મોટે મોટેથી કવિતા વાંચ્યા કરે; જાણે પેલા ખૂટી જતા પુરવઠામાં કશું ઉમેરવાની હવે શક્તિ રહી ન હતી. પોતાના પક્ષને બદલે હવે સામા પક્ષ વતી પણ જાણે આર્ગ્યુમેન્ટ્સ શરૂ ન કરતા હોય! મને કહે આસામીની બિચારાની શક્તિ નથી કે સારો કોઈ વકીલ રોકી શકે, સરકારની ફરજ છે, એનો બચાવ કરવા માટે કોઈ નીવડેલો વકીલ રોકી આપે...ને એવું બધું.

મૃત્યુનો વિજય છતાં એ સ્વીકારવા તૈયાર નથી. એમને લાગ્યા કરે છે કોઈ એવાં અદૃશ્ય મજબૂત બળોએ અઘટિત રીતિનીતિ અખત્યાર કરીને જીવનભર એમને પરાસ્ત કરવા જ જાણે પ્રયત્ન માંડયો છે. પથારીમાં પડી રહેવાનું છે ને છતાં, દવસમાં બેચાર વાર ખૂબ પ્રયત્ન કરીને કોઈને ખબર ન પડે તે રીતે ભીંતનો ટેકો લઈને, અને કોઈની નજર પડે કે તુરત એવો આધાર છોડી દઈને વરંડામાં જઈને ઊભા રહે છે. જોરજોરથી સીગાર ફૂંકે છે......

લલ્લુને ખોળો ખુંદવા દે છે, લવંગીને આંક પૂછે છે, અઘરા અઘરા સરવાળા બાદબાકી લખાવે છે. ન આવડે તો ધમકાવે છે. માધવીને હજાર જાતની શિખામણો આપે છે. પણ મારી સામે જુએ છે ને જાણે એમની નજર ઢળી પડે છે, એ જાણે છે કે એમનું લાસ્ટ ડીચનું યુદ્ધ છે, તેની મને તો ખબર પડી જ ગઈ છે.

ને પરિમલ, મને એ પણ ખબર છે કે એકલે હાથે આ યુધ્ધ ખેલ્યું હોવા છતાં આજે એમને સાથ જોઈએ છે. જો કે હવે પણ એ સાથ માનવીઓનો તો નહિ જ, એમની હઠને બુઠ્ઠી કરી નાખે એવા તર્કનો સાથ એ ખોળે છે. મૃત્યુને ટાળી નહિ શકાય, તો પછી

તેવો પ્રયત્ન એમની મુખરેખાઓમાં અંકાયો હતો. પરિમલને થયું, એમની પાસે જઈને બેસે, પૂછે, શું થાય છે મામાસાહેબ? પણ એના પગ ન ઊપડયા. કદાચ માધવી સાચું કહેતી હતી, આ ક્ષણોમાં પેલો જંગ એ ખેલી રહ્યા હતા કદાચ એ યુદ્ધ એમને એકલે હાથે જ લડવું હતું ત્યાં કોઈ 'એલાઈઝ'ને સ્થાન ન હતું. રોજ મધરાત વીત્યે એ આવું યુદ્ધ ખેલતા હશે? ના રે ના, દિવસને રાત એ યુદ્ધ ચાલતું હોવું જોઈએ, અને પુરવઠો ખૂટી રહ્યો છે એતું પણ એમને ભાન હોવું જોઈએ અને છતાંય તસુતસુ ભૂમિ માટે એ લડી રહ્યા છે. એમ સ્પષ્ટ સમજાતું હતું.

પરિમલ બે દિવસ પછી વડોદરા પાછો ફર્યો. બીજાં ત્રણેક અઠવાડિયાં વીતી ગયાં. પત્રોત્તર આપવાની મિલનની આળસ પ્રોવર્બિઅલ હતી એમ પરિમલ વર્ષોના અનુભવે જાણતો હતો. પણ તે સાંજે ઘેર પાછો ફર્યો ત્યારે પ્રીતિએ પત્ર એના હાથમાં મૂક્યો, અક્ષરો જોઈને એને ખાતરી થઈ અને આશ્ચર્ય પણ અનુભવ્યું, 'મિલનનો પત્ર? પણ તેં કેમ ફોડયો નથી?'

'હિમ્મત ન ચાલી, મુંબઈથી આવ્યા પછી તમે એ બધી વાતો કરી હતી એટલે અને કોણ જાણે મન મારું ફફડે છે–'

પરિમલે પત્ર ફોડયો. લગભગ એક શ્વાસે એ પત્ર વાંચી ગયો. એના મુખ ઉપર ઝડપથી પલટાતી રેખાઓની ગતિવિધિ પ્રીતિ ઊભી ઊભી જોયા કરતી હતી, ને એનું હૈયું જાણે ડૂબે જતું હતું.

'કહોને, એ જ વાત છે ને? ત્રીજા અંક ઉપર પડદો પડયો ને?'

'પડયો નથી, પણ નાટકની કલાઈમેક્સ લગભગ હાથવેંતમાં છે,' બોલીને પરિમલે પ્રીતિને પત્ર વાંચી સંભળાવ્યો.

એ સ્વીકાર્યું અને કયી રીતે એની તરફેણની દલીલો ઇલિયટમાં, ફ્રોસ્ટમાં અને છેલ્લે છેલ્લે તો છાનામાના ગીતામાંથી એ શોધે છે જાણે.

એ કારણે રાહત અનુભવું છું.

આ ત્રીજા અંક ઉપર પડદો ઊતરશે ત્યારે અમને થશે કે છેવટે અમે સુખાન્ત નાટક જોયું, હા, માત્ર છેવટે.

વ્યથાપૂર્વક તારો,
મિલન'

સમાપ્ત